પ્રલમ્બઘ્ન તાલાંક વળિ, યમુનાંભેદી ચેત ;
હળધર હળથી પ્રિય રણે, ગદા યુદ્ધ યશ દેત. ૧૩૨૩

### બાણ નામ.

તોમર ખડ્ગ જિહ્મગ અસુગ, વિશિગ શિલિમુખ બાણ ;
માર્ગન કન નારાચ ઇશુ, પત્રી શોપણ પ્રાણ. ૧૩૨૪
સાયક ધાથિ પિડાય પણ, તેહ ઘાવ વિસરાય ;
વચન તીરનૂં દુઃખ તો, મિટેન જો જુગ જાય. ૧૩૨૫

### બાગ નામ.

કર્ત્રિમવન ઉદ્યાન વળિ, ઊપવનને આરામ ;
બાગ વાડિ વળિ વાટિકા, રાજ સાજ વિશ્રામ. ૧૩૨૬

### બિલ્વ નામ.

સદાફળ શિલૂપી સુરભિ, તાલ બિલ્વ માલર ;
એ શ્રીફળ સ્તન ઉપમા, કથતા કવિજન શૂર. ૧૩૨૭

### બુદ્ધિ નામ.

બુદ્ધિ મનીષા શેમુખી, મેધા ધિષ્ણા ધીય ;
બુદ્ધિ નામ શુભ મત મતી, સર્વ જનોને પ્રીય. ૧૩૨૮

### બહેડા નામ.

અક્ષ બિભીતક કર્ષફળ, સંવર્ત્તક કલિવૃક્ષ ;
ભૂતાવાસ બ્હેડા કહે, ચતુર ચેતિદે લક્ષ. ૧૩૨૯

### ભાલ નામ.

ભાલ અલિક સુલલાટમાં, નખલો સોણ જડાવ ;
સુંદર શોભા નિરખતાં, ભાળથિ પ્રકટ સ્વભાવ. ૧૩૩૦

### ભ્રકુટી નામ.

ભ્રૂ તંદ્રિ ભ્રકુટી ત્રિકુટિ, ભ્રમર હસે પ્રિય ભાળ ;
લલાટ લાલ પિયળ ઝળક, શોભે વદન રસાળ. ૧૩૩૧

## ભ્રમર નામ.

મધુલિહ મધુકર મધુપ અલિ, અલિનિ શિલીમુખ ભૃંગ;
ચંચરીક રોલમ્બ હરિ, કીલાલપ સારંગ. ૧૩૩૨
ષટ્પદ્ ઈંદીવર ભ્રમર, વળિ દ્વિરેફ રસ ચોર;
વસંત વાયુ મકરંદના, ચોરથિ ચમક્યા ભોંર. ૧૩૩૩

## મન નામ.

સ્વાન્ત હૃદય મન્મથપિતા, આત્મા માનસ નામ;
મન સહીત કોવિદ કથે, મનોરાજના ધામ. ૧૩૩૪

## મદન નામ.

મદન મનોભવ મન્મથન, સમર પંચશર માર;
મીનકેતુ કન્દર્પ વળિ, દર્પક ચિત્ત વિહાર. ૧૩૩૫
પુષ્પ ચાપ મનસિજ ચિતજ, સંબરારિ રતિકામ;
વિતન આતમભૂ રતિરમણ, જગહેતૂ અભિરામ. ૧૩૩૬
કૃષ્ણ પુત્ર પ્રદ્યુમ્ન વળિ, ઝષકેતૂ જય લેખ;
કામદેવ સહ કવિ કથે, મદન નામ પ્રિય પેખ. ૧૩૩૭

## મનુષ્ય નામ.

માનુષ મર્ત્ય મનુષ્ય નર, માનવ મનુજપુમાન;
ચતુર લક્ષ જાતી ગણે, મનુંષ્ય ભેદ નિદાન ૧૩૩૮

## મહાદેવ નામ.

સંકર શશિધર શૂલધર, હર ગંગાધર વામ;
શર્વ શંભુ શિવ ભીમ ભવ, ભર્ગ કામરિપુ નામ. ૧૩૩૯
ત્રિનયન ત્ર્યંબક ત્રિપુર અરિ, ઈશિ ઊમાપતિ સાર;
જટી પિનાકી ધુર્જટી, રૂદ્ર વૃષધ્વજ ધાર. ૧૩૪૦
ઉગ્ર કપર્દી ભૂતપતિ, પશુપતિ મૃડસુઇશાન;
વળિ શ્રીકંઠ સિતિકંઠ શુભ, નીલકંઠ કલ્યાણ. ૧૩૪૧

## મનોહર નામ.

મંજુલ મંજુ મનોજ્ઞ મધુ, મધુરચારૂ સકુમાર;
લલિત મનોહર નાયિકા, કંઠ કુસુમનો હાર. ૧૩૪૨

## મકરી વા કરોળિયા નામ.

લૂતા સુત્રા મર્કટી, ઉર્ણનાભિ સંભારિ;
ચતુરવિંશ ગુરુમાં ગણે, દત્ત ગુરૂ ચિતધારી. ૧૩૪૩
જાળ પ્રસારણ સંહરણ, કરોળિયો રચનાર;
જગમાયા રચિ સંહરણ, કરે બ્રહ્મ સુખ સાર. ૧૩૪૪

## મદિરા નામ.

મધુ માધ્વી મદિરા સિરા, સુરા વારુણી પેય;
આસવ મદ કાદમ્બરી, મધુવારા મૈરેય. ૧૩૪૫
સિંધુર રસના બુદ્ધિહા, હાલા સિંધુ પ્રસૂત;
મદ્ય સહિત મદિરા પિયે, વામ ઇડાથિ સપૂત. ૧૩૪૬

## મધુ નામ.

માધવ મધુદ્રુમ મધુ શ્રવસ, મધુષ્ટીલ મધુપૂલ;
એ મધૂક રસ વાસપ્રિય, જો માતંગ મદ તૂલ. ૧૩૪૭

## મરી નામ.

તિક્ત ઊષના કોલકા, કૃષ્ણફળા વળિ જાણ;
મરિચ મરી મરિયાં વદે, ગુણકારી સુવખાણ. ૧૩૪૮

## મૃગ નામ.

એન હરણ વાતપ પૃષદ, હરિ કુરંગ સારંગ;
મૃગ શિશુ સમ તવ નયનછે, અધિક અંજન સુરંગ. ૧૩૪૯

## માન નામ.

સ્તંભ દર્પ અહંકાર મદ, ગર્વ સ્મય અભિમાન;
લઘુ મધ્યમ ગુરુ માન સહ, એકાદશ અભિધાન. ૧૩૫૦

### માતા નામ.

અંબા સાવિત્રી પ્રસૂ, જનયિત્રી મા નામ;
માતાધાતા જગતમાં, શોભે સુંદર ધામ, ૧૩૫૧

### માલતી નામ.

સુમના જાતી મલ્લિકા, ઉત્તમગંધા વામ;
અંગુષ્ઠા પ્રિય વાદીની, રાજ પુત્રિકા નામ. ૧૩૫૨

### માલા તથા સૌરભ નામ.

માલા સ્રક સ્રજ ગુણવતી, જપિ વિહાર જગફંદ;
સારગ મધુવળિ પુષ્પરસ, કુસુમસાર મકરંદ. ૧૩૫૩

### મિલાપ તથા યુગલ નામ.

સંગમ સંગ સંકેતયત, સાથ સહીત મિલાપ;
યમલ યુગ્મ યુગ દ્વંદ્વ દ્વય, ઉભય મિથુન આલાપ. ૧૩૫૪

### મીન નામ.

સફરી અનિમિષ મત્સ્ય તિમિ, પૃથુરોમા પાઠીન;
મકર ઉલૂપી અન્ડભવ, વૈસારિણ ઝષમીન. ૧૩૫૫

### મુખ નામ.

આનન આસ્ય લપન વદન, વક્ત્ર તુન્ડ છબિ સ્હોય;
મુખ શોભા શશિ સમ બની, પ્રિય દર્પણ લઇ જોય. ૧૩૫૬

### મૂર્ખ નામ.

મુગ્ધ મૂઢ જડ મૂક નડ, અજ્ઞ કદુકવદ શઠ;
મૂરખ નર જાણેજશું, મુક્તમાળ કપિકન્ઠ. ૧૩૫૭

### મેઘ નામ.

ધારાધર જલધર જલદ, જગજીવન જીમૂત;
અભ્ર બલાહક મુદિર હરિ, કામુકિ ધૂમ સપૂત. ૧૩૫૮

નીરદ ક્ષીરદ અંબુવહ, વારિદ જલમુચ નામ ;
ઘન તડિત્વાન સુમેઘ સહ, કહ્યાં સુકવિ અભિરામ. ૧૩૪૯

## મોર નામ.

નીલકંઠ કેકી શીખી, બર્હિ શિખન્ડી હોય ;
શિવસુતવાહન અહિભખી, મયુર કલાપિ રહોય. ૧૩૫૦
નાચે મોર અટારિ ચઢિ, જોઇ ઘટા આનંદ ;
મોરનામ સુવિવિધ નિરખિ, હરખે કવિજન વૃંદ. ૧૩૫૧

## મોતી નામ.

શશિ મોતી ગોતી ગુલિક, જલજ સીપસુત નામ ;
મુક્તાહાર સુકંઠમાં, સુંદર સુંદરિ ધામ. ૧૩૫૨

## મોક્ષ નામ.

મુક્તિ અમૃત કૈવલ્ય વળિ, અપુનર્ભવ અપવર્ગ ;
નિઃશ્રેયસ નિર્વાણ પદ, મહાસિદ્ધિવર સ્વર્ગ. ૧૩૫૩

## મંગળ નામ.

કુજ અંગારક ભૂમિસુત, લોહિતાંગ મહિબાળ ;
મંગળ સમ સ્થળ સ્થળ ઉદિત, મંદિર દિપક નિહાળ. ૧૩૫૪

## યુધિષ્ઠિર નામ.

ધર્મ તાત સુઅજાતરિપુ, કૌંતેય સત્ય ગાય ;
નૃપતિ યુધિષ્ઠિર કંકમુનિ, ભુભૂજેન્દ્ર કુરુરાય. ૧૩૫૫
યમનન્દન ને પાન્ડુસુત, સમરાંગણ શુરધીર ;
અશ્વમેધ ને રાજસૂ, યજ્ઞ કાર્યમ વીર. ૧૩૫૬

## યંત્ર તથા શુક નામ.

તંત્રી યંત્ર વિતાન વળિ, બીન વિપંચક વીર ;
રક્તચંચુ શુક કીર વળિ, સૂડા પોપટ ધીર. ૧૩૫૭

જાતનાં શિવલિંગ પુજવાથી જુદી જુદી જાતનું ફળ તેમજ, માટીના ચિંતામણી એકથી અધિક અગીયાર સુધી કરી, નિત્ય પુજવાથી ન્યારૂં ન્યારૂં ફળ દાખવ્યું છે. વળી એના પછી વૈદકશાસ્ત્રમાં પણ બેહદ કામ કર્યુંછે. તે જોવાથી માલમ પડશે. ત્યારબાદ સામુદ્રિકશાસ્ત્ર પણ ઘણી સંભાળથી ઘણા ઘણા મત અને પુસ્તકો ઉપરથી નક્કી કરી રચ્યુંછે. એ સામુદ્રિક પછી શાલીહોત્ર શાસ્ત્ર યાને અશ્વ-પરિક્ષા ઘણીજ ઉમદારીતે ફળ સહિત બતાવીછે. એ વિષય પછી કાવ્યશાસ્ત્ર વિષે પણ ઘણા ઘણા સંસ્કૃત પ્રાકૃત કાવ્ય ગ્રંથોનો આધાર લઇ, જેમ બને તેમ સુંદર રચના કરવામાં આવીછે.

એ કાવ્યશાસ્ત્ર પછી સ્વરોદયશાસ્ત્ર પણ, ઘણા સંસ્કૃત, પ્રાકૃત, માગધી, મરાઠી અને વ્રજ ભાષાના ગ્રંથો ઉપરથી, તથા એ વિષયના અનુભવીથી સારૂં જ્ઞાન મેળવી રચ્યું છે.

સ્વરોદય પછી સંગીતશાસ્ત્ર પણ પુરાતન આચાર્યોના મતો જોઈ, ઘણી સંભાળથી એ વાતના નાયક પુરૂષો અથવા ગુણી ગાયકજનોથી પણ શોધ પરી-શોધ કરી રચ્યુંછે.

એ સંગીતશાસ્ત્ર પછી સારમાસાર એવું જે નેત્રરૂપ ગણાતું **જોતિષશાસ્ત્ર.** તે પણ વિવિધ આચાર્ય મતે જોઇ તથા એ વિષયના જ્ઞાતા જ્યોતિષીયોથી પણ પૂર્ણ તપાસ કરી અનેક યુક્તિ પર્યુક્તિભરી રચના દાખવીછે.

એ જ્યોતિષ પછી સ્થાપત્યવેદ યાને **શીલ્પશાસ્ત્ર** એમાં પણ ઘણા કારીગરોના હાથમાં વિદ્યા પેઢી દરપેઢી ઉતરતાં અથડામણમાં પડવાથી, અશુદ્ધ ગ્રંથો થઇ ગયેલા તોપણ જુદે જુદે સ્થળેથી જુદી જુદી પ્રતો મેળવી, બનીશક્યું ત્યાં સુધી શુદ્ધતા સાથે રચના રચીછે; એમાં કોઇ સ્થળે મોટા ઉદેપુરના કુંભારાણાના વખતમાં રચાવેલા, રાજ્યવલભ ગ્રંથથી નહિં પણ પ્રાચીન ગ્રંથો જેવાકે વિક્રમા-દિત્યની પછી, વૃદ્ધ ભોજના સમયમાં વૃદ્ધરાજવલભ, અને તે પહેલાં અપરાજીત તથા વાસ્તુ વિન્યાસ, વાસ્તુ કૌસ્તુભ વગેરે અનેક ગ્રંથો ઉપરથી રચી, વાસ્તુપદપુજન દેવ વરાડ વિષે પણ ઘણી સારી તપાસ કરી રચ્યુંછે. એ સિવાય છેવટે ચતુર યુગ ધર્મ વ્યવસ્થા દર્શક વિષય પણ, ઘણી શોધથી ઘણા ગ્રંથાવલોકન કરી લખ્યોછે આ ગ્રંથ રાજા પ્રજાજન સર્વને ઉપયોગી થઇ પડે તેવો રચ્યોછે, માટે પ્રત્યેક ગૃહસ્થના ઘરમાં આવા શાસ્ત્ર સાહિત્ય રૂપ ગ્રંથની એક પણ નકલ હોય તો તે ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ, ચારે પદાર્થ સંપાદન કરવે સમર્થ થયાવિના રહેશે

### રજ નામ.

ધૂલી ધૂસરિ ખેહ રજ, પાંસુ શર્કરા મંદ ;
પ્રભુપદરજને પરસવા, ઇચ્છે સનક સનંદ. ૧૩૬૮

### રાજા નામ.

નૃપ સુનરેશ ઇશાનને, અધિપતિ મહિપતિ ભૂપ ;
રાજાશ્રી ગોહેલ કુળ, તખ્તસિંહજિ અનૂપ. ૧૩૬૯

### રાજી તથા ક્ષુદ્રઘંટિકા નામ.

રાજી આવલી અલિતતી, રોમપંક્તિ અભિરામ ;
રસના કાન્ચનિ કિંકણી, સુત્ર મેખલા નામ. ૧૩૭૦

### રાક્ષસ નામ.

કુનપ સર્પને પુણ્યજન, નિકષાસુત દુર્નાદ ;
કર્બુર અસુર નિશાચરજ, યાતુધાન ક્રવ્યાદ. ૧૩૭૧

### રાત્રી નામ.

તમસ્વિની ક્ષણુ દાક્ષપા, તમી તમિસ્ત્રા વામ ;
નિશી શર્વરિ વિભાવરી, નિશા જામિની નામ. ૧૩૭૨
રજની સજની શરદની, રમ્યાં રંગ રસ રાસ ;
રાત્રિ સુખદ પટ્માસની, પરમ પ્રકાશ વિલાસ. ૧૩૭૩

### રાયવેલી તથા સંજીવની નામ.

અષ્જસિ પ્રિયવલ્લરિ વદે, રાજધ્વનિકા સાર ;
જીવા જીવનિ મધુસ્રવા, જીવંતી સુવિચાર. ૧૩૭૪

### રુધિર નામ.

શોણિત રક્ત કુનપ વળી, અસ્રક અક્ષત જાત ;
લોહી પીતાં પૂતના, પડી પૃથ્વિપર ખ્યાત. ૧૩૭૫

### રૂપ્ય નામ.

રૂપ્ય રજત દુર્વર્ણ વળિ, જાતરૂપ ખર્જૂર ;
રૂપૂં ચાંદી નામ છે, ધાતુ શ્રેષ્ઠ ધર ઊર. ૧૩૭૬

### લજ્જા નામ.

હ્રી લજ્જા વ્રીડા ત્રપા, લજ્જા ને સંકોચ;
પ્રિય રતિ પતિસું હસિ નહીં, પછી કરે શું સોચ. ૧૩૭૭

### લતા નામ.

વ્રતતી વિસતી વલ્લરી, વિશિની લતા વિતાન;
અમરવેલિ સમ શોભતી, લતિક લલિત રતિમાન. ૧૩૭૮

### લક્ષ્મી નામ.

શ્રી પદ્મા પદ્માલયા, કમળા ચપળા લેખ;
સિન્ધુ સુતા મા ઇન્દિરા, વિષ્ણુ વલ્લભા પેખ. ૧૩૭૯
જેહનિ નયન કટાક્ષ છબિ, રહી સકળ જગ છાઇ;
તે લક્ષ્મી પ્રિય વિષ્ણુના, મન્દિરમાં સરસાઇ. ૧૩૮૦

### વક્ર નામ.

વામ વક્ર કુંચિત કુટિલ, વાંકડિ ભ્રકુટિ તરંગ;
બનિ ઠનિ આવી મેનકા, કરાવવા તપ ભંગ. ૧૩૮૧

### વજ્ર નામ.

અશનિ કુલિશ નિર્ઘાત પવિ, વજ્ર ભિદુર યશ જાણ;
પડો શત્રુના શીષ પર, વિરસ કરે રસખાણ. ૧૩૮૨

### વટ વા વડ નામ.

જટી કપર્દી રક્તફળ, બહુપદ ધ્રુવ ન્યગ્રોધ;
વટ વડ સાવિત્રી પુજે, છાંય ઉનાળે શોધ. ૧૩૮૩

### વન નામ.

કાનન વિપિન અરણ્ય વન, કક્ષ ગહન કાન્તાર;
અટવી મહીં ઉદય થતા, વ્યાઘ્ર કરી હરિ સાર. ૧૩૮૪

### વનચર નામ.

કપિ શાખા મૃગ વાલિમુખ, કિશ પ્લવંગ લાંગૂર;
વાનર વનવસિ વનચરા, ગણાય વનમાં શૂર. ૧૩૮૫

### વરુણ નામ.

વરુણ પ્રચેતા પાશપતિ, અપપતિ જળચરઈશ;
યાદશપતિ સહનામ છે, કહે કોવિદ મુનીશ. ૧૩૮૬

### વસ્ત્ર નામ.

ચૈલ નિચોલ દુકૂલ પટ, અંશુક વાસસ ચીર;
નીલ વસ્ત્રમાં દીપતૂં, ગોરી ગૌર શરીર. ૧૩૮૭

### વસંત નામ.

કુસુમાકર ઋતુરાજ મધુ, સુરભી વળી વસંત;
કામમિત્ર કવિજન કહે, સકળ પ્રાણિ વિલસંત. ૧૩૮૮

### વૃક્ષ નામ.

શાખી વિટપી અનુહ કુજ, દ્રુમ વળિ પાદપ નામ;
મહિરૂહ દલિ પત્રી ફૂલી, બર્હિ કલ્પતરુ ધામ. ૧૩૮૯

### વિદ્યુત નામ.

ક્ષણરુચિ છટા અકાલિકા, તડિત ચંચલા સોહ્ય;
દામિનિ ચપળા વીજળી, દંપતિનાં મન મોહ્ય. ૧૩૯૦

### વિદ્રુમ નામ.

સુખિર નટી નલિની વિદ્રુમ, કપોતાંઘ્રિ સુપ્રવાળ;
તવ અધરસમા કવિ કહે, પણ નહિં મૃદુલ રસાળ. ૧૩૯૧

### વિવાહ નામ.

પત્ની સેવન કરગ્રહણ, ઉદ્વહ વિદ્વા વિવાહ;
લગ્ન સહિત એ નામ છે, વિવાહ શબ્દ પ્રવાહ. ૧૩૯૨

### વિષ નામ.

ગરલ હલાહલ અર મૃતક, કાલકૂટ રસસાર;
વ્હાલ વાણિ કટુ ઝેરસમ, લાગે વિષન વિચાર. ૧૩૯૩

## વિહંગ નામ.

દ્વિજ શકુન્ત પક્ષી શકુનિ, અંડજ વિહગ વિહંગ ;
વિહંગમ પતત્રિ પત્રરથ, પત્રી પતગ પતંગ. ૧૩૯૪
ખગસ્થળ સ્થળ બોલે નવલ, કોમળ કંઠ સુજાત ;
નૃપ તવ આગમ મુદિત દ્રુમ, કરત પરસ્પર વાત. ૧૩૯૫

## વેતસ નામ.

વંજુલ સિત બિંદુલરથી, અભ્રપૂષ્પ વાનીર ;
જળસ્થળ વેતસ કુંજમાં, સુંદર વાસ સમીર. ૧૩૯૬

## વેદ નામ.

આમ્નાય શ્રુતિ બ્રહ્મશ્રવ, ધર્મમૂળ સહ ભેદ ;
નિગમાગમ એ ગણ ચતુર, તેમ ચતુર ઉપવેદ. ૧૩૯૭

## વંચક નામ.

વ્યાજ જિહ્મ કૈતવ કુટિલ, છદ્મી ધૂર્ત છલકાર ;
કપટી વંચક સહ સમજ, વંચક નામ પ્રકાર - ૧૩૯૮

## શય્યા નામ.

કશિપુ તલ્પ શય્યા શયન, સંવેશન શયનીય ;
દુગ્ધશીણ સમ સેજ પર, પિયૂ પ્રિયા રમણીય. ૧૩૯૯

## શરકોષ નામ.

ઉપાસંગ તૂનીર વળિ, ઇષુધી તૂન નિષંગ ;
તીર ભાથું શરકોષ તે, શોભે યુદ્ધ પ્રસંગ. ૧૪૦૦

## શીઘ્ર નામ.

આસુ તરસ સહસા ઝટિત, ત્વરિત તૂર્ણ દ્રુત હોય ;
સત્વર શીઘ્ર સુક્ષિપ્ર લઘુ, ત્વર રય રંહસ જોય. ૧૪૦૧
વાજિ વેગ જવ રભસરભ, અવલંબિત ઉત્તાલ ;
ચપળ ચાલિ ચાતુર અલી, આતુર દેખી લાલ. ૧૪૦૨

### શબ્દ તથા ઇન્દ્રિયનાં નામ.

નાદ નિનાદ નિઃસ્વન સુષિર, રૂત રવ સ્વન ધ્વનિ નામ;
ગો હૃષીક ખં કરણ ગુણ, ઇન્દ્રિય પ્રિય અભિરામ. ૧૪૦૩

### શુક્ર નામ.

ઉશના ભાર્ગવ કાવ્ય કવિ, અસુરપુરોહિત હોય;
જગમગતી જ્યોતી ઉગે, શુક્ર ઉદય જન જોય. ૧૪૦૪

### શેષ નામ.

શેષ મહા અહિ સર્પપતિ, ધરણીધરણ અનન્ત;
સહસ્રવદન કરે સ્તવન, તદપિન આવે અન્ત. ૧૪૦૫

### શોભા નામ.

શોભા આભા ભા પ્રભા, સુખમા પરમા કાન્તિ;
શોભા નામ વિવિધ નિરખી, કોવિદ રહે નિર્ભ્રાન્તિ. ૧૪૦૬

### સખી નામ.

વયસા સધ્રિચિ સખિ વળી, વાણી સહચરિ સાર;
અલી સહિત સખિ નામ એ, કહ્યાં વિવીધ પ્રકાર. ૧૪૦૭

### સર્પ નામ.

પન્નગ નાગ ભુજંગ વળિ, જિહ્મગ ભોગી સર્પ;
ચક્ષુશ્રવા સરિસૃપ હરી, કાકોદર ગરદર્પ. ૧૪૦૮
આશીવિષ વિષધર ફણી, મણી વિશેશય વ્યાળ;
ચક્રી દર્વી ગૂડપા, લેલિહ અહિ વિકાળ. ૧૪૦૯

### સમુદ્ર નામ.

સિન્ધુ સરિતપતિ સલિલપતિ, અમ્ભો નિધિ અકુપાર;
ઇરાવાન અર્ણવ ઉદધિ, કુશલય અબ્ધિ અપાર. ૧૪૧૦
રત્નાકર સાગર સહિત, સમુદ્ર નામ વિચાર;
ભવસમુદ્ર દલપતિ કહે, તે તરિ ઉતરો પાર. ૧૪૧૧

### સરસ્વતિ નામ.

વાણી વાક સરસ્વતી, ગિરા શારદા નામ ;
ભારતિ સાથ કહ્યાં સુઘડ, વચન ચાતુરી કામ. ૧૪૧૨

### સમૂહ નામ

સમુદય વ્યુહ સમૂહ ગણ, પ્રકર નિકર નિકુરંબ ;
પૂર પૂગ વ્રજ પટલ ચય, સંચય નિચય કદંબ. ૧૪૧૩
વિસર નિવહ સંદોહ ઉહ, યૂથ વ્રાત ધનજાત ;
ચક્ર અનંત સમાજ બહુ, તેમ ગ્રામ સંઘાત. ૧૪૧૪
કંદલ જાલ કલાપ કુલ, કૂટ અને કસુવૃંદ ;
સમૂહ નામ જથા સહિત, કવિ કોવિદ પદ વંદ. ૧૪૧૫

### સ્વભાવ નામ.

પ્રકૃતિ નિસર્ગ સહજ અને, વિશ્વ સુશીલ સ્વભાવ ;
કવણ ટેવ વાંકું વદે, શુદ્ધ સરળ દર્શાવ. ૧૪૧૬

### સરોવર નામ.

હૃદ પુષ્કર કાસાર સર, સરસી તાલ તડાગ ;
સરોવરે કુમુદનિ ખિલી, ભ્રમર મધૂરસ જાગ. ૧૪૧૭

### સિંહ નામ.

કંઠીરવ હરિ કેસરિ, પૂંડરીક હર્યક્ષ ;
મૃગપતિ દ્વીપી વ્યાઘ્ર વળિ, પંચાનન પલભક્ષ. ૧૪૧૮
વળિ સારંગ વખાણતા, વનપતિ કરિ કુળકાળ ;
સિંહનામ કવિજન કહે, વીર વદન વિકાળ. ૧૪૧૯

### સીઢી વા નિસરણી નામ.

આરોહણિ આરોહ વળિ, નિઃશ્રેણી સોપાન ;
મણિમય દાદર ચઢત કવિ, ભૂપ કરે સનમાન. ૧૪૨૦

### સ્ત્રી નામ.

સ્ત્રી નારી વનિતા વધૂ, લલના જુવતી વામ ;
અબળા બાળા અંગના, પ્રમદા કાન્તા ભામ. ૧૪૨૧

તરુણી રમણી સુંદરી, સીમન્તની સુહોય;
ત્રિય તવસરખિ ત્રિલોકમાં, રચી વિરંચિ ન કોય. ૧૪૨૨

સુવર્ણ નામ.

કાન્ચન આર્જુન કાર્તસ્વર, હેમ હિરણ્ય સુવર્ણ;
અષ્ટાપદ હાટક પુરટ, શાતકુમ્ભ હરિ સ્વર્ણ. ૧૪૨૩
જાતરૂપ કલધોત વળિ, ચામીકર તપનીય;
રુકમ રુદ્ર રોહન કનક, મહારજત રમણીય. ૧૪૨૪

સુંદર નામ.

સુભગ સુખમ રુચિરુચિરને, કાન્ત કમન કમનીય;
રમ્ય સુપેશલ ભવ વિપદ, સાસ રમણ રમણીય. ૧૪૨૫

સૂર્ય નામ.

સૂર દિવાકર વિભાકર, દિનકર ભાસ્કર હંસ;
મિહિર તિમિરહર સહસ્રકર, ઉષ્ણરશ્મી તિગ્માંસ. ૧૪૨૬
બુધ્ન વિરોચન વિભાવસુ, માર્તન્ડ ત્રયિઅંગ;
દિનમણિ અંબર મણિ તરણિ, સવિતા પતગ પતંગ. ૧૪૨૭
અંશુમાન બૃહદસ્વ હરિ, જગચક્ષૂ ભગવાન;
બૃહદ્ભાનુ વિવસ્વાન વળી, ચિત્રભાનુ દ્યુતિવાન. ૧૪૨૮
રવિ મંડલ મંડન નવલ, ખન્ડન તમ સંસાર;
દલપતિ પ્રભા પ્રભાકરસુ, નિરખિ કરે નમસ્કાર. ૧૪૨૯

સૂંઠ નામ.

વિશ્વા નાગર અજભિષક, મહાઔષધિ વિચાર;
સૂંઠ દુર્જેતામાં સુણી, ગુણકારી ગુણ સાર. ૧૪૩૦

સેના નામ.

પૃતના ધ્વજિની વાહિની, ચમૂ વરૂથિનિ એન;
સૈન્ય કટક દળ વણ નૃપતી, નૃપતિ વિના નહિં સેન. ૧૪૩૧

સ્નેહ નામ.

દોહદ હારદ સ્નેહ હિત, પ્રણય રાગ અનુરાગ;
કહાં ગયો તવ પ્રેમ રસ, પ્રીતિ રીતિ રતિ બાગ. ૧૪૩૨

### સંગ્રામ નામ.

આયોધન રણુ આજિ મૃધ, આહવ સંખ્ય સમીક;
સર્વરાજ સંગર સમર, સંયુગ કલહ અનીક. ૧૪૩૩
સુરત યુદ્ધ જવ દંપતી, નામ કહ્યા સંગ્રામ;
વ્યૂહરમણુ દલપતિ કહે, રચે રાજ સુખધામ. ૧૪૩૪

### સંધ્યા નામ.

સંધ્યા નિશિમુખ પિતૃપ્રસુ, સાયંકાળ પ્રદોષ;
ત્રય સંધ્યા ત્રણુ વર્ણુ કરિ, રહેતા સદા અદોષ. ૧૪૩૫

### સૌમ્ય નામ.

સૌમ્ય વામ વર મુગ્ધ વળિ, સુબુ અપીચ્ય પ્રશસ્ત;
સુંદર વળિ બુધવારને, કહેતા સૌમ્ય સમસ્ત. ૧૪૩૬

### હરડે નામ,

અભયા પથ્યા અવ્યથા, અમૃતા ચેતકિ ધાર;
કાયસ્થા વળિ પૂતના, શિવા શ્રેયસી સાર. ૧૪૩૭
હરીતકી હરડે હરડ, હરતિ ઊદરના રોગ;
મોટિ બાળ હરડે કહે, હીમજ હિમજિ સુયોગ. ૧૪૩૮

### હરિદ્રા નામ.

પીતા ગૌરી કાન્ચની, રજની પીડા નામ;
હળદ હરિદ્રા કહત કવિ, આવે જન સુખ કામ. ૧૪૩૯

### હસ્તિ નામ.

હસ્તી દંતી દ્વિરદ દ્વિપ, પદ્મી વારણુ વ્યાલ;
કુંજર ઇભ કૂંભી કરી, સ્તમ્બેરમ શુંડાલ. ૧૪૪૦
સિંધુર વળિ પન્નગ હરી, ગજ સામજ માતંગ;
ગયંદ ઘૂમે નગરમાં, રાજે રાજ સુરંગ. ૧૪૪૧

### હીરા નામ.

નિષ્ક પદિક ને વજ્ર વળિ, હીરા દીપ વખાણુ;
શોભિત કંઠો મુદ્રિકા, જડિત સુવર્ણુ સુજાણુ. ૧૪૪૨

# સ્ફુટવિષય.

## સંસ્કૃત પ્રાકૃત અને કાર્થ શબ્દ રત્નાવળી.

### અજનામ

દોહરો.

અજવિધિ અજ બકરો કહે, અજ કહિયે પ્રિય ઈશ;
યૌવન ને અજ જન કહે, અજ કહિયે જગદીશ, ૧૪૪૩

### અજા તથા નિશા નામ.

માયા અજા બકરિ અજા, સાવિત્રી અજ વામ;
નિશા રાત્રિ વળિ કેહૃછે, નિશા હરિદ્રા નામ. ૧૪૪૪

### અનંત નામ.

ગગન અનંત કહત સુકવિ, વળી અનંત અનેક;
રૂપ અનંત જાણે સકળ, જિવ અનંત શિવ એક. ૧૪૪૫

### અલ નામ.

અલ અસર્થ સમર્થ અલ, અલસુ પૂર્ણ પ્રિય જાણ;
ભૂપણ અલ આળસજ અલ, તજિ ભજ બ્રહ્મ સુજાણ. ૧૪૪૬

### અવિ નામ.

અવિ પર્વત અવિ મેઘ વળિ, અવિ સવિતા સુવખાણ;
અવિરક્ષક જગ સકળનો, સદાશીવ ઉર આણ. ૧૪૪૭

### આત્મજ નામ,

આત્મજ રુધિર કહે જનો, આત્મજ કહેતાં કામ;
આત્મજ પુત્ર સપુત્ર તે, કરે જગતમાં નામ. ૧૪૪૮

### આત્મા નામ.

મન બુદ્ધિ ચિત્ત સ્વભાવ તન, ધર્મ જિવ અહંકાર;
એહ સકળ આત્મા સમજ, પર્માત્મા આધાર. ૧૪૪૯

### આવરણ નામ.

કહિયે આવ્રત આવરણ, ગગન આવરણ લેખ;
માયાના આવરણથી, પ્રકાશ જ્ઞાન ન પેખ. ૧૪૫૦

### ઇડા નામ.

વામ ચંદ્ર નાડી ઇડા, ઇડા ભોગ અભિરામ;
ઇડા અમ્બિકા માતછે, ઇડા વાણિ વિશ્રામ. ૧૪૫૧

### ઇલા નામ.

ઇલામા ઇલા બુધત્રિયા, ઇલા પૃથ્વિ વિખ્યાત;
ઇલા સરસ્વતિથી સકળ, વ્યાસાદિક મુનિ ખ્યાત. ૧૪૫૨

### ઉડુ તથા ઉડુપ નામ.

ઉડુ વિહંગ નક્ષત્ર ગણ, ઉડુ કૈવર્તક જાણ;
ઊડુપ ચંદ્ર નૌકા ઉડુપ, ઉડુપ ગરુડ વખાણ ૧૪૫૩

### કર્ણ નામ.

કર્ણ કહાવે રવિ તનય, કર્ણ કહે કવિ કામ;
કર્ણ જેહથકિ સાંભળે, નિગમાગમ અભિરામ. ૧૪૫૪

### કબંધ નામ.

વિના શીર કબન્ધ ધડ, અહિ.કબંધ પ્રિય ધીર;
રાક્ષસ એક કબંધને, મોક્ષ કર્યો રઘુવીર. ૧૪૫૫

### કર નામ.

કર ગજ પુષ્કર હસ્ત કર, કરસુ કિરણ કર દાન;
કર વિપાદ તજિ ગુણ ગ્રહે, તવ્‌ જગમાં સનમાન. ૧૪૫૬

### કલભ નામ.

કલભ સાવક કલભ કરી, વળી કલભ ઉત્તાલ;
કલભ કલુપ કલિ કાલથી, તારો દેવ.દયાલ. ૧૪૫૭

દલપત કુલીનકૃત

# શકુનશાસ્ત્રનિરૂપણ.

અનેક સંસ્કૃત પ્રાકૃત શાસ્ત્ર ગ્રંથો ઉપરથી
ગુર્જરભાષામાં ભાષાંતર કવિતારૂપ આજ
સુધીમાં રચાયો નથી તેવો ગ્રંથ.

---

દોહરો.

વિવિધ શાસ્ત્ર વિધિ વચન ગ્રહિ, વિવિધ ગ્રંથ આધાર;
થયું નામ જન રાજ થી, શકુનશાસ્ત્ર વિસ્તાર. ૧.

---

સુરતના કવિ દલપતિરામ કુલીનરામ યાજ્ઞિકે
રચ્યું.

---

ભાવનગર દરબારી છાપખાનામાં છપાઈ પ્રકટ થયો.
શાલિવાહન શકે ૧૮૧૧—વિક્રમાદિત્ય સંવત્ ૧૯૪૫.

---

કિમ્મત રૂ. ૫.

નહિં એ નીઃસંશયછે. આ શુભ ગ્રંથના પ્રથમ રોકડી કીંમતે ગ્રાહક થનારા રાજ્યસ્થાન વિગેરે, રાજકુમાર કૉલેજના રાજકુમાર વિદ્યાર્થિઓ, તેમજ સામાન્ય પ્રજા વર્ગમાંથી જે સદગૃહસ્થોયે નાણાં મોકલ્યાંછે, તેમજ લેવા સહિ કરી પાછળ નાણાં આપનારાં સુભેચ્છકોના, નામો આપતાં ઘણોજ વિસ્તાર થઇ જાય તેમ જાણી, નામો ન આપતાં આ ઠેકાણે આશ્રય આપનારા સદગૃહસ્થોને કવિનો આશીર્વાદ છે, તે પ્રીતિપૂર્વક માન્ય કરશે એવી ગ્રંથ કર્તાની નમ્ર વિનતિ છે.

મ્હારા ઘણા સદ્દમિત્રોયે જોઇતા ગ્રંથો વિગરેની મદત આપીછે, તે સાહેબોનો પણ આ ઠેકાણે નામે ન આપતાં આભાર માની, તેમને પણ પ્રીતિપૂર્વક નમ્ર વિનતિ સાથે ગ્રંથ કર્તાના આશીર્વાદ, તથાસ્તુ.

સંવત ૧૯૪૬ ના જેઠ શુક્લ ૧૫ સોમવાર, તારીખ ૩ માહે જ્યુન સને ૧૮૯૦.

સુરતના કવિ દલપતિરામ દુર્લભરામ યાજ્ઞિક,
ગ્રંથ કર્તા.



### કલાપ નામ.

ગુણ કલાપ તૂનીર વળિ, ભૂષણ જાણ કલાપ ;
મયૂર ચંદ્ર કલાપ વદિ, પ્રભુ સ્મર કરનવિલાપ. ૧૪૫૮

### કલ્પ નામ.

કલ્પ દિવસ વિધિનો ગણે, કલ્પ સમર્થજ કોઇ ;
કલ્પ કપટ તજિ મહરહ, કલ્પ વૃક્ષ સમ જોઇ. ૧૪૫૯

### કલિ નામ.

કલિ ક્લેશ વળિ કલિ સુરમ, કલિ સંગ્રામ નિષંગ ;
કલિ કલિયુગ કથતા સુકવિ, અનેકાર્થ સુપ્રસંગ. ૧૪૬૦

### કં નામ.

કં શુભ કંજાળ કં અનળ, કંશિર કં વળિ કામ ;
કં કંચનથી પ્રીતિ તજ, કર સત્કર્મ તમામ. ૧૪૬૧

### કંબલ નામ.

કંબલ ગૂગલ તરૂ કહે, કંબલ સલિલ પ્રવાહ ;
કંબલ ઓઢે શિવની, કહાં ગરિબ કે શાહ. ૧૪૬૨

### કંબુ નામ તથા ભુવન નામ.

કંબુ શંખ વળિ કંબુ ગજ, કંબુ ધટનું નામ ;
ભુવન ગગન વળિ ભુવન ગૃહ, ત્રિભુવન નાયક શામ. ૧૪૬૩

### કામ નામ.

કામ ભોગ અભિલાષ વળિ, મન્મથ કહિયે કામ ;
કામ કાર્ય ને તજિ કામના, ભજ પ્રિય આત્મારામ. ૧૪૬૪

### કાલ નામ.

કાલ નીલ ને કાલ વપ, ધર્મરાજ વળિ કાલ ;
કાલ કાલિદ્રહમાં ધસી, નાથ્યો શ્રી ગોપાલ. ૧૪૬૫

### કુજ નામ.

મંગળ કુજ વળિ નીર દ્રુમ, કુજ ભૂમાસુર નામ;
કુજ ગજ કુજ યમરાજથી, રક્ષ તું સુંદરશામ. ૧૪૬૬

### કુશ નામ.

કુશ સીતાસુત દર્ભ કુશ, કુશ કહિયે વળિ નીર;
કુશ દાનવ દમિ દ્વારિકાં, માર્યો શામશરીર. ૧૪૬૭

### કૂટ નામ.

કૂટ બહૂ વળિ કૂટ ગિરિ, નિશ્ચલ કૂટ કહંત;
કૂટ કાપટ્ય અગમ્ય તે, કૂટ અર્થ ન લહંત. ૧૪૬૮

### કૌશિક નામ.

કૌશિક ગૂગળ ઇન્દ્ર વળિ, કૌશિક ઘૂવડ નામ;
કૌશિક વિશ્વામિત્ર મુનિ, રાજિ કર્યા શ્રીરામ. ૧૪૬૯

### ખગ નામ.

ખગ શશિ ખગ રવિ ખગ પવન, ખગ અમ્બુદ ખગ દેવ;
ખગ વિહંગ ખગ સુરતરૂ, ખગ નિવાસિ સુર સેવ. ૧૪૭૦

### ખર નામ.

ખર રાક્ષસ ખરશાણિ ખર, ખર તિક્ષણ અભિરામ;
ખર ગર્ધવ વત જગત નર, જો ન રટે પ્રભુનામ. ૧૪૭૧

### ખં નામ.

ખં નક્ષત્ર ખં શુન્ય ગ્રહ, ખં રન્ધ્રન મન લેખ;
ખં ઇન્દ્રિય આકાશ ખં, કવિ કોવિદ મત પેખ. ૧૪૭૨

### ગુણ નામ.

ગુણ રાજસ ગુણ સત્વ વળિ, તમો જ્યા સુકોદન્ડ;
ગુણ ચરિત્ર ઓહેલ પ્રિય, શકવન્ત ભરતખન્ડ. ૧૪૭૩

### ગો નામ.

ગો ઇન્દ્રિય દૃગ વાક જળ, સ્વર્ગ વજ્ર ખગ છંદ ;
ગો ધર ગો તરુ ગો કિરણ, ગો પતિ ગૌરી નન્દ. ૧૪૭૪

### ગોત્ર નામ.

ગોત્ર નામ શુભ કહત કવિ, ગોત્ર શૈલ સુખરાસ ;
ગોત્ર વંશ પ્રિય ધન્યછે, તખ્તસિંહ સુપ્રકાશ. ૧૪૭૫

### ધન નામ.

ધન દ્રઢ ધન વિસ્તાર વળિ, ધન ધણ ધઠન લુહાર ;
ધન અમ્બુદ ધન ઝાલરી, સચ્ચિદઘન સુવિચાર. ૧૪૭૬
ધન ધનમૂળ ગણીતમાં, વેદ વિકૃતિ ધન સાર ;
અષ્ટ વિકૃતિમાં ધન ચતુર, દલપતિ જય યશ હાર. ૧૪૭૭

### જલજ નામ.

જલજ મીન મોતી જલજ, જલજ શંખ શશિ જાણ ;
જલજ કમળ લક્ષ્મી સહિત, ચૌદ રત્ન ઉર આણ. ૧૪૭૮

### જાલ નામ.

મેઘ ગોખ કલિબન્ધનજ, જાલ દંભ વળિ મંદ ;
જાલ અવિદ્યા જગતમાં, જ્ઞાનિ વિહારત ફંદ. ૧૪૭૯
મોહજાલ મન વશ કરે, ઢિમર પ્રસારે જાલ ;
ઇન્દ્રજાલ કૌતક કથે, તખ્તસિંહ મહિપાલ. ૧૪૮૦

### જિહ્મ નામ.

જિહ્મ આરકસ કારિ નર, જિહ્મ કપટ વળિ મૂઢ ;
જિહ્મ સુઆત્મા જાણિયે, ઘટ ઘટ પ્રકટજ ગૂઢ. ૧૪૮૧

### જીવ નામ.

જીવ બૃહસ્પતિ સુરગુરૂ, જીવ કહાવે ચંદ્ર ;
જીવ આતમા મિત્ર જિવ, જિવનો જિવન મહેન્દ્ર. ૧૪૮૨

### જ્યોતિ નામ.

નક્ષત્ર, જ્યોતિ જ્યોતિ દ્યુતિ, કિર્ણ અગ્નિ પણ જ્યોત;
જ્યોતિર્લિંગ દ્વાદશ કહે, જે થકિ જગ ઉદ્યોત. ૧૪૮૩

### તનુ નામ.

તનુ શરીર વિસ્તાર તનુ, તનુ સૂક્ષ્મ તનુ તાત;
તનુ વિરલા કો જગતમાં, મુમુક્ષુ પ્રિય પ્રખ્યાત. ૧૪૮૪

### તમ નામ.

તમ તામસને રાહુ તમ, તમ તિમીર તમક્રોધ;
તમ અજ્ઞાન તજ કર્મ કરિ, ધર મન સત્ય પ્રબોધ. ૧૪૮૫

### તર્ક નામ.

તર્ક નામ કોવિદ કથે, તર્ક વિચાર સુનામ;
તર્ક ભીક્ષભામિનિ થકી, રાચ્યા સુંદર શામ. ૧૪૮૬

### તાલ નામ.

તાલ તાલિ હરતાલ વળી, ભુજ આસ્ફોટણુ તાલ;
તાલ તાડ ફળ ખાઇ હરિ, હર્યો સખાનો કાલ. ૧૪૮૭
રૂદ્ર બ્રહ્મ પ્રતિમન્ઠ ધ્રુવ, લક્ષ્મી રુપક ત્રિતાલ;
એક તાલ સુનિસાર રસ, અડુ સુલફાગ ધમાલ. ૧૪૮૮

### તુરંગ તથા કુરંગ નામ.

ગરૂડ વિચાર તુરંગ મન, મોજાં અશ્વ તુરંગ;
કુરંગ મૃગ કસ્તૂરિ સુર, ચઢત પૂજન પ્રસંગ. ૧૪૮૯

### દર નામ.

દર સુ કહે કવિ શંખને, ઈષદ દર શુભ નામ;
દર ડરથી રાખ્યો અભય, ગુરૂ મહાદેવ પ્રણામ. ૧૪૯૦

### દલ નામ.

દલ કહિયે નૃપ સૈન્યને, દલ સુપત્ર પ્રિય નામ;

હલ મયૂર પિછ ચંદ્ર શિર, ધરે મુકુટ ઘનશામ. ૧૪૫૧

## દાન નામ.

દાન વિપ્રને આપતા, ગજમદ કહિયે દાન ;
દાન સુરતિ રતુદાન લૈ, સંતતિ પ્રકટ પ્રધાન. ૧૪૫૨

## દ્વિજ નામ.

દ્વિજ પક્ષીને કહત કવિ, દ્વિજ કહિયે વળિ દંત ;
બ્રાહ્મણુ ક્ષત્રિય વૈશ્ય દ્વિજ, જે જાણે ભગવંત. ૧૪૫૩

## ધનન્જય નામ.

અગ્નિ ધનન્જય વદત કવિ, વાયુ ધનન્જય લેખ;
પાર્થ ધનન્જય પાન્ડુસુત, ગાંડિવધર પ્રિય પેખ. ૧૪૫૪

## ધામ નામ.

ધામ તેજ વળિ ધામ તન, ધામ કિરણુ ગૃહ ધામ ;
ધામ જ્યોતિ જગ બ્રહ્મ તે, સત્ય સત્ય વિશ્રામ. ૧૪૫૫

## ધાત્રી નામ

ધાત્રી ધામ સુ આમળી, ધાત્રી સખી વખાણુ ;
ધાત્રી ધરણી શેષશિર, પરન્તુ તત્વ સુપ્રમાણુ. ૧૪૫૬

## ધ્રુવ નામ.

ધ્રુવ નિશ્ચય સંયોગ ધ્રુવ, ધ્રુવ ધ્રુવપદ ધ્રુવતાલ ;
ધ્રુવ તારો જો છે અચળ, ગુણુ ગાતાં ગોપાલ. ૧૪૫૭

## નગ નામ.

નગ કહિયે દ્રુમ નગર નગ, નગ કહિયે વળિ ધામ ;
નગ ગિરિથી ગિરિજા પ્રકટ, શિવ મન્દિર અભિરામ. ૧૪૫૮

## નભ નામ.

નભ શ્રાવણુ વર્ષા સુનભ, નભસ્ય ભાદ્રપદ માસ ;
નભ સુનિકટ આકાશ નભ, ઘટ ઘટ રમા નિવાસ. ૧૪૫૯

### પટુ નામ.

પટુ આરોગ્ય કહત ગુણી, પટુ તિક્ષણ ગુણવન્ત ;
પટુ પ્રવીણ કો જગતમાં, જપે જાપ મુનિ સન્ત. ૧૫૦૦

### પત્ર નામ.

પત્ર પર્ણ વળિ પત્ર રથ, વાહન પત્ર સુચિત્ત ;
પત્ર પાંખ પંખી તણી, પત્ર પતાકા વિત્ત. ૧૫૦૧

### પત્રિ નામ.

પત્રી તરૂ પત્રી કમળ, વળિ કહું પત્રિ વિહંગ ;
પત્રિ શરઃરા ચિત્ત સહ, પત્રિ નામ શ્રીરંગ. ૧૫૦૨

### પતંગ નામ.

તરૂણિ પતંગ પતંગ ખગ, પાવક સૂર્ય પતંગ ;
સૌજગરંગ પતંગસો, હરી એક નવરંગ. ૧૫૦૩

### પલ નામ.

પલ આમિષને કહત કવિ, પક્ર સ્વાસ પલ થાય ;
પલ સુપલક પતિસું પડિ, પળિ સુયુગ વહિ જાય. ૧૫૦૪

### પયોધર તથા ભુધર નામ.

મેઘ અર્ક કુચ શૈલ દ્રુમ, પાંચ પયોધર વાહ ;
ભૂધર ગિરિ ભૂધર નૃપતિ, ભૂધર આદિ વરાહ. ૧૫૦૫

### પુષ્કર નામ.

પુષ્કર જળ પુષ્કર ગગન, પુષ્કર ગયંદ સાર ;
પુષ્કર તીરથ પાપહર, પુષ્કર કમળ વિચાર. ૧૫૦૬

### પોત નામ.

પોત કહાવે નિપટ શિશુ, પોત સુપુત્ર અનૂપ ;
પોત તરન્ડક ભવ ઉદધિ, પરબ્રહ્મ સુખ રૂપ. ૧૫૦૭

### પંથી નામ.

પંથી શશિ પંથી મદન, પંથી ગ્રાહ પ્રચન્ડ ;
પંથિ ઘણા મતભેદને, કરિ શંકરે વિખન્ડ. ૧૫૦૮

### બલ નામ.

બલ સુવિર્ય ધીરજ અને, બલમા પતિનું નામ ;
બલ સાહસ બલ દૈત્ય વળિ, બલ કહિયે બલરામ. ૧૫૦૯

### બર્હી નામ.

બર્હિ અગ્નિ દ્રુમ દર્ભ વળિ, બર્હી કુરકુટ નામ ;
બર્હિ મયુર પિછ ચંદ્રનો, ધરે મુકુટ અભિરામ. ૧૫૧૦

### બ્રહ્મ નામ.

બ્રહ્મ બ્રહ્મ વળિ જ્ઞાન વિધિ, બ્રહ્મ દેવ વળિ જીવ ;
બ્રહ્મ બ્રહ્માને વિષ્ણુ વળિ, બ્રહ્મ નામ પ્રિય શીવ. ૧૫૧૧

### બલિ નામ.

બલિ દોરી બલિ ગૂજરી, બલી ભાગ્ય બલિ ભક્તિ ;
બળિ રાજા કહિયે બલી, ઈશ્વર સૂં આશક્તિ. ૧૫૧૨

### બાણ નામ.

બાણ કહાવે બળિ તનય, વિશિખ કહાવે બાણ ;
બાણ કહે કવિ સ્વર્ગને, વળિ પ્રભુ પદ નિર્વાણ. ૧૫૧૩

### બાલ નામ.

બાલ શિરોરુહ બાલ શિશુ, મુઢમતિ કહાવે બાલ ;
આજ જક્તમાં ભક્ત જન, ભજે બાલગોપાલ. ૧૫૧૪

### બુધ નામ.

બુધ પંડિતને કથત કવિ, બુધ શશિસુત સનમાન ;
બુધ પ્રભુનો અવતારછે, બુધ નાસ્તિક અનુમાન. ૧૫૧૫

### ભવ નામ.

ભવશંકર સંસાર ભવ, ભવ કહિયે કલ્યાણ;
ભવ સુજન્મ જગ તવ સફળ, જવ પરબ્રહ્મ વખાણ. ૧૫૧૬

### મધુ નામ.

મધુ વસંત મધુ ચૈત્ર નભ, મધુ મદિરા મકરન્દ;
મધુ પય મધુ ઘૃત મધુ સુધા, મધુસૂદન ગોવિન્દ. ૧૫૧૭

### માયા નામ.

માયા ધન માયા દયા, માયા સ્નેહ કહંત;
માયા વિજયા શક્તિથી, જો મોહ્યા જગ જંત. ૧૫૧૮

### માર નામ.

માર મૃતક વિષ માર વળિ, માર કહાવે કામ;
માર અમૃતથી પણ અમૃત, વિશ્વમ્ભર અભિરામ. ૧૫૧૯

### મિત્ર નામ.

મિત્ર ભાનુ પ્રિય નામછે, મિત્ર અગ્નિનૂં નામ;
મિત્ર અમિત્રજ જગતમાં, સત્ય મિત્ર શ્રીરામ. ૧૫૨૦

### મંદ નામ.

મન્દ શનિશ્ચર મંદ ખળ, મંદ અલ્પ અધમંદ;
મન્દ મૂઢ નર જગતમાં, ફસતા માયા ફંદ. ૧૫૨૧

### રજ નામ.

રજ રાજસ આરક્ત રજ, રજ રજસ્વળા સાર;
રજ પ્રભુ પદ રજ પેખતી, વંદતિ વ્રજ વ્રજનાર. ૧૫૨૨

### રસ નામ.

રસ નવ રસ રસ અમૃત ઘૃત, રસ વળિ વિષ રસ નીર;
ષટ્‌રસ પ્રેમ પિયૂષ રસ, મધુ મધ રસ ગામ્ભીર. ૧૫૨૩

### રસના નામ.

રસના કાન્ચીને કહે, રસના મણિ ઉદ્યોત;
રસના જિવ્હા જપત જપ, રસના લક્ષ્મી જ્યોત. ૧૫૨૪

### રંભા નામ.

રંભા કહિયે અપ્સરા, રંભા કદળી વામ;
રંભા ગોકુળ ગાય ધન, મોહ્યા શ્રીઘનસ્યામ. ૧૫૨૫

### લોક નામ.

લોક વ્યાકરણ લોક જન, ચૌદ લોક શિવ મૂળ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ એ, લોક ગણે અનુકૂળ. ૧૫૨૬

### વર્ણ નામ.

વર્ણ સ્તુતી વર્ણાક્ષરસુ, વર્ણ દ્વિજાદિક ચાર;
વર્ણ અરુણ સિત પીત પ્રિય, અવર્ણ જે ત્રિપુરાર. ૧૫૨૭

### વન નામ.

વન પાણીને કહત કવિ, વન વાદીની જાળ;
વન કાનન ગૌચારતા, સુન્દરશામ દયાળ. ૧૫૨૮

### વય નામ.

વય વિહંગ કોવિદ કયે, વય કહિયે વળિ કાળ;
વય સુ વહ્યો કમ જાયછે, ભજ મન કૃષ્ણ કૃપાળ. ૧૫૨૯

### વર નામ.

વર સુંદર વર શ્રેષ્ટ વળિ, વરસુ દેવતા દેય;
વર વરઘોડે રાજતો, ગુરુ પ્રિય આશિષ લેય. ૧૫૩૦

### વરુણ નામ.

વરુણ કહેછે નીરને, વરુણ સારનૂં નામ;
વરુણ દેવ જળનો કહે, જન સુખકર અભિરામ. ૧૫૩૧

### વસુ નામ.

અષ્ટ અમર વસુ વન્હિ વસુ, કિરણ અને વસુ નીર ;
વસુ ધન જગ સુધનેશ ગૃહ, ધનપતિ શિવ પ્રિય ધીર. ૧૫૩૨

### વૃક નામ.

વૃક પાવક કવિ જન કહે, વૃક વિરહાનૂં નામ ;
વૃક દાનવ વર દેય શિવ, વૃક વરુ વનમાં ધામ. ૧૫૩૩

### વૃષ નામ.

વૃષ સુરપતિ વૃષ કર્ણ વળિ, વૃષ સુવૃષભ વૃષ કામ ;
વૃષ સુધર્મ ધરિ કર્મ પ્રિય, કરો મોક્ષ સુખ ધામ. ૧૫૩૪

### વામ નામ.

વામ કુટિલ વળિ વામ શિવ, વામ કામ કર વામ ;
વામ મનોહર વામસ્ત્રી, વામ માર્ગ પ્રિય નામ. ૧૫૩૫

### વારણ નામ.

વારણ કહત અઝામને, વારણ પતિ સુપ્રવાહ ;
વારણ ગજ હરિથી બચ્યો, જળે ગ્રસ્યો જવ ગ્રાહ. ૧૫૩૬

### વ્યાલ નામ.

વ્યાલક્રૂર નર વ્યાલગજ, વ્યાલસિંહ ભુજ વ્યાલ ;
વ્યાલ સર્પ શિર નૃત્યપ્રિય, કર્યું કનૈયાલાલ. ૧૫૩૭

### વિટપ નામ.

વિટપ ડાળિ પલ્લવ વિટપ, વિટપ કહે વિસ્તાર ;
વિટપ વૃક્ષની ડાળ ગૃહિ, ઊભા દેવ મુરાર. ૧૫૩૮

### વિધિ નામ.

વિદ્યા વિધિ વળિ વેદવિધિ, વિધિ તે કહત વિધાન ;
વિધિ બ્રહ્મા ને દેવ વિધિ, કવિતા વિધિ સુપ્રધાન. ૧૫૩૯

### વિરોચન.

વન્હિ વિરોચન સૂર્ય વળિ, ચંદ્ર વિરોચન ચારુ;
દૈત્ય વિરોચન સુત બળી, વામન દાન વિચારુ. ૧૫૪૦

### શિવ નામ.

શિવ સુખ શિવ કલ્યાણ વળિ, શ્રેષ્ઠ પુરૂપ શિવ હોય ;
શિવ શંકર શિવ મોક્ષ વળિ, સદાશીવ જગ જોય. ૧૫૪૧

### શિવા નામ.

શિવા શિવપ્રિયા સતિ ઉમા, શિવા સારિકા વામ ;
શિવા શૃગાલી હરિતકી, શિવા છુભ અભિરામ. ૧૫૪૨

### શુક્ર નામ.

શુક્ર વીર્ય વળિ અગ્નિ છે, શુક્ર જ્યેષ્ઠ શુભ માસ ;
શુક્ર દૈત્ય ગુરુને કહે, એકાક્ષી જન ખાસ. ૧૫૪૩

### શંબર નામ.

શંબર જળ શંબર અસુર, શંબર શૈલ અનૂપ ;
શંબર માર્યો યુદ્ધ કરિ, રતિ પતિ મદન સ્વરૂપ. ૧૫૪૪

### સાર નામ.

સાર વીર્ય ધીરજ વસ, સાર ધર્મ ઘૃત સાર ;
સાર શર્વ સર્વેશ્વરજ, ઉતારતો ભવ પાર. ૧૫૪૫

### સારંગ નામ.

રવિ હય શશિ ગજ ગગન.ગિરિ, કેસરિ કૂંજ કુરંગ ;
ચાતૃક.દાદુર દીપ અલિ, કૃષ્ણ ધનુપ સારંગ. ૧૫૪૬
રાગ નામ સારંગ તે, મધ્યાનેજ ગવાય ;
વાદ્ય સેજ સારંગ છે, રતિ પતિ જ્યાં સરસાય. ૧૫૪૭

### સુમન નામ.

સુમન દેવ ગોધુમ કુસુમ, સુમન જાઇ સુવસંત ;

સુમન સંત ચિતમાં વસે, પાર્વતિ પ્રિય ભગવંત. ૧૫૪૮

## સુમના નામ.

સુમના કહિયે માલતી, સુમના નારિ સુહાય;
સુમના રતિ પ્રીતી નિરખિ, જગ જન બહુ લલચાય. ૧૫૪૯

## સુરભી નામ.

ચંદન સુરભિ સુગંધ મૃગ, સુરભી વળી વસંત;
સુરભી ગાય વખાણતા, દુધ દધિ ઘૃત ગુણવંત. ૧૫૫૦

## સ્નેહ નામ.

તેલ સ્નેહ ઘૃત સ્નેહ વળિ, સ્નેહ પ્રીતિ રસ ખાણ;
સાચો સ્નેહ જગત વિષે, પ્રભુપદ લે નિર્વાણ. ૧૫૫૧

## સ્યંદન નામ.

સ્યંદન જ્ય જન જગ કહત, સ્યંદન ચિત્ત તરંગ;
સ્યંદન રથમાં રુક્મિણી, હરિ લાવ્યા શ્રીરંગ. ૧૫૫૨

## હરિ નામ.

પંથ પાણિ પાવક પવન, ગિરિ ગજ નાગ નરેન્દ્ર;
કપિ કેસરિ કેકાણ વળિ, અલિ અરવિંદ સુરેન્દ્ર. ૧૫૫૩
કન્ચન કામ કુરંગ વન, ધનમંડલ શશિ સાર;
હરિ ઇશ્વર ભગવન્ત ભવ, તારક પ્રિય સંસાર. ૧૫૫૪

## હસ્ત નામ.

હસ્ત કહે ગજ શુંડને, નક્ષત્ર હસ્ત પેખ;
હસ્ત હાથથી આપવૂં, દાન ઉચ્ચિત કવિ લેખ. ૧૫૫૫

## હંસ નામ.

હંસ તુરંગમ હંસ રવિ, હંસ મરાળ સુ છંદ;
હંસ જીવ કોવિદ કથે, પરમહંસ ગોવિંદ. ૧૫૫૬

### ક્ષય નામ.

ક્ષય નિવાસ કવિ જન કહે, ક્ષય કહિયે ક્ષૈરોગ ;
ક્ષય પ્રલય ભવ ભવ વિષે, જિવ શિવ પ્રિય સંયોગ. ૧૫૫૭
જોતાં અર્થ અનેક છે, વિચારશે નર કોય ;
દલપતિ અર્થ પ્રકાશતા, પણ પરમારથ જોય. ૧૫૫૮

---

# ધર્મ સાસ્ત્રમાંથી.

## ગૃહસ્થ ધર્મ.

### દોહરા.

વૃદ્ધ યુવાકે બાળ જો, આવે આપણ ધામ ;
ગૃહસ્થ ધર્મ વિચારિને, યથા શક્તિ વિશ્રામ. ૧૫૫૯
શશિ લાન્છન ભૃગુ લાત હરિ, વડવાગ્નિ ને સમુદ્ર ;
વડા રાખિ લાગે નહીં, શેષ ભૂમિ વિષ રુદ્ર. ૧૫૬૦
દેવ મૂર્તિ ગુરુ વૈદ્ય નૃપ, વિપ્ર સંત સુખ મૂળ ;
ભજતાં અર્પો મન સહિત, વસ્તૂ કંઈ ફળ ફૂલ. ૧૫૬૧
પર્ શ્રી ગુરુ વળિ દેવને, નૃપતિ પાંચ રિપુ ચાર ;
ત્રણ સુમિત્ર દ્વે બારજા, એક શિષ્ય સુત સાર ૧૫૬૨
પઠ લખન વિકથન શયન, ભોજન નિન્દિત કર્મ ;
ત્રય સંધ્યાદિક કર્મ વણ, કરતાં હોય અધર્મ. ૧૫૬૩
તરુ નદિ કુપ તટ પંથમાં, વળિ જળ ભસ્મ સ્મશાન ;
ગોષ્ટ દહન દેવાલયે, સૌચ કર ન શુચિસ્થાન. ૧૫૬૪
દાતણ દક્ષિણ પશ્ચિમે, કરિ મુખ ધોય સદાય ;
તેના પિતર ન આવતા, સ્નાનસુ નિષ્ફળ જાય. ૧૫૬૫
સરિતાઅવસન મુખ કરો, કૂપ પૂર્વ મૂખ લેખ ;
તળાવમાં રવિ સન્મુખે, ઉત્તર ઘરમાં પેખ. ૧૫૬૬
પ્રવાહ સ્નાન સુ બ્રાહ્મણે, ક્ષત્રિય સ્નાન તળાવ ;

વાવ કુવા પર વૈસ્યને, શુદ્ર ઘડે ચિત લાવ. ૧૫૬૭
નિજ ગૃહ ન્હાતો શીત જળ, બ્હાર ઉષ્ણ જળ જોય;
ત્હેને પુણ્ય ન સ્નાન નું, જાણે વિરલા કોય. ૧૫૬૮
જવ શકતી નહિં સ્નાનની, તવ કર ભસ્મ નિદાન;
ભીજવિ વસ્ત્ર લુહો શરિર, એહ કાપિલી સ્નાન. ૧૫૬૯
કર્ણ નયન શિર રોગમાં, વળિ કફ મય જો દેહ;
ન્હાય કટીકે કંઠ લગિ, શિરસ્નાન સમ તેહ. ૧૫૭૦
ચતુરાંગુળથી અધિક ગૃહ, પથ્થર મૂર્તિ ન પૂજ;
દ્વાદશ આંગુળથી અધિક, ધાતૂ તણી અપૂજ. ૧૫૭૧
ત્રૈવર્ણે પૂજ્ને શિલા, પ્રતિમાં શુદ્ધ પ્રમાણ;
મહાદેવ ગુરુ વચન એ, દલપતિરામ વખાણ. ૧૫૭૨
ભોજન પૂજા હોમ વળિ, દાન પતી ગૃહ કર્મ;
દ્વૈજાનુ મધ્ય રાખિકર, કર આચમ્ય સ્વધર્મ. ૧૫૭૩
ચેષ્ટા વૃથા ભલી નહીં, વળિ ખોબે જળપાન;
અન્ન ફુંકિ નવ ખાઇયે, ખોળામાં ગુણવાન. ૧૫૭૪
વદતાં શબ્દ ન પીજિયે, પય પાયસ ઘી વારિ;
તેમ ન કર આચમ્ય વળિ, સુરાપાન સુવચારિ. ૧૫૭૫
ભોજન સમયે વામ દિશિ. જળ ઘૃત ધરો ન કોય;
જળ મદિરા સમ જાણિયે, ઘૃત શોણિત વત હોય. ૧૫૭૬
વામપાદપર હાથ ધરિ, દક્ષિણ મુખ કરિ ખાય;
વસન લપેટે શીષપર, તે રાક્ષસ બનિ જાય. ૧૫૭૭
વિના ઉદક અગ્નીવડે, અન્ન પકવ જવ હોય;
ત્હેનું ફળ લૈયે સદૃશ. દોષ લેશ નહિં કોય. ૧૫૭૮
પ્રાગ શીષ કર શયન શ્રી, દક્ષિણ આયુર વૃદ્ધિ;
સ્વપ્ન અધિક પશ્ચિમ દિશા, વર્જિત ધનદ પ્રસિદ્ધિ. ૧૫૭૯
પશ્ચિમ શિર સુપ્રવાસમાં, સ્વસુર ગૃહે દક્ષીણ;
શિઘ્ર ફરે અતિ હિત કરી, કુશળ ક્ષેમ સુપ્રવીણ. ૧૫૮૦
પર્યંક અષ્ટમી તેલ છઠ, ક્ષૌર ચતુર્દશિ ધાર;
અમાસ મૈથુન જન ન કર, આયુ ક્ષીણ કરનાર. ૧૫૮૧
દ્વૈ બાન્ધવ દ્વૈ ભગિનિ કે, ભાઇ ભગિનિ તું પ્રમાણ;

એ રિત મન્ડપ એકમાં. લગ્ન થાય ન સુજાણ. ૧૫૮૨
વાંઝ વૃદ્ધ યા રોગિણી, નવી જણી જે ધેન;
તેહનું છાણ સુકામમાં, લેજ નહીં મતિ એન. ૧૫૮૩
પિતા પુત્ર ભાઇ જુગમ, બ્રાહ્મણ ત્રણ નવ નારિ;
મિશ્રિત થૈ પરદેશ પ્રિય જાય ન ચિત્ત વિચારિ. ૧૫૮૪
ખન્ડિત ભાજનમાં જમે, પગપર પગ ધરિ જેહ;
વળિ ગૃહ વાળવું સાંજરે, અશુભ કર્મ ગણ એહ. ૧૫૮૫
નર નારી બન્યો અશુચિ, શયન માંહિ જવ હોય;
ઉઠે પુરૂષ અપવિત્રછે, નારી અશુચિ ન કોય. ૧૫૮૬
પ્રથમ દિવસ ચાન્ડાલણી, બીજે ગણ બ્રહ્મઘાતિ;
ત્રીજે દિન ધોબણ ગણે, ચોથે પવિત્ર થાતિ. ૧૫૮૭
જો રજસ્વળા હોય ત્રિય, અષ્ટાદશ દિન લેખ;
અશુચી નહિં તે જાણિયે, ધર્મશાસ્ત્ર પ્રિય પેખ. ૧૫૮૮
બાળ જનક પતિ તરુણમાં, વૃદ્ધા પુત્ર સુરોષ;
ત્રયરિત રક્ષા જો કરે, તો સ્ત્રી રહે અદોષ. ૧૫૮૯
ક્ષુધા દ્વિગુણ ધીરજ છ ગુણ, બુદ્ધિ હોય ગુણચાર;
કામ અષ્ટગુણ દશગણી. લાજ જાણ સૌ નાર. ૧૫૯૦
ઉત્તમ મધ્યમ અધમ સ્ત્રી, યુવા વૃદ્ધ વા બાળ;
ક્ષણ વિશ્વાસ ન કીજિયે, ભાખે વચન રસાળ. ૧૫૯૧
કારીગરનો હાથ શુચિ, ઔષધ શુચી પ્રમાણ;
બાળક મુખ ચુંબન શુચી, સ્ત્રી સુખ મૈથુન જાણ. ૧૫૯૨
ઉપનયન જહાં લગિ નહીં, અષ્ટ વર્ષનો બાળ;
ત્યાં લગિ ભક્ષ્યા ભક્ષ્યનો, નહીં દોષ જંજાળ. ૧૫૯૩
નૌકા રથ પર્યંક તરૂ, તૃણ ચમુ જન સંઘાત;
બીત કાષ્ટમાં સ્પર્શનો, દોષ ગણો નવભ્રાત. ૧૫૯૪
તામ્ર પાત્રમાં રાખિયે, દધિ ઘૃત મધ કે ક્ષીર;
ભાજન સહીત વસ્તુ તે, નષ્ટ જાણ પ્રિય ધીર. ૧૫૯૫
કાંસું રાખથી શુદ્ધ છે, તામ્ર આમ્લથી શુદ્ધ;
રજસ્વળાથી નારિ શુચિ, નદી વેગથિ વિશુદ્ધ. ૧૫૯૬
ગો મહિષી ઘેટી દ્વિજા, જણી હોય તવ દુધ;

વીતે દશ નિશિ ખાય તવ, કવિ કોવિદ ગણિ શુદ્ધ ૧૫૯૭
પય પાયસ ઘૃત તક્ર મધ, સેરડિ રસ સુખકાર ;
શુદ્ર ભાજને હોય તો, દોષ નહીં નિર્ધાર ૧૫૯૮
દ્વિજપદ શુચિ શુભ જાણવા, શુચિ.અજાશ્વ મુખ જાણ ;
ગૌમુખ પીઠ પવિત્ર છે, સ્ત્રી સર્વાંગ પ્રમાણ. ૧૫૯૯
ચંદ્રગ્રહણ શત રવિ સહસ્ર, તુલા મેષમાં લક્ષ ;
અનંત ગણું વ્યતિપાતમાં. પુણ્યદાન પ્રત્યક્ષ ૧૬૦૦
શશિ પ્રહર ત્રણ ચતુર રવિ, ગ્રહણ પૂર્વ નહિં ખાય ;
છુટે ગ્રહણ તવ સ્નાન કરિ, આર્ય પ્રજા ચિત ચ્હાય. ૧૬૦૧
જોડા ભૂષણ વસ્ત્ર વળિ, પાન પાત્ર ઉપવીત ;
વૃદ્ધનિ આજ્ઞા લૈ ધરે. એ શિષ્ટાઇનિ રીત. ૧૬૦૨
અમાવાસ્ય પુનેમવા, સંક્રાતી રવિવાર ;
દ્વાદશિ તુળસિ ન તોડવી, મહાદોષ ચિત ધાર. ૧૬૦૩
નાગવલ્લિ દળ મુળમાં, વ્યાધિ અગ્રમાં પાપ ;
ફાટયું પાન તવ આયુ હર, નસ તૂટિ તવ સંતાપ. ૧૬૦૪
ચૂના કંકર પાન નસ, કાથ ગોટિ કરિ સાફ ;
છાલ ક્રમુકની દૂર કરિ, પછિખા નહિં તો માફ. ૧૬૦૫
કહું આચ્છમન તુલ્ય જો, રવિ દર્શણ પ્રિય માન ;
વળિ ગૌપીડે હાથ શુચિ, ધર નિજ જમણો કાન. ૧૬૦૬
શિષ્ય હણેજ ચતુર્દશી, અષ્ટમિયે ગુરૂઘાત ;
અમાવાસ્ય ને પૂર્ણિમા, વર્જતિથી પ્રખ્યાત. ૧૬૦૭
પ્રતિપદ પાઠ તજે પ્રવિણ, ઉભય પક્ષ.સુવિચાર ;
નવિન પાઠ લેવો નહીં, બ્રહ્મચારિ ચિતધાર. ૧૬૦૮
દ્વિજહિત ગૌહિત વૃતિહિત, પ્રાણ વિપત્તિ સુપેખ ;
સ્ત્રીસું વળિ ઉપહાસમાં, અનૃત અનૃત નવ લેખ. ૧૬૦૯

## જુદી જુદી જાતના શિવલિંગ પુજવાથી જુદી જુદી જાતનું ફળ.

### દોહરા.

હીરાના શિવલિંગથી, આયુષ્ય વૃદ્ધિ સાર ;
મોતીના શિવલિંગથી, રોગ શાંતિ સુવિચાર. ૧૬૧૦
વૈદૂર્ય વા પ્રવાલના, લિંગથિ શત્રૂ નાશ ;
માણિક્યના સુલિંગથી, લક્ષ્મી પ્રાપ્ત પ્રકાશ. ૧૬૧૧
પુખરાજનાથિ સુખ મળે. નીલમણિથિ યશ નેક ;
મરકતમણિના લિંગથી, પુષ્ટિ શરીર વિશેક. ૧૬૧૨
સ્ફાટિકમણિસુ રશેપથી, સર્વ કામના સિદ્ધ ;
રૂપ્ય લિંગથી રાજ સુખ, પિતૃ મોક્ષ સુપ્રસિદ્ધ. ૧૬૧૩
સૂવર્ણના હાટક તણા, લિંગથિ લક્ષ્મી સ્થીર ;
સત્યલોકની પ્રાપ્તિ વળિ, મુક્ત બ્રહ્મન્નરણ ધીર. ૧૬૧૪
ત્રાંબાના શિવલિંગથી, આયુષ્ય પુષ્ટિ વખાણ ;
પિત્તળના શિવલિંગથી, પ્રિય સંતોષ સુજાણ. ૧૬૧૫
કાંસાના શિવલિંગથી, કીર્તિમાન સન્માન ;
લોહતણા શિવલિંગથી, શત્રુ નાશ ધીમાન. ૧૬૧૬
સીસાના શિવલિંગથી, આયુષ્ય વૃદ્ધી ધાર ;
ચંદનના શિવલિંગથી, શ્રી સૌભાગ્ય વિચાર. ૧૬૧૭
હસ્તિદંત શિવલિંગથી, સેનાધીપતિ ખાસ ;
ચોખાદિકના લોટના, લિંગથિ રોગ વિનાશ. ૧૬૧૮
વળી પુષ્ટિ સુખ આપતા, ધાન્ય લોટ સુપ્રકાર ;
અડદ લોટ શિવલિંગથી, પ્રાપ્ત થાય સ્ત્રિ વિચાર. ૧૬૧૯
છાણ લિંગથી રોગટળિ, નિરોગિ દેહ નિહાળ ;
ગોળતણા શિવલિંગથી, ધાન્યાદીક રસાળ. ૧૬૨૦
વાંસ તણા અંકૂરથી, વંશ વૃદ્ધિ સુખ સાર ;
ચતુર્વિંશત પ્રકાર એ, કહ્યા પરમ પ્રિયકાર. ૧૬૨૧
લિંગાર્ચ ચંદ્રિકા કૌસ્તુભે, એ થકિ અધિક પ્રકાર ;
ન્યારૂં ન્યારૂં ફળ આપતા, દલપતિ જય યશદાર. ૧૬૨૨

## માટીના એકથી અધિક અગિયાર ચિંતામણી સુધી પુજવાથી ન્યારૂં ન્યારૂં ફળ.

માટીના ચિન્તામણી, કરે પુરુષ સ્ત્રી કોય;
એકાદશ વિધિ પૂજને, ન્યારું ન્યારું ફળ જોય; ૧૬૨૩
પ્રતિદિન એક સુલિંગ કરિ, વિધિ ષોડશોપચાર.
રીંગણિ પુષ્પ* નિવેદ ઘૃત, દિવસ એકશત સાર. ૧૬૨૪
ઋણ મુક્ત થૈ જગતમાં, પામે પરમ વિલાસ;
પ્રતિદિન દ્વય ચિન્તામણી, થકિ પ્રિય ફળ તું તપાસ. ૧૬૨૫
પુષ્પ મલ્લિકા યુક્ત વિધિ, નિવેદ ગોળ પ્રમાણ;
કન્યા પ્રાપ્ત વખાણતા, કવિ કોવિદ નિર્માણ. ૧૬૨૬
પ્રતિદિન કરિ શિવલિંગ ત્રય, કરેણ પુષ્પ વખાણ;
શર્કરા તણું નિવેદ ધર, શત દિન પૂજા જાણ. ૧૬૨૭
દ્રવ્યાદિક સમૃદ્ધિ પ્રિય, એ વિધિથી અભિરામ;
શ્રદ્ધા રાખિ કરે પુજા, વધે ધાન્ય ધન ધામ. ૧૬૨૮
પ્રતિ દિન લિંગ ચતુર કરી, કુબક પુષ્પ પ્રિય કાર;
કદળીફળસુ નિવેદ ધર, દિવસ શત ત્રય સાર. ૧૬૨૯
પુત્ર પ્રાપ્તિ એ વિધિ થકી, દલપતિરામ ઠરાવ;
પંચ લિંગ પ્રતિ દિન કરી, ચંપક પુષ્પ ચઢાવ. ૧૬૩૦
નિવેદ ક્ષીર તણૂં કહ્યું, દિવસ પંચ શત નેક;
વિવાહ મળતો એ થકી, ધરે સુજન કોટેક. ૧૬૩૧
પ્રતિદિન ષટ્ શિવલિંગકર, બકુલ પુષ્પ સંયુક્ત;
નિવેદ મધ શત ત્રય દિવસ, પુજતાં ક્લેશથિ મુક્ત. ૧૬૩૨
પ્રતિદિન સપ્ત શિવલિંગકર, કમળ પુષ્પ ઉપચાર;
દહિં ભાતનું નૈવેદ્ય શુભ, દિવસ પંચ શત સાર. ૧૬૩૩
તીર્થ સુયાત્રા એ થકી, દલપતિ રામ વિચાર;
પામે મૃત્યુ સુતીર્થમાં, શિવ સમીપ સુખકાર. ૧૬૩૪
પ્રતિદિન અષ્ટસુ લિંગપુજ, બિલ્વ પત્ર સુવધાવ;
નિવેદ લાડુ દિન શત ત્રય, વિદ્યા વૃદ્ધિ બતાવ. ૧૬૩૫

*ભોટિંગણી વા ભોરીંગડીના ફુલ.

પ્રતિદિન લિંગ સુનવ કરી, ધતુર પુષ્પ સુચઢાવ;
નિવેદ સપ્ત સુધાન્ય શત, દિવસ વણુજ સુપ્રભાવ; ૧૬૩૬
પ્રતિદિન દશ શિવ લિંગકર, કંચુક પુષ્પ પ્રમાણ;
નિવેદ માલપુઠા વરસ, ફરે પ્રદેશથિ જાણ. ૧૬૩૭
પ્રતિદિન લિંગ સુએકદશ, દ્રોણ પુષ્પ ઉપચાર;
શ્રીફળ કહ્યું નિવેદમાં, બંધ મોચન વિચાર. ૧૬૩૮
વિધિ સંયુક્ત પુજા કરે, વશિષ્ઠ બોધ વખાણ;
ઉપર કહ્યાં ફળ પામતા, શ્રદ્ધાવાન સુજાણ. ૧૬૩૯

# वैद्यकशास्त्र.

## प्रथम वैद्य लक्षण.

### દોહરા.

ગુરૂકુળમાં વિદ્યા શિખી, આયુરવેદ વિચારિ;
વૈદ્યવિદ્યામાં કુશળકર, પદ્મરેખ સુખકારિ. ૧૬૪૦
ઓષધ વિધિ જાણે સકળ, લોભ રહિત યશવાન;
દયા ધૈર્ય ધર્મિષ્ટ પ્રિય, લેશ નહીં અભિમાન. ૧૬૪૧
કપટ જુઠ શઠ હઠ રહિત, શરિર સુખિ સદાચાર;
ભગવત્ ભક્ત ન આળસૂ, લક્ષણ વૈદ્ય વિચાર. ૧૬૪૨
સો સો ઉપાયની ખબર, તે તો વૈદ્ય સુજાણ;
ત્રણ ત્રણસેં જે જાણતો, તે ચિકિત્સક પ્રમાણ. ૧૬૪૩
સાતસેં કે સહસ્ત્ર લગિ, એકરોગ સુઉપાય;
જાણે તે ધન્વન્તરી, જગ જન જાણ્યો જાય. ૧૬૪૪

### વૈદ્ય પ્રકાર.

દૈવી વેશ રસાયણી, રાક્ષસ ચતુર વિચાર;
વચન સિદ્ધિથિ મટાડતા, તે દૈવી સુવિચાર. ૧૬૪૫

કાષ્ટાદિ વનસ્પતિ થકી, મટાડતો તે વેશ ;
માત્રા ધાતુથિ નિવારતા, રસાયણી સુવિશેષ. ૧૬૪૬
નસ્ત્ર શસ્ત્રથિ મટાડતા, રાક્ષસ મહા કનિષ્ટ ;
વેશ મધ્યમ રસાયણી, કનિષ્ઠ દૈવિ વરિષ્ટ. ૧૬૪૭
વ્યાધીની પીડા ખમી, મુર્ખ વૈદ્યને ત્યાગ ;
વ્યભિચારિણિ સ્ત્રીને તજે, જે રિત કુલિન સભાગ. ૧૬૪૮

## અષ્ટ વિધ રોગ પરિક્ષા.

રોગ પરિક્ષા અષ્ટવિધ, નાડિ મુત્ર મળ જોય;
મુખચર્યા જિભ નયન વળિ, વાણિ સ્પર્શથી હોય. ૧૬૪૯

## નાડી પરિક્ષા.

પુરુષ હાથ જમણો કહ્યો, સ્ત્રીનો વામ વિચાર ;
હાથ તેમ પગની જુએ, નાડી વૈદ્ય પ્રકાર. ૧૬૫૦
નાડી જોતાં રોગિયે, એક ચિત્ત રહિ સ્થીર ;
તેમ વૈદ્ય પણ એકચિત, પરખે રોગ સુધીર ; ૧૬૫૧
વીણાયંત્ર વગાડતાં, દર્શાવેછે રાગ ;
સદ્ય નાડિ ધરિ વૈદ્ય પણ, લહે રોગનો થાગ. ૧૬૫૨
કામાર્તિ સુક્ષુધાર્તિ વળિ, સ્વાસ યુક્ત સુવિચાર ;
તેલ મલન વા સ્નાન વળિ, ભોજનાન્તે નવધાર. ૧૬૫૩
તેમ સુતાં ઊભાં અને, દોડતાનિ સંભાળ ;
જળપાનાદિ નિશાકરે, મળમુત્રાદિ તત્કાળ. ૧૬૫૪
વળિ ચિન્તાતુર ખેદસહ, નર નારિનિ પ્રિય ખાસ ,
ચતુર વૈદ્ય નાડિ ન ધરે, થાય ન રોગ તપાસ. ૧૬૫૫
માટે એક ચિત્તે કહ્યું, નાડી વૈદ્ય જો જોય ;
ઝવેરિ જ્વાહિરની પરખ, કરે તેમ શુભ હોય. ૧૬૫૬
વૈદ્ય શાસ્ત્ર બળથી કહે. વળી અધિક અભ્યાસ ;
નેત્રે નિરખિ પ્રકાશતા, સાધ્યાસાધ્ય વિલાસ. ૧૬૫૭
હસ્તાંગુષ્ઠ મૂળથી, અનુક્રમે ત્રણ નેક ;
પ્રથમ વાત પછિ પિત્ત કફ, કહું લક્ષણ સુવિવેક. ૧૬૫૮

# અનુક્રમણિકા.



પ્રાતઃકાળે દશ ઘટી, કફ નાડી પછિ પિત્ત ;
દશ ઘટિ તે મધ્યાનથી, દશ ઘટિ વાત ખચિત્ત. ૧૬૫૯
રાત્ર નાડિ કહિ વાતની, તે પછિ ગતી વિચાર ;
વાંકિ સર્પવત ચાલતાં, વાત નાડિ ચિતધાર. ૧૬૬૦
ત્વરીતં દાદુર કાકવા. કુલિંગ પિત્ત સુવંદ ;
હંસ મોર કુરકુટ અને, પારેવા કફ મન્દ. ૧૬૬૧
સન્નિપાત નાડિ તણી, તીતર પક્ષિનિ ચાલ ;
દ્વિદોષ નાડિ ધિમે ધિમે, વળિ ઉતાવળિ સમાલ. ૧૬૬૨
સ્વસ્થાનેથી જો છુટી. વા રહિ રહિને વેહ ;
અથવા ક્ષીણ બહુ શિતળ, નાડિ પ્રાણ સંદેહ. ૧૬૬૩
સામાન્ય જ્વર કોપથી, ઉષ્ણ વેગમાં જોય ;
રંગ ભંગ સ્ત્રી.પુરૂષની, ક્રોધિ વેગ બહુ હોય. ૧૬૬૪
વળિ ચિંતા ભય યુકતની, નાડી ક્ષીણ જણાય ;
મંદાગિનિ વા ધાતુક્ષિણ, તો અતિ મંદ ભણાય. ૧૬૬૫
રક્ત કોપથી વ્યાપ્તની, કઠિણ સ્વરૂપ કે તાતિ ;
હલકિ પુષ્ટ ગાંભીર ગતિ, ગર્ભિણિની મદમાતિ. ૧૬૬૬
તરસ્યો ઉંઘેલ આળસુ, વળિ સુખિ સૂઇ ઉઠેળ ;
વળી કાર્ય યોજક તણી, સ્થીર ગતીજ ઠરેલ. ૧૬૬૭
મળ મુત્રાદિક વ્યાપ્તથી, જ્વર સમાન ચિત લાવ ;
લોભ અને મદ વ્યાપ્તની, કિંચિત ચપળ બતાવ. ૧૬૬૮
તિવ્રવળી કે નગ્રછે, ચોર નાડિની ચાલ ;
ઉદ્યોગિ વા પ્રવાસિની, ઉષ્ણ ચંચળ વિશાલ. ૧૬૬૯
કનિષ્ઠિકાની નાડથી, ભૂતોપદ્રવ લેખ ;
અનામિકાની નાડથી, કુળદેવ દોષ પેખ. ૧૬૭૦
મધ્યમાનિ કદિ નાડતો, સંબંધિક દુખ જાણ ;
તળાર્ધમૂળ વહેજ તવ, વરૂણ ક્ષોભ ઉર આણ. ૧૬૭૧
કાક હંસ વત ચાલતાં, અજિર્ણ લક્ષણ એહ ;
સુતેલાનિ વા કફ સમી, એમાં નહિં સંદેહ. ૧૬૭૨
જઠરાગ્ની સુપ્રદીપ તવ, હલકિ વેગ અભિરામ ;
સ્થીરછતાં જો પ્રબળતો, સ્વસ્થ સુખી જો ધામ. ૧૬૭૩

ક્ષુધાતૂર ચંચળ ચલણ, નિશ્ચળ તૃપ્તનિ ધીર,
તૂટક તૂટક વળિ અતિ ત્વરિત, કઠિણ કાષ્ટવત સ્થીર. ૧૬૭૪
વાંકડિ ક્ષણ હળુ ક્ષણ ત્વરિત, અતી ઉષ્ણ બહુ જોમ.
જ્વરથિ વ્યાપ્ત તીતર ગતી, ગુંથાયલી એ ફ્રેમ. ૧૬૭૫
અથવા સ્થાન તજી ભ્રમત, વળી આવતી ઠામ;
અસાધ્ય સન્નીપાતની, નાડિ પરિક્ષા આમ. ૧૬૭૬
જે નાડી રહિ રહિ વહે, તથા તિવ્ર બહુ ટહાડિ;
કહોણિ સુધી ગૈ હોય તો, તે આખરની નાડિ. ૧૬૭૭
તર્જનીનિ ચાલી તદા, તેપણ આખર જાણ;
સ્થાન છોડિને ચક્રસમ, ભ્રમે અંત એંધાણ. ૧૬૭૮
વળિ ભયવત્ વા સૂક્ષ્મ અતિ, તે અસાધ્ય ચિત લાવ;
જ્વર દ્વિપ્રહર અગ્નીસમી, વિચિત્ર મૃત્યુ બતાવ. ૧૬૭૯
ડમરૂવત નાડી તદા, ચાર દિવસમાં નાશ;
સ્થાન છોડિ દે નાડિ તવ, ત્રણ દિવસેજ નિરાશ. ૧૬૮૦

## મુત્ર પરિક્ષા.

આદિ અંત ધારા તજી, પાંત્ર ચિની જિલિ પ્રાત;
તેલ બિંદુ પસરેજ તવ, જાણ અધિક તન વાત. ૧૬૮૧
પિત્ત કોપ પીળાસપર, તેલ ટિપાંથી જોસ;
કફ પ્રકોપથી બરફ સમ, ફીણ તરંગી દોષ. ૧૬૮૨
લાલ કાળું પીળૂ અને, વિચિત્ર સન્નીપાત;
તેલ બિંદુ તળિયે જવે, રોગિ અસાધ્ય નિપાત. ૧૬૮૩

## બિંદુ પરિક્ષા.

ચામર પદ્મ સુશંખ ફળ, પર્ણ પુષ્પ મણિ લેખ;
બિંદુ આકૃતી મૂત્રમાં, રોગિ સાધ્ય તવ પેખ. ૧૬૮૪
કુરકટ જંતુ મનુષ્યને, સર્પ શસ્ત્ર માંઝાર;
વૃશ્ચિક વાનર સુકર સમ, રોગિ અસાધ્ય વિચાર. ૧૧૮૫

## મળ પરિક્ષા.

જો વાયુના કોપથી, ફીણ યુક્ત મળ લેખ;
લૂખો કાળો ને વળી, કૂચા પાણી પેખ. ૧૬૮૬

પિત્ત નીલ પિત પાતળો, ઉષ્ણુ દુર્ગંધાધીક;
શ્વેત લિલો સૂકોજ કફ, દ્વિ ત્રિદોષ લક્ષણીક. ૧૬૮૭

## મુખ પરિક્ષા.

મુખચર્યા જો પ્રાતરે, વાત શ્યામ નિસ્તેજ;
પિત્ત કોપ થોથર મુખે, પિળાસ વૈદ્ય જુએજ. ૧૬૮૮
વળી કહૂં કફ કોપથી, કળા હીન મુખ હોય;
તેલ લગાડેલૂં લિસૂં, વૈદ્ય ચિકિત્સક જોય. ૧૬૮૯

## જિવ્હા પરિક્ષા.

વાત કોપથી જીભજો, ખડબચડી ફાટેલી;
પિત્ત કોપથી લાલ કે, કાળી આળી થએલિ. ૧૬૯૦
તેમ કહું કફ કોપથી, ઉજવળ લીસી ભીનિ;
જિભ પરિક્ષા એ રિતે, કરિ પિડ હર રોગીનિ. ૧૬૯૧

## નેત્ર પારક્ષા.

વાત કોપથી નેત્રજો, લૂખાં ધૂમ્ર વળિ તમ;
ચંચળ કે બ્હેબાકળાં, થરક વિકાશ પ્રશક્ત ૧૬૯૨
પિત્ત પિળાં હળદર સમાં, તમ તેજ ન ખમાય;
કફ પ્રકોપથી શ્વેત વળિ, તેજહીન દર્શાય. ૧૬૯૩

## વાણી પરિક્ષા.

કંઠમાંથિ હલકો કદી, વદે શબ્દ તવ વાત;
સ્પષ્ટ શબ્દ બોલાયતો, પિત્ત પરિક્ષા ખ્યાત. ૧૬૯૪
ભારિ ઘરઘરા યુક્ત તો, કફ પ્રકોપ તું વિચાર;
દ્વિદોષ ત્રિદોષ ઉભયના, લક્ષણ શબ્દ પ્રકાર. ૧૬૯૫

## સ્પર્શ પરિક્ષા.

સાગ પલાસના પત્ર સમ, ખડબચડૂં જો અંગ;
વાત કોપ તવ જાણવો, તપ્તસુ પિત્ત પ્રસંગ. ૧૬૯૬
શીતળ વળિ લીલાસપર, કફ પ્રકોપ સુતપાસ;
એથકિ વિશેષ માહિતી, જોસુ નિઘન્ટપ્રકાશ. ૧૬૭૯

### દૂત શુભાશુભ લક્ષણ.

વૈદ્ય તેડવા જે જતો, દૂત રોગિનો જ્ઞાતિ ;
શ્વેત વસ્ત્ર તેજસ્વિ વળિ, મધુર વચન શુભ ખ્યાતિ. ૧૬૯૮
મ્લાન વદન ચંચળ અતી, કઠોર વચન વિચાર ;
નેત્ર વારિ ધભરાયલો, વસન મલિન દુખકાર. ૧૬૯૯

### દૂત શુભાશુભ શકુન.

દૂત માર્ગમાં ચાલતાં, સૌમ્ય સુકન દુખદાઇ ;
પ્રદિપ્ત અશુભ શકુનસદા, શુભદાયક સુનવાઇ. ૧૭૦૦

### દૂત પ્રશ્ન વિચાર.

વૈદ્ય દૂતના પ્રશ્નના, બોલે બોલ તપાસ ;
તે અક્ષર કરિ ત્રણગણા, અષ્ટ ભાગથિ પ્રકાશ. ૧૭૦૧
શેષ વધે તેમાં વિસમ, સંખ્યા તવ ધર આશ ;
જો કદિ શેષે સમ રકમ, તો રોગીનો નાશ. ૧૭૦૨

### વૈદ્ય શુભાશુભ શકુન.

વૈદ્ય રોગિ ગૃહ જાય તવ, સૌમ્ય સુકન સુખકાર ;
ભેરિ મૃદંગાદિક કહ્યા, એથકિ સૌમ્ય અપાર. ૧૭૦૩
વૈદ્ય રોગિ ગૃહ જાય તવ, પ્રદિપ્ત અશુભ પ્રકાર ;
વિધવા વન્હી ભસ્મ જો, એથકિ વિઘ્ન અપાર. ૧૭૦૪

### સાધ્ય લક્ષણ.

કરપદ નાભી તપ્ત વળિ, તૃપા વિશેષ ન હોય ;
કોમળ જીભ અભીરહે, શુભ લક્ષણ પ્રિય જોય. ૧૭૦૫
ઈન્દ્રિય ચિત ચૈતન્યતા, સ્વપ્ન માંહ્ય સુવિચાર ;
સ્વાદ ગન્ધ ગુણ જાણતા, વળી અધિક ઉરધાર. ૧૭૦૬
જ્વર પ્રસ્વેદ ન થાય વળિ, વિના કફ સરળ સ્વાસ ;
વૈદ્યરાજ ઔષધ કરો, સાધ્ય લક્ષણ પ્રકાશ. ૧૭૦૭

### અસાધ્ય લક્ષણ.

વાયુ વસે જવ પિત્ત ગૃહ, કફ ગૃહ પિત્તજ લેખ ;
કફ આવે જવ કન્ઠમાં, રોગી અસાધ્ય પેખ. ૧૭૦૮

રાત્રિ દાહ શિત દિવસમાં, ત્હેનો નહીં ઉપાય ;
ગુદાભ્રષ્ટ શ્વાસાશિતળ, રોગી જમપુર જાય. ૧૭૦૯
વ્યાકુળ હેડકિ શોપ તન, શોપ તપ્ત કર શીત ;
હૃદય નાભિ પદ નાશિકા, શીતળ મૃત્યુ ખચીત. ૧૭૧૦
દરપણ ધૃત જળ તેલમાં, અવર છાંય દર્શાય ;
શીપ રહિત તન દેખતા, પક્ષ માંહ્યજ ક્ષાય. ૧૭૧૧
મંજન કરવા અંગ ગણુ, કર પદ હૃદય કપાળ ;
સુકાય તે તત્કાળ તવ, ઝડપે ત્હેને કાળ. ૧૭૧૨
દીપક વડો કરી જુઓ, જો નવ આવે ગંધ ;
પ્રીતી લજ્જા પરહરે, મિટે સગાં સંબંધ. ૧૭૧૩
ભૂત જેહની દૃષ્ટિને, ભડકાવે દિન રાત ;
રોગી જો ભાઇ જતો, આયુ ક્ષીણ દિન સાત. ૧૭૧૪

## મનહર છંદ.

ભોજન કરાવ્યુ તોય, તુરત ક્ષુધીત થાય,
દંત વિકરાળ નર, સ્વપ્નેજ સતાવતા ;
નાક દાંડિ થરડાઈ, કાન લાળિ મરડાઇ,
નેત્રે વહિ રહ્યાં નીર, કાય ઢળ્યા કહાવતા ;
દક્ષિણ દિશાથિ દળ, ઉલટ્યૂં અપાર જોય,
ભય ભયડાઈ જશું, દુ:સ્વપ્નો બૈ જામતા ;
બદલે સ્વભાવ એમ, પ્રકૃતિ વિપરીત થૈ,
શિરોસ્વાસ આયુ ક્ષીણ, તે મરણ પામતા. ૧૭૧૫

## કાળચક્ર.

### દોહરા.

આરદ્રાની આદમાં, મૃગશિર અંત વિચાર ;
મૂળ મધ્ય જો હોયતો, કાળચક્ર ચિત ધાર. ૧૭૧૬
વળી પુષ્પ નક્ષત્રમાં, રવિ ઇન્દુનો મુકામ ;
મહાદેવનૂં વચન પ્રિય, કાળચક્ર ધર નામ. ૧૭૧૭
અશ્લેષા સત્તારકા, આરદ્રા ઉરઆણ ;
ધનેષ્ટા જ્યેષ્ટા મઘા, ત્રણ પુર્વા પણ જાણ. ૧૭૧૮
ભરણિ વિશાખા કૃતિકા, શનિ રવિ મંગળવાર ;

પ્રતિપદ નવમી દ્વાદશી, ચતુર્થિ અષ્ટમિ ધાર. ૧૭૧૯
ચતુર્દશી નક્ષત્ર તિથિ, વા વારે મંદવાડ;
મર્ણ યોગથિ ક્વચિત બચે, ઝડપે જમની ધાડ. ૧૭૨૦
આરદ્રા કૃત્તિકા મઘા, અશ્લેષા ઉર આણ;
મૂળ વિશાખાયે કદી, સર્પ દંશ તો હાણ. ૧૭૨૧

**રોગ પરિક્ષાર્થે નક્ષત્ર તિથીવાર પટ વિચાર.**

સપ્ત વીંશ નક્ષત્ર વળિ, તિથી સોળને વાર;
અનુક્રમે તે તે તણો, ઉભય મતે અનુસાર. ૧૭૨૨
લખ્યા કોષ્ટકે અંક દે, નીચે ઊંચે નેક;
ત્યાં ત્યાં તે મત ભિન્નતા, દર્શાવે સુવિવેક. ૧૭૨૩
એમ રોગ હદ જાણવા, નક્ષત્રો તિથિવાર;
સર્વેનો આપટ વિષે, લખ્યો સ્પષ્ટ વ્યવહાર. ૧૭૨૪
નક્ષત્રો તિથિ વારના, નામ નિચે મત અંક;
તે પ્રમાણ દિન ભોગવે, પીડા રોગિ નશંક. ૧૭૨૫
શુન્ય મૃત્યુ સ્થિર બહુ રિબે, બાકિ અંક આરામ;
રચ્યો રોગ પરિક્ષાર્થે પટ, સુલભસુ દલપતિરામ. ૧૭૨૬

**રોગ પરિક્ષાર્થે નક્ષત્ર પટ.**

| અશ્વિની | ભરણી. | કૃત્તિકા. | રોહિણી. | મૃગશિર | આરદ્રા. | પુનર્વસુ. | પુષ્ય. | અશ્લેષા |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧<br>૯ | ૦<br>૧૧ | ૧૦<br>૯ | ૩<br>૭ | ૫<br>૩૦ | ૦<br>૦ | ૭<br>૭ | ૭<br>૭ | ૯<br>૦ |
| **મઘા.** | **પુર્વાફાલ્ગુની.** | **ઉત્તરાફાલ્ગુની.** | **હસ્ત.** | **ચિત્રા.** | **સ્વાતી.** | **વિશાખા** | **અનુરાધ** | **જ્યેષ્ઠા.** |
| ૦<br>૨૦ | ૩૦<br>૦ | ૨<br>૭ | ૧૫<br>૧૫ | ૦<br>૧૧ | ૧૫<br>૦ | ૬૦<br>૧૫ | ૨૦<br>સ્થીર. | ૧૦<br>૦ |
| **મૂળ.** | **પુર્વાષાઢા** | **ઉત્તરાષાઢા.** | **શ્રવણ.** | **ધનેષ્ઠા.** | **શતતારકા.** | **પૂર્વાભાદ્રપદ.** | **ઉત્તરાભાદ્રપદ.** | **રેવતી.** |
| ૧<br>૯ | ૧૫<br>૦ | ૧૫<br>૩૦ | ૭<br>૧૧ | ૩૦<br>૧૫ | ૧૫<br>૧૧ | ૧૦<br>૦ | ૧૫<br>૭ | ૮<br>સ્થીર. |

## રોગ પરિક્ષાર્થે તિથિ પટ.

| પ્રતિપદા. | દ્વિતિયા. | તૃતિયા. | ચતુર્થી. | પંચમી. | ષષ્ટી. | સપ્તમી. | અષ્ટમ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૩૦ | ૩ | ૦ | ૫ | ૫ | ૩૦ | ૩ |
| ૧૦ | ૩૦ | ૩ | ૦ | ૫ | ૧૦ | ૩૦ | ૦ |

| નવમી. | દશમી. | એકાદશી. | દ્વાદશી. | ત્રયોદશી. | ચતુર્દશી. | પૂર્ણિમા. | અમાવાસ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૫ | ૫ | ૩૦ | ૩ | ૦ | ૫ | ૦ |
| ૦ | ૫ | ૧૦ | ૦ | ૩ | ૦ | ૫ | ૦ |

## રોગ પરિક્ષાર્થે વાર પટ.

| રવીવાર. | સોમવાર. | મંગળવાર | બુદ્ધવાર. | ગુરવાર. | શુક્રવાર. | શનીવાર. |
|---|---|---|---|---|---|---|
| ૩૦ | ૪૫ | ૦ | ૮ | ૬ | ૭ | ૩૦ |
| ૦ | ૪૫ | ૦ | ૮ | ૬ | ૭ | ૦ |

## સૂર્યબિમ્બ પરિક્ષા.

થાળી જળભરિ સૂર્યનૂં, બિમ્બ જોય નર નાર ;
આયુ આયખૂં જાણતા, જો અખન્ડ સુખકાર. ૧૭૨૭
સૂર્ય બિમ્બ દક્ષણ તરફ, જો ખંડીત પ્રકાશ ;
તો પટ માસે મૃત્યુજન, વળિ પશ્ચિમ દ્વીમાસ. ૧૭૨૮
ઉત્તરમાં ખન્ડીતતો મૃત્યુથાય ત્રણ માસ ;
પૂર્વે ખન્ડિત હોયતો, એક માસમાં નાશ. ૧૭૨૯
બિમ્બ મધ્ય કદિ છિદ્રતો, દશ દિન આયુ પ્રમાણ ;
બિમ્બ ધુમ્રથિ વિટાયલૂં જોયુ તેજ દિન જાણ. ૭૩૦

આયુ પ્રમાણ એ રિતે, ઋષિ મુનિ કહે સર્વજ્ઞ;
સમજે વૈદ્ય ચતૂરકો, એક ન સમજે અજ્ઞ. ૧૭૩૧

**સ્ત્રી પુરૂષમાં આદી મૃત્યુ પરિક્ષાર્થે પ્રશ્ન વિચાર.**

રાશી પૂર્વક સ્ત્રી પુરૂષ, નામાક્ષર ગણિ સાર;
નામાક્ષર બમણા કરી, વળી અધિક ઉરધાર. ૧૭૩૨
વર્ડુ અનુસ્વર આવતાં, ત્હેને બમણા લેખ;
કાનો માત્રા અજ્જુને, ચતુરગણાં કરિ પેખ. ૧૭૩૩
સરવાળાની બેરીજ કરિ, ભાગ શિવનયન[3] ખાસ;
શુન્ય એક જો શેષ તો, પ્રથમ પુરુષનો નાશ. ૧૭૩૪
કદી આવતા શેષ બે, તો સ્ત્રી પ્રથમે નાશ;
આદિ મૃત્યુરિત સમ વિષમ, શેષ દલપતિ પ્રકાશ. ૧૭૩૫

**સ્ત્રી પુરૂષ શુભાશુભ પ્રશ્ન વિચાર.**

વય રાશી નક્ષત્ર ત્રણ, અનુક્રમ અંક વિચાર;
મેળવી બમણા ત્રણગણા, ચતુરગણા કરિ સાર. ૧૭૩૬
સપ્તા[૭]ષ્ટ[૮] રસે[૬] ભાગદે, આદિ શુન્ય જો શેષ;
પડે કષ્ટ કદિ મધ્ય તો, ધનક્ષય કહૂં વિશેષ. ૧૭૩૭
અંત્ય શુન્ય કદિ આવતૂં, તવત્યાં મૃત્યુ વખાણ;
આદિ મધ્ય અંત્યાકજો, શેષ વિજય પ્રિય જાણ. ૧૭૩૮

**વૈદ્યને ઔષધી લાવવાને મૂર્ત.**

હસ્ત અશ્વિની પુષ્યને, પુનર્વસૂ અભિજીત;
મૃગશિર અનુરાધા વળી, શત્તારકા ખચીત. ૧૭૩૯
સ્વાતિ આદિ નક્ષત્રને, અમૃતસિદ્ધી યોગ;
વાર ગુરૂ રવિ શુક્ર બુધ, શુકલપક્ષ સંજોગ. ૧૭૪૦
વળી કર્ણુ શુભ જોઈને, ઔષધિ નવિન તું લાવ;
વૈદ્યકશાસ્ત્ર વિચારતાં, કરે હીત દર્શાવ. ૧૭૪૧

**વૈદ્યને રસાયણ ઔષધી કરવાને મૂર્ત.**

હસ્ત અશ્વિની પુષ્ય વળિ, મૃગશિરને અભિજીત;
ચિત્રા રેવતિ શ્રવણને, અનુરાધા સુપુનીત. ૧૭૪૨
ધનેષ્ઠા સુશત્તારકા, પુનર્વસૂ ને મૂળ;
સ્વાતિ આદિ નક્ષત્ર શુભ, શુક્ર સોમ અનુકૂળ. ૧૭૪૩

ગુરૂ બુધવાર ભલા ગણે, મિથૂન કન્યા મીન;
ધનસહીત લગ્નાદિશુભ, કર રસાયણ નવીન. ૧૭૪૪

### વૈદ્યને ઔષધી આપવાને મૂર્ત.

ગુરૂ શુક્ર રવિવાર વળિ, કર્ક મકર ને મેષ;
તુલા લગ્ન શુભ યોગ પ્રિય, વળિ શુભ કર્ણ વિશેષ. ૧૭૪૫

### રોગીયે ઐાષધ લેવા યા ખાવાને મૂર્ત.

રોગી ઔષધ લેતદા, ચતુર અષ્ટકે બાર;
હોયચંદ્ર વા ઘાતતિથિ, ઘાત ચંદ્ર વળિવાર. ૧૭૪૬
વળી જન્મ નક્ષત્ર કે, કાળ રાહુ જો પૃષ્ટ;
વિશ વિશ ઘટિ નક્ષત્ર તિથિ, મંગળ શનિ પણ નષ્ટ. ૧૭૪૭
સોમવાર પણ નષ્ટ છે, વૈધૃત ને વ્યતિપાત;
કુયોગ કુકર્ણ વિષ્ટિ ત્યજિ, રોગિ ઔષધી ખાત. ૧૭૪૮

### વમન વિરેચન અને રક્ત કઢાવવાને મૂર્ત.

વમન વિરેચન ભોમ રવિ, ગુરૂ ઉત્તમ ગણાય;
રક્ત કાઢવાને વળી, મૂર્ત શાસ્ત્રથિ ભણાય: ૧૭૪૯
મૃગશિર અનુરાધા શ્રવણ, મંગળ ને રવિવાર;
સમુદ્ર ભરતી હોય તવ, કઢાવતાં સુખકાર. ૧૭૫૦

### વાત પિત્ત કફોત્પત્તિ લક્ષણ શમન વિચાર.

વૈદ્યકમાં પ્રિય પ્રથમ જો, વાયુ પિત્ત કફ લેખ;
ઉત્પત્તી લક્ષણ શમન, દલપતિ કહે સુ પેખ. ૧૭૫૧

### વાતોત્પત્તિ.

ચિન્તા વળિ બક બક કરે, રાત્ર દિવસ હઠમાંય;
કરિ ઉપાસ ભયભીત વળિ, કે લૂખૂં કૈં ખાય. ૧૭૫૨
ભક્ષે કટુ વળિ ખાય અતિ, નિશિ જાગે શિત ખાઇ;
પૌષ માઘ પાવસ અધ્વન, અષાઢ ઉપજે વાઇ. ૧૭૫૩

### વાત લક્ષણ.

તન પીડા જિવ દૂખતો, ઊંઘ ભૂખ ક્ષિણ દેહ;
અંગ શિતળ પગતળ બળે, વાયુ જાણ પ્રિય એહ. ૧૭૫૪

## વાત શમન.

મર્દન કરવૂં તેલ તલ, તાતે પાણી ન્હાય ;
તન સેકે મદિરા પિવે, વાયૂ તુરત સમાય. ૧૭૫૫

## પિત્તોત્પત્તિ.

કટૂ તિક્ત કૈં ખાય વળિ, ભૂખ તરસને સાધ ;
બહુ શ્રમ કરિ ભોજન કરે, કે મદિરા આરાધ. ૧૭૫૬
જ્યેષ્ઠ બપોરે તાપમાં, કે અગ્નીની પાસ ;
માધવ આશ્વિન કાર્તિકસુ, જ્યેષ્ઠે પિત્ત પ્રકાશ. ૧૭૫૭

## પિત્ત લક્ષણ.

વ્યાકુળ ચિત સૂકે અધર, મુખ કટુ તપ્ત શરીર ;
જળ લિમ્બૂ રક્ષા કરણ, પિત્ત શમન પ્રિય ધીર. ૧૭૫૮
શીતળપર મન દોડતૂં, પૂછિ રોગિનો ભાવ ;
પિત્ત પરિક્ષા કરિ પછી, ઉપાય ઝટ દર્શાવ. ૧૭૫૯

## પિત્ત શમન.

રતિ માણે પંખે પવન, શીળેપાણી ન્હાય ;
કરિ મિષ્ટાન્ન સુગન્ધિલે, પિત્ત તુરત સમિ જાય. ૧૭૬૦

## કફોત્પત્તિ.

તલ ખાટૂં મીઠૂં દહીં, કે માંખણ કો ખાય;
જો કદિ ફાગણ ચૈત્રમાં, તો કફ જોર જણાય. ૧૭૬૧

## કફ લક્ષણ.

ઊંઘ નાશ મુખ મધુર વળિ, આળસ અધિકી દેહ ;
ગળફો અટકે કન્ઠમાં, શ્વાસ ખાંસિ કફ એહ. ૧૭૬૨

## કફ શમન.

ક્ષાર કસાણૂં તિક્ત કટુ, તપ્ત ઉદક ઉપવાસ ;
વમન વિરેચન સ્વેદ થકિ, શમન જાણ કફ નાશ. ૧૭૬૩

## કાળજ્ઞાન.

કર્મબન્ધ વણ છૂટવે, મૃત્યુ સમય દર્શાય ;
તે ક્ષણુ ચિત્ત ચૈતન થતાં, પ્રભુ સન્મુખ જન જાય. ૧૭૬૪
તિર્થીર યોગ પદ જેહનો, સિદ્ધિ જોય નહિં જોય ;
એહ જાણિયે યોગછે, મૃત્યુ કાળ નિજ હોય. ૧૭૬૫
સૂરપન્થ શશિ છાંય વળિ, શુક્ર અરુન્ધતિ સાર ;
વરસ સરસ જીવેન જો, દેખે નહિં નર નાર. ૧૭૬૬
વિના હસ્ત રવિ તેજને, ગણે અગ્નિની ઝાળ ;
તેહેનો માસ અગિઆરથી, અધિકન જીવન કાળ. ૧૭૬૭
દેખે મળ મુત્રાદિમાં, કનકરજ તરંગ જેહ ;
આંખતણુા સ્વપ્ના સદૃશ, માસ જિવે નર તેહ. ૧૭૬૮
પ્રેત પિશાચાદીક વળી, દેખે સુવર્ણ વૃક્ષ ;
જીવે નહિં નવ માસથી, અધિક પુરુષ પ્રત્યક્ષ. ૧૭૬૯
કૃશતન ગણતો સ્થૂળ વળિ, સ્થૂળ દુર્બળું જોય ;
પ્રકૃતી પલટે રોગિતો, માસ જિવન તન ખોય. ૧૭૭૦
પાદ એડિના અગ્રપર, અથવા અધવચ માંહ્ય ;
કરડે શ્વાન વિચારતા, સાત માસમાં ઝાંય. ૧૭૭૧
ગીધ કાક ઉલૂકજો, શિરપર પડેજ પેખ ;
જીવે નહિં પટ્ માસથી, તે નર અધિકૂં લેખ. ૧૭૭૨
કાક અને વાનર હણે, વિના વિચારે ખાસ ;
છાયા તનની ગાવરસી. તે જીવે ચોમાસ. ૧૭૭૩
ઈન્દ્ર ધનુપ યમ દિશિ જુવે, વળિ વણ વાદળ વીજ ;
એ ત્રણ માસે ભંગછે, તેહ પુરુપની રીઝ. ૧૭૭૪
ઘૃત જળ તેલ મહીં જુવે, જો શિરંએ દેખાય ;
એક માસથી અધિક નહિં, જીવન આશ રખાય. ૧૭૭૫
દર્પણના પ્રતિબિમ્બમાં, નિજ મુખ જે નવ જોય ;
એક માસમાં તેહનો, આયુ અંત પ્રિય હોય. ૧૭૭૬
જેના તનની ગંધ જવ, મૃતક ગંધ સમ હોય ;
અર્ધમાસથી અધિક તે, રોગિન જીવે કોય. ૧૭૭૭

નિર્જળ સરિતા ભસ્મ વળિ, શ્યામ સર્પ બહુ જોય;
સ્વપ્ને દેખે મર્ણ તે, એકાદશદિન રહોય. ૧૭૭૮
રોમહર્ષ મતિ બન્ધ વળિ, જીભમૂળ જો સ્થૂળ;
જાણ પડે તે પક્ષથી, અધિકન જીવન મૂળ. ૧૭૭૯
કાનતણી દૂર્ગંધ તે, અવર ગંધ કરિ નાશ;
દાંત જિભે જો શામતા, ત્રિપક્ષ માંહ્ય વિનાશ. ૧૭૮૦.
ઇન્દ્રિ સકળ નિજ નિજ વિષે, જો જાણે નહિં તેહ;
માસ અંત આયુષ્યનો, તે પછિ પડતી દેહ. ૧૭૮૧
જે નર સ્નાન કિધે તુરત, સૂકે સરસ કપોળ;
તરસ મિટે નહિં જળ પિધે, દશ દિન મર્ણ સુબોલ. ૧૭૮૨
અર્ધ વપૂ શીતળ રહે, અર્ધ તપ્ત વિખ્યાત;
કર્ણ થકી નહિં સાંભળે, મૃત્યુ જાણ દિન સાત. ૧૭૮૩
શ્યામ વસન ઓઢે ધરે, દંડ લોહનો હાથ;
જે દેખે યમ સ્વપ્નમાં, ત્રણદિન મર્ણ સુગાથ. ૧૭૮૪
યોગી જ્ઞાની અવર જે, મહત્ પુરુષ પ્રવીણ;
મર્ણકાળ જાણી ચહે, ચિત ચૈતન્ય ન ક્ષીણ. ૧૭૮૫
સવારે બપોરે પડે, તેમ દીવસ કે રાત;
ગણે અરિષ્ટજ ચિત્ત દૈ, યોગી જન વિખ્યાત. ૧૭૮૬
બાહ્યાંતર એ લક્ષથી, અંતકાળ કરિ એન;
યમ નિયમાદિક યુક્ત થૈ, રાખિ અધખુલા નેન. ૧૭૮૭
દૃષ્ટિ નાશિકા અગ્ર પર, રાખિ અચળ કરિતાર;
ઇન્દ્રિય રોકિ વિકલ્પ તજિ, વળી રૂંધિ નવદ્વાર. ૧૭૮૮
સમ વપુ નિશ્ચલ ચિત્ત કરિ, સિદ્ધિ પદ્માસન સાધિ;
ક્રમથી પ્રાણાયામ કરિ, સાધે શુદ્ધ સમાધિ. ૧૭૮૯
વચ્ચ કરિ મન કરિ પ્રણવનો, મનન જાપ ઉરધાર;
ત્રણ સુકાળ ત્રણ લોક વળિ, અગ્ની ત્રણ આધાર. ૧૭૯૦
વેદ ત્રણ વળિ શક્તિ ત્રણ, ત્રણ સુ દેવતા સાર;
એહજ માત્રા ત્રણ તણા, સઘળે ગ્રહિ આધાર. ૧૭૯૧
એ જો છે પરબ્રહ્મ વર, શબ્દ બ્રહ્મ નિર્ધાર;
પરમ જ્યોતિ પર્માત્તમા, સૌથી પર ૐકાર. ૧૭૯૨

શુચિ અથવા અશુચી જપે, જો એ જપ દિનરાત ;
ત્હેને પાપ નડે નહીં, ભસ્મ ભસ્મ છે ખ્યાત. ૧૭૯૩
પ્રાણાપાનજ રૂંધિને, દાંત દાંત દૃઢ સ્થાપિ ;
હૃદયામ્બુજ પર ક્ષેપિમન, પ્રણવ મન્ત્ર આલાપિ. ૧૭૯૪
ૐકારેનું ધનુપ કરી, સત્વ ગૂણ સુપ્રમાણ ;
આત્મ ભૂત ઈન્દ્રિય સહિત, દશે દ્વાર સુનિશાણ. ૧૭૯૫
લક્ષી છત્રિશ તત્વ સહ, પર્માત્મા માલીન ;
જેહ પર્મે આકાશ છે, સચ્ચિદ આનન્દ પીન. ૧૭૯૬
જે કો ત્યાગે દેહને, એહ અવસ્થામાંહ્ય ;
તેહ સુમુક્ત વિદેહિમાં, યોગી રવિ ભવ છાંહ્ય. ૧૭૯૭

## ભગવદ્ગિતામાંથી શુભાશુભ મૃત્યુ.

અગ્નિ જ્યોતિ દિન શુક્લ પક્ષ, ઉત્તરાયન સુમાસ ;
જાય જ્ઞાનિ એરીત તો, બ્રહ્મલોકમાં વાસ. ૧૭૯૮
ધૂમનિશા દક્ષિણ અયન, કૃષ્ણ પક્ષ જો હોય ;
શશિમન્ડલ યોગી લહે, પિતુલોક પ્રિય જોય. ૧૭૯૯
તિર્થાટન સન્મુખ સમર, પરહિત હેતુ સુમર્ણ ;
કવિ કોવિદ મત પેખતાં, એ સુભ મૃત્યુ સુવર્ણ. ૧૮૦૦

## અકાળ મૃત્યુ.

અગ્નિ દહન જળમાં બુડયો, સર્પ ડસે કે શ્વાન ;
ઝાડ પડયો વૃપભે હણ્યો, સિંહ ભક્ષણે માન. ૧૮૦૧
વળી વતરડયો વન વરૂ, કે જન વિપકો ખાય ;
આપઘાત આદી સમજ, મૃતુ અકાળ મનાય. ૧૮૦૨

## સદૃશ મૃત્યુ.

વૃદ્ધ સમય સ્ત્રીનૂં મરણ, પુત્ર હસ્ત ધન લેખ ;
અસન વધૂને વશ વસન, સદૃશ મૃત્યુ ત્રણ પેખ. ૧૮૦૩
નદી પાર જ્હેની કૃપી, નારિ કર્કશા કૂર ;
અભ્યાસ સર્પને પકડવો, ત્હેને મૃત્યુ ન દૂર. ૧૮૦૪
જિર્ણ વૃક્ષની છાંય વળિ, જિર્ણ ભુવનમાં વાસ ;
જિર્ણ કૂપનૂં નીર સહ, મૃત્યુ ત્રણની પાસ. ૧૮૦૫

ગૃહિણિ દુષ્ટ શઠ મિત્ર વળિ, ઉત્તર દે નિજ ભૃત્ય;
સર્પ સહિત ગૃહમાં વસવું, ચાર મૃત્યુ એ સત્ય. ૧૮૦૬
મૃત્યુ ડોલવૂં રાત્રનૂ, મૃત્યુ ભૂપ ત્રિય પ્રીતિ;
મૃત્યુ વિપ્રના દોષથી, મૃત્યૂ નારિ પ્રતીતિ. ૧૮૦૭
તરુ ચઢવૂં તરવૂં સરિત, વળી અજિર્ણે ખાણું;
શૃંગી વિષ પાવક નિકટ, એપટ્ મૃત્યુ પ્રમાણું. ૧૮૦૮
જિર્ણ અન્ન પ્રતિ દિન જમે, ભોગે વૃદ્ધા વામ;
શૂર પુરાણો યુદ્ધથી, મૃત્યુતુલ્ય ત્રણ નામ. ૧૮૦૯

## કર્મવીપાક.

પૂર્વ જન્મમાં જે કિધાં, પાપ કર્મ ચિત લાવ;
આ જન્મે તે યોગથી, થાય રોગ દર્શાવ. ૧૮૧૦
તે રોગોની શાંતિ જપ, દેવ પુજનને દાન;
બ્રહ્મ ભોજન સુઔષધે, થાયસુ આયુષ્યવાન ૧૮૧૧
બ્રહ્મહત્યાથી હૌથતો, રાજયક્ષ્મા જે નામ;
મૃત્યુંજય અનુષ્ઠાન જપ, શિવ પૂજા અભિરામ. ૧૮૧૨
સુવર્ણ દાન કહ્યું સુગમ, શરિર તુલા સુવખાણ;
એ પ્રકાર શાંતી કહી, કર્મવિપાક પ્રમાણ. ૧૮૧૩
પરદ્રવ્યાદિ હરે કદી, ભોજન કરતાં ભંગ;
રોગ વિશૂચિકા રંકને, ઇચ્છા ભોજન પ્રસંગ. ૧૮૧૪
સ્વકુળ સુતા કદિ ભોગવી, ચોર્યૂં સુવર્ણ પેખ;
મુત્રકૃચ્છ્ર પ્રમેહ પર, દાન સુવર્ણનું લેખ. ૧૮૧૫
દેવળ ભંગ ધન ધાન્ય હર, મારિ માન મોડાય;
પાન્ડુ રોગપર શાંતિ ભૂ, સાકર પાણી પાય. ૧૮૧૬
કઠોર પીડા જો કિધે, સોફા રોગ પ્રભાવ;
જાસુદ હાર કરી પુજે, દેવ સમર્પણ ભાવ. ૧૮૧૭
મંત્ર જંત્ર વા ઔષધે, ગર્ભપતન જો કીધ;
રોગ જળોદર શાંતિકર, પરબ પાણિ સુપ્રસિદ્ધ. ૧૮૧૮
હિંસા નિન્દા તો કિધે, થાય નાડિવ્રણ રોગ;
ઉભયતોમુખી દાન ગૌ, જોઇ દિવસ શુભ યોગ. ૧૮૧૯

બાળ હત્યા કરવા થકી, ગર્ભ પતન નહિ વૃદ્ધિ ;
દેવ બ્રાહ્મણ સુપૂજને, કર્મવિપાક પ્રસિદ્ધિ. ૧૮૨૦
વિશ્વાસઘાત ગાળદે, પ્રાણઘાત કરનાર ;
દેવદ્વિજ શાસ્ત્રાર્થપર, દોષારોપણ સાર. ૧૮૨૧
વણ ફાંકે કરિ કેદને, રીસ નિરર્થક દ્વેષ ;
હોમકુન્ડ કે યાગ શુભ, વિવાહ જળ સ્થળ દેશ. ૧૮૨૨
અરણ્યાદિ નાશક તદા, સન્નિપાત જો તેર ;
સુવર્ણ તૂલા વાપિ કુપ, દેવળ દાન ઝવેર. ૧૮૨૩
અશ્વદાન વળિ માર્ગમાં, બિલ્વ આમ્ર શુભ વક્ષ ;
કર્મવિપાકે શાંતિ કહિ, વિચારશે કો દક્ષ. ૧૮૨૪
દેવ મૂર્તિ ફોડે વળી, વ્રત્તી છેદ પ્રકાર ;
સજ્જન પુરૂષને કહે, જૂઠ ચોરને જાર. ૧૮૨૫
મૂળ વ્યાધિ અતિસાર વળિ, કાસશ્વાસ વિચાર ;
દેવળ બાગ તળાવ મઠ, ભોમિ દાન પ્રિયકાર. ૧૮૨૬
ભોજન કરતો કોઈ જન, ખાય અધિક તવ દુઃખ ;
ઘરે થાય અરુચી સદા, દે અન્નોદક સૂખ. ૧૮૨૭
છેદે કર પદ કર્ણ વળિ, શૂળી ચઢાવનાર ;
આંખ ફોડવી પ્રાણિને, જે મારે બહુ માર. ૧૮૨૮
તો સત્તાવિશ જાતની, શૂળ વ્યાધિ દર્શાવ ;
નિર્ભય માર્ગ શાસનકરી, બન્ધિવાન છોડાવ. ૧૮૨૯
ફળ રસ નવીન દાનકર, જળાશયસુ બન્ધાવ ;
હોમ શાન્તિ જપ વિપ્રને, ભોજન દાન કરાવ. ૧૮૩૦
પર્ડો દુઃખ ઇચ્છે કદી, કે દીધું બહુ દુઃખ ;
વિશ્વાસઘાત જે કરે, કાસશ્વાસ અસૂખ. ૧૮૩૧
શાન્તિ પીપળ પ્રદક્ષિણા, પ્રાયશ્ચિત્તથિ શુદ્ધ ;
દેવ ગાય પૂજા અધિક, ગ્રહશાન્તિથી વિશુદ્ધ. ૧૮૩૨
ષડ્રસ કન્યા ગાયનો, વિક્રય જે કરનાર ;
વાયુ ઉપદ્રવ શાન્તિ મધ, ગૌપ્રદાન સુખકાર. ૧૮૩૩
ઈશ્વર કથાન સાંભળી, કર્ણમૂળ તવ રોગ ;
પંચગવ્ય પ્રાસન કરે, થાય અદોષિ નિરોગ. ૧૮૩૪

પરદ્વેષ પૈશુન્યથી, અપસ્માર દર્શાય;
સવત્સ કપિલા ગાયનૂં, દાન કરે સુખ થાય. ૧૮૩૫
દેવ દ્વિજાદિક ભક્તિ જો, દમ્ભ પણે ધરિ ક્રોધ;
વ્યાધિ પેટમાં દાનદે, સુવર્ણ પ્રતિમા બોધ. ૧૮૩૬
સુતા સૂનિસૂ જે પુરુષ, કુકર્મ કરતા રોઝ;
પથરિ પિસાબે દુખ મહા, યાત્રા તીર્થ સુયોજ. ૧૮૩૭
પરદ્રવ્ય પરસ્ત્રી હરણ, વળિ નિન્દા કરનાર;
નેત્ર રોગ શાંતી કરે, ચાન્દ્રાયણ વૃતસાર. ૧૮૩૮
રાજા ગૌ વળિ વિપ્ર વધ, ગૃહ જળ સ્થળનો નાશ;
પરદ્રવ્યાદિક ધાન્ય ગુરુ, સ્વામિ કુટુમ્બ સ્ત્રી ખાસ. ૧૮૩૯
હરણ કરે તવ કોઢ વળિ, રાજયક્ષ્મા અતિસાર;
મુત્રકૃછ પાંડુર વળી, પથરિ પ્રમેહ વિચાર. ૧૮૪૦
શૂળ કાસ વર્ણાદિ દશ, રોગ તેમ દશ દાન;
રોગ મુક્ત થૈ જગતમાં, પામે તે સન્માન. ૧૮૪૧
રાખ્યો દેહ અશુદ્ધ તવ, સંગ્રહણી દર્શાય;
બીજાને અપશબ્દતો, ક્ષૈ ગૌદાન અપાય. ૧૮૪૨
અનેક પ્રકાર વિલક્ષણ, જ્વર આવે તવ જાણ;
તે આપે પ્રિય દાન દશ, વળિ ગૌદાન પ્રમાણ, ૧૮૪૩
પાન્ડુરોગ વા કોઢતો, ભૂ કાન્ચન ગૌદાન;
શ્વાસકાસ જ્વર હોય તો, શિવ પૂજાદિક માન. ૧૮૪૪
શૂળ ભગંદર શ્વાસ વળિ, પ્રમેહ ચિત્ત વિચાર;
શાન્તી સુવર્ણ દાનથી, રોગ હટે હિતસાર. ૧૮૪૫
સોફ વર્ણ પિનસ અને, દાહ જ્વર સહ ચાર;
શાન્તી કરવાથી મટે, ચાર અનુક્રમસાર. ૧૮૪૬
ઓકારી પર જાણવું, અન્નદાન શુભ રીત;
બ્રંશ રોગપર શસ્ત્રનૂં, જાણો દાન ખચીત. ૧૮૪૭
પમેહ પથરી લવણનૂં, ગુલ્મ સુકન્યાદાન;
રકતપિત્ત ઘી મધ ગણે, કોઢ સુધાતુ પ્રધાન. ૧૮૪૮
બ્રાહ્મણ ભોજન શૂળ પર, મંદાગ્નિ અગ્નિ સેવ;
વર્ણ ઉપર પાંણી સિંચે, પિપળ ઊદમ્બર દેવ. ૧૮૪૯

સંગ્રહણી અતિસાર પર, ચતુર્વિધ મહાદાન ;
બહૂમુત્ર ગૌદાન પ્રિય, નેત્રરોગ ઘૃતદાન. ૧૮૫૦
નાક રોગપર સુગન્ધી, પદાર્થ દાન ગણાય ;
ત્વચા રોગપર તેલ પ્રિય, એરિત દાન ભણાય. ૧૮૫૧
જિવ્હા રોગ ઉપર સદા, ષડ્રસ દાન વિચાર ;
દંત રોગપર દલપતી, સ્તોત્ર પાઠ સુખકાર. ૧૮૫૨

## ॥ सामुद्रिक शास्त्र, ॥

દોહરા.

રમ્ય શિખર કૈલાશપર, શિવ પાર્વતિ સંવાદ ;
પ્રિય સામુદ્રિક શાસ્ત્ર શુભ, વરણૂં આદિ અનાદ. ૧૮૫૩
પાર્વતિજી પૂછે પ્રથમ, સ્ત્રી પુરૂષોના ચિન્ન ;
શુભાશુભ વરણન કરો, પ્રિય લક્ષણ અવિચ્છિન્ન. ૧૮૫૪
તવ શિવ કૃપા કરી કહે, પ્રથમ પુરૂપ સ્ત્રી હસ્ત ;
વામ હસ્ત સ્ત્રી પુરૂપને, જમણે ચિન્ન સમસ્ત. ૧૮૫૫
સુખ દુખ આવરદા મરણ, સુબુદ્ધિ વિદ્યા ગર્વ ;
ધનવર ગૃહસ્ત્રી સુતસુતા, હસ્ત રેખમાં સર્વ ૧૮૫૬
એ વિન અનંત વાતનો, સાર જાણવા સારૂ ;
વિધિયે નિર્મ્યાં ચિન્ન જે, પ્રિય સામુદ્રિક ચારૂ. ૧૮૫૭
સામુદ્રિકમાં પ્રથમ કહું, હસ્તરેખ સુ વિચાર ;
સારાસાર વિચારિને, વરણૂં મતિ અનુસાર. ૧૮૫૮
શિવતાંત્રોક્ત સામુદ્રિકે, જ્ઞાન ગુહ્ય સુઅથાગ ;
દલપતિરામ વિચારતાં, કરે શોક નર ત્યાગ. ૧૮૫૯
જો કર પ્હોંચા મધ્યમાં, મત્સ્ય ચિન્ન પ્રત્યક્ષ ;
તો ધન વાહન પુત્ર સ્ત્રી, માન પ્રતિષ્ઠા લક્ષ. ૧૮૬૦

તુલા દાડિ સહ વળિ કહું, ગ્રામ ચિન્ન ચોખૂણ;
વજ્ર ચિન્ન ત્રણ હસ્તતો, વણજ સિદ્ધિ સંપૂર્ણ. ૧૮૬૧
પદ્મ ચાપ કે ખડ્ગ વળિ, અષ્ટખૂણ નિર્માણ;
તો તે નર ધનવાન બહુ, સામુદ્રિક સુપ્રમાણ. ૧૮૬૨
સ્ત્રી કર વામ કમળ જદા, રાજ રાણિ પ્રિય શુદ્ધ;
પુરુષ હસ્ત ધનુ અષ્ટખુણ, પ્રજા પાળ વિરયુદ્ધ. ૧૮૬૩
શંખ ચક્ર ધ્વજ મત્સ્યથી, ન્યારું ન્યારું ફળ જોય;
શંખ ચિન્ન કર મધ્ય તો, પ્રિય શાસ્ત્રજ્ઞ સુ હોય. ૧૮૬૪
ચક્ર ચિન્ન પંડિત થતો, ધ્વજથિ વેદ વેદાન્ત;
મત્સ્ય ચિન્ન વાણિ જય જય, થાય ધનાધિપ શાન્ત. ૧૮૬૫
શંખ ચક્ર ધ્વજ મત્સ્યએ, સકળ ચિન્ન જો હસ્ત;
તે નર નિગમાગમ સકળ, જ્ઞાતા શાસ્ત્ર સમસ્ત. ૧૮૬૬
કર મધ્યે જો ત્રિશુળ તો, નિશ્ચે રાજા થાય;
જો કદિ અપૂર્ણ હોય તો, મંત્રેશ્વર કહેવાય. ૧૮૬૭
વળિ ધની ધર્માતમા, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
સ્ત્રી કરમાં કદિ હોયતો, ધન ગુણ ધર્મ કૃપાળ. ૧૮૬૮
શક્તી તોમર વ્હાણ વળિ, રથ ધ્વજ ચક્રાકાર;
સકળ ચિન્ન સુ પ્રતાપથી, નરવર પદ સુવિચાર. ૧૮૬૯
અંકુશ કુન્ડળ ચક્રતો, ચક્રવર્તિ રાજન;
એક ચિન્નથી ન્યૂન સુખ, બે થકી બમણું માન. ૧૮૭૦
ગિરી નેત્ર નરમુન્ડ ધટ, દક્ષિણ કર દર્શાય;
ચતુર ચિન્ન સુપ્રતાપથી, રાજ મંત્રિ સોહાય. ૧૮૭૧
દિનકર ચંદ્ર લતા નયન, અષ્ટખૂણ ત્રણખૂણ;
મન્દિર ગજ વળિ અશ્વથી, રાજ સૂખ સમ્પૂર્ણ. ૧૮૭૨
જો કદિ ગજ મન્દિરતો, હસ્તી ડોલે દ્વાર;
અશ્વ ચિન્ન જો હોય તો, હયશાળા સુવિચાર. ૧૮૭૩
કર અંગુષ્ઠા મધ્ય જો, યવ રેખા પ્રત્યક્ષ;
વિદ્યા ધન ગુણ જ્ઞાન વળિ, બુદ્ધિ જન્મ શુદ્ધ પક્ષ. ૧૮૭૪
મધ્યમાંગુલી પ્રથની, મધ્યે યવ શુભ હોય;
તે નર સ્ત્રી ધન માન ગૃહ, ભોગી સંતતિ સોહ્ય. ૧૮૭૫

અનામિકાના પૃષ્ઠની, મધ્યે યવ અભિરામ ;
દ્રવ્યવાન ગુણવાન સ્ત્રી, કીર્તિમાન તન કામ. ૧૮૭૬
દિવસ રેણિ આનન્દમાં, મન્દિર સુન્દર કામ ;
ભાગ્યશાળિ કુળમાં અધિક, કહે કવિ દલપતિરામ. ૧૮૭૭
કનિષ્ઠિકાના મૂળથી, છેટે આંગળ એક ;
હથેળિમાં થૈ તર્જની, મૂળે ઠરે વિવેક. ૧૮૭૮
એ આયુષ્ય રેષા કદી, તૂટિ વા વચમાં ઓલ્ર ;
ખાધીતો જળઘાતછે, સામુદ્રિક પ્રિય બોલ્ર. ૧૮૭૯
એ આયુષ્ય રેષા કદી, ઉપર ચઢી નમિ હોય ;
માળ કોટ કે વૃક્ષથી, પડે ઘાત જન જોય. ૧૮૮૦
એ આયુષ્ય રેષા કદી, ઠેઠ તર્જની મૂળ ;
સુધી અખન્ડ રતાશમાં, વય શત વિંશન ભૂલ. ૧૮૮૧
કર અંગુઠા પરકદી, ઉર્ધ્વ રેખ જો સ્વચ્છ ;
છત્રપતી સેનાપતી, ધ્વજા પતાકા અચ્છ. ૧૮૮૨
નિશાન ડંકો સાથભી, શૂર વીર સરદાર ;
વય પંચાવન સાઠ શુભ, તીર્થે મૃત્યુપ્રિયકાર. ૧૮૮૩
તર્જનિ મૂળે જો કદિ, ઊર્ધ્વ રેખ દર્શાય ;
રાજ દૂતમાં અતિ નિપુણ, રક્ષક શૂર સદાય. ૧૮૮૪
મધ્યમાંગુલીની થડે, ઉર્ધ્વ રેખ ગુણવાન ;
સુંદર સ્ત્રી ધન વૈભવી, પુત્ર પુત્રિ સન્માન. ૧૮૮૫
પ્હોંચેથી સુઅનામિકા, સુધી ઉર્ધ્વ જો રેખ ;
સુખી દુખી રહિ જગતમાં, સાધારણ સુખ પેખ. ૧૮૮૬
કનિષ્ઠિકાના મૂળમાં, ઊર્ધ્વ રેખ પ્રત્યક્ષ ;
તો ત્હેનું આયુષ્ય શત, વર્ષ લગી પ્રિય લક્ષ. ૧૮૮૭
કનિષ્ઠિકા થડ રેખના, ન્યારા ન્યારા ભેદ ;
એક રેખતો યત્ન કરિ, પામે મુક્તી વેદ. ૧૮૮૮
બેરેખા દાતાર નર, ત્રણ રેખાથી જ્ઞાન ;
ચાર રેખથી રાજ સુખ, પાંચ જ્ઞાનિ વિદ્વાન. ૧૮૮૯
પટ્ રેષાથી ચોધરી, રણ ક્ષેત્રે સન્માન ;
સપ્ત દરિદ્રી દ્રવ્ય હિણ, લોક માંહ્ય અપમાન. ૧૮૯૦

કનિષ્ઠિકાના મૂળમાં, ત્રણ રેખા અભિરામ ;
તે પદાર્થ ત્રણ ભોગવે, ધર્મ અર્થને કામ. ૧૮૯૧
જો કદિ રેખા એક તો, થાય તેહ ધનવાન ;
બે રેખા ધર્માતમા, ચાર અધિક સ્ત્રી માન. ૧૮૯૨
પાંચ રેખ જ્ઞાનીજ઼ થતો, કીર્તિવાન પ્રિયકારિ ;
વામ સ્ત્રિ કર સુકનિષ્ઠિકા, પાસ હોય વ્યભિચારિ. ૧૮૯૩
મધ્યમાંગુળી મૂળ લગિ, આયુષ્ય રેખા સાર ;
તવ વય પંચોતેર જો, સામુદ્રિક સુવિચાર. ૧૮૯૪
આયુષ્ય રેખા જો કદી, મધ્યમાથિ જરિ દૂર ;
હથેળિ ગમ વય તવ.વરસ, આડત્રીશ જરૂર. ૧૮૯૫
આયુષ્ય રેખા જો કદી, અનામિકા મુળ પાસ ;
હથેળિ ગમ યવ રેખતો, ત્રીશ વર્ષમાં નાશ. ૧૮૯૬
જો બે યવ સમિ રેખતો, ત્રેસઠ વર્ષ પ્રમાણ ;
સામુદ્રિક નિરખી કરે, દલપતિરામ વખાણ. ૧૮૯૭
આયુષ્ય રેખા સ્વલ્પતો, અલ્પાયુષિ ગણાય ;
શામ રંગ રેખા કદી, સુખિ દુખિ જિવન જણાય. ૧૮૯૮
અંગુષ્ઠ તર્જની મધ્યથી, બે રેખા ગુણવાન ;
અખન્ડ માત પિતાનિતો, સલાહ સંપ તું માન. ૧૮૯૯
કદિ તૂટક વા આવિ મળિ, બીજી રેખા હોય ;
તો કુસંપ માબાપમાં, ક્લેશ યુક્ત જન જોય. ૧૯૦૦
હથેળિમાં ત્રણ રેખ વડિ, વચલી રેખ પિતાનિ ;
અંગુષ્ઠાના તરફની, માતુ રેખ સુખદાનિ. ૧૯૦૧
માત પિતાની રેખજો, ન્હાનિ અલ્પ આયુષિ ;
વડી લાલ જો હોયતો, કહે અધિક આયૂષિ. ૧૯૦૨
માત પિતાની રેખમાં, ત્રિશુળ ચિહ્ન દેખાય ;
ત્હેનાં માત પિતા સદા, સ્વર્ગે જૈ સોહાય. ૧૯૦૩
માત પિતાની રેખની, મધ્ય ઘણી જો રેખ ;
ન્હાની ન્હાની હોય તો, વ્યાધી નિર્ધન લેખ. ૧૯૦૪
માત પિતાની રેખની, મધ્ય શુન્ય વત ચિહ્ન ;
મહા દરિદ્રી જાણવો, જો અધીક અવિચ્છિન્ન. ૧૯૦૫

श्री

गणेशाय नमः

# सकल शास्त्र निरूपण.

## મંગળાચરણ.

### દોહરા.

સંખ્યા શબ્દ ગુરુ ગુણ સ્થળ, પ્રણવ રૂપ ઓંકાર ;
ત્રણ વેદ ત્રિગુણ ત્રિપુર, જય યશ પૂરણ હાર. ૧
તત્પદ પંકજમાં સદા, દલપતિ પુરતો વાસ ;
રસિક મધુપ મન સુખ લહે, અમૃત પાન નિવાસ. ૨
સુધા શબ્દનો સરિત પતિ, વિલસ્યો ભૂ પર આવિ ;
તવ કૃપાથિ પ્રિય હે ગિરા, લઉં હૂં ગ્રંથ બનાવિ. ૩
લખિ શ્રમને સમજે સુજન, ખળને હસવા યોગ્ય ;
મુક્તા પ્રશંસ હંસમુખ, કાક અભાગિ અયોગ્ય. ૪
સમજિ સુધાઇ રીઝજો, સજ્જન સંત સમાજ ;
પ્રાકૃત પદ ગુર્જરિ રસિક, હિતકારી સુખસાજ. ૫
કવિ કુળ વરણુન હૂં કરૂં, વાલ્મિક મુનિ મુનિરાજ ;
મરા મરા જપિ મૂઢતે, થયો સુ કવિ શિરતાજ. ૬
તન મન પણ વળિ પ્રીતિની, રીતિ રહેણિ શુભ કારિ ;
સરસ સુધારણ હારજે, ભજું હૂં મનથિ વિચારિ. ૭
સુરત સુર્ય દેહા તટે, કવિજન તણો નિવાસ ;
ઉદર નિમિત્ત કારણ થકી, ભૃગુસ્થાનમાં વાસ. ૮
અનુપમ વિદ્યાગારમાં, શિખવૂં કવિતા પ્યારિ ;
ખ°જ્ઞાને[૫]ન્દ્રિય પક્ષ[૨]કહું, સંખ્યા ગણિત વિચારિ. ૯

માત પિતાની રેખની, મધ્યે ગદા ત્રિખૂણ ;
ચક્ર અષ્ટખુણ શંખ કે, ત્રિશૂળાદિ સમ્પૂર્ણ. ૧૫૦૬
એ રીતે જો ચિન્હ તો, બુદ્ધિ વિવેક યશપૂર ;
સુખી રહે જગમાં વિદિત, કીર્તિવન્ત જયશૂર. ૧૫૦૭
કર આંગુળિ દશના ગણી, વેઢા શુદ્ધ તમામ ;
ત્રણથી ભાગ દઈ જુઓ, તો ફળ શ્રુતિ છે આમ. ૧૫૦૮
ભાગાકાર રકમ કદી, આવે જો અગિયાર ;
કે આવે જો બાર તો, ધન ગુણ સુખ સંભાર. ૧૫૦૯
એ રીતે ગણતાં કદી, ભાગરકમ જો તેર ;
રોગિ દુખી ધનહીણ વળિ, અન્ન દાંતને વેર. ૧૫૧૦
પંદર જો ભાગાંક તો, વડો ચોર ચિત ધારિ ;
જો આવે કદિ સોળ તો, ઠગ વળિ ધૂર્ત જુગારિ. ૧૫૧૧
જો આવે સત્તર કદી, મહાપાપિ અપમાનિ ;
અષ્ટાદશ ભાગાંક તો, સૌ પ્રકાર સુખદાનિ. ૧૫૧૨
ઓગણીશ ભાગાંક તો, બુદ્ધિવાન ગુણવાન ;
જો આવે કદિવિંશ તો, યોગિ તપસ્વી માન ૧૫૧૩
એકવિંશ ભાગાંક તો, જ્ઞાનિ મહાત્માશિષ્ટ ;
તેજસ્વી વિખ્યાત જગ, ગણતા લોક વરિષ્ટ. ૧૫૧૪
લક્ષણ રેખા કર્મની, આંગળિ માંહ્ય વિચાર ;
ચાર ચાર પ્રત્યેકમાં, વેઢા ગણ સુખ સાર. ૧૫૧૫
આઠ ચોક બત્રીશ છે, તે લક્ષણ ગુણ વાન ;
સુખ દુખ એથિ ગણાયછે, વળી રાજ સન્માન. ૧૫૧૬
એકત્રીશ કદી થતો, તે પ્રાણી દુખિ દેહ ;
કર્મહીનજ મલીન તન, કવિ કોવિદ મત એહ ૧૫૧૭
તેત્રિશ વા છત્રીશ તો, અન ધન સુખ સમ્પત્તિ ;
સદા રહે આનંદમાં, ભોગે નહીં વિપત્તિ. ૧૫૧૮
એક ચક્ર વાચાળ પ્રિય, બે થકિ ગુણ દારિદ્ર ;
ત્રણ ચક્રે વાણિજ્ય ધન, ચાર ચક્ર દારિદ્ર. ૧૫૧૯
પાંચ ચક્ર સુ વિલાસિ નર, ષટ્ રસ કામ પ્રકાશ ;
સાત ચક્ર સુખકર સદા, સામુદ્રિક સુવિલાસ. ૧૫૨૦

આઠ ચક્ર રોગી અને, કરે કજાનાં કામ ;
નવ ચક્રે રાજા સુપ્રિય, દશ ચક્રિ સિદ્ધિ તમામ. ૧૯૨૧
એક શંખ નર નારિ સુખિ, બે શંખે દારિદ્ર ;
ત્રણ શંખે નિર્ગુણિ લહો, ચારથિ ગુણ હારિદ્ર. ૧૯૨૨
પંચ શંખ નિર્ધન ગણો, ષટ્ સંખે સરદાર ;
જગ જન જાણ્યો જાય તે, વ્યાપે યશ તરવાર. ૧૯૨૩
સપ્ત આદિ ને અંત દશ, શંખ હોય એ રીત ;
દાસ ગૃહે જન્મ્યો કદી, રાજા થાય ખચીત. ૧૯૨૪
એક સીપ ગુણવન્ત નર, બે સિપ વકતા દક્ષ ;
ત્રણ સિપ ધનાઢ્ય જગતમાં, ચાર ગુણી યશ લક્ષ. ૧૯૨૫
ચાર સીપથી અધિક જો, દશ પર્યંત જણાય ;
રીદ્ધિ સીદ્ધિ સુખ સર્વદા, મહત પુરૂપ ભણાય. ૧૯૨૬
પ્હોંચે રેખા એક ધન, બે ચકિ પંડિત જાણ ;
ત્રણ રેખા શુભ ભકત નર, ચાર દરીદ્રિ પ્રમાણ. ૧૯૨૭.
કરતળ રેખા જેહની, મૂઠીમાંહ્ય સમાય ;
રિદ્ધિ સિદ્ધિ દાતા સુખી, નિશ્ચે રાજા થાય. ૧૯૨૮
મહા ભોગિ નર જાણિયે, પણ કરતળ તલ હોય ;
તો નિશિ દિન ચિન્તા કરે, મહાદુખી દુખ જોય. ૧૯૨૯
અરૂણ રંગિ નખ હોયતો, પુત્રવાન ધનવાન ;
ઉત્તમ ગૃહ સુવિલાસિનર, સદા સુખી સન્માન. ૧૯૩૦
કાળા નખ જો હોય તો, તે નર જાણ કુશીલ ;
મહાદુખી જન જાણિયે, વળી હોય બેદીલ. ૧૯૩૧
શ્વેત રંગિ નખ હોયતો, અધિક દુખી તે હોય ;
જ્વર પીડા વ્યાપે સદા, કદી ન તે સુખ જોય. ૧૯૩૨
પીતરંગ નખ પુરૂપના, તે પરદેશ મુકામ ;
ઘેર રહે નહિં તે કદી, ચિન્તા નિત ધન ધામ. ૧૯૩૩
લીલા નખ જે પુરૂપના, તે પાપી જિવ જાણ ;
સદા દુખી જો શાસ્ત્ર શુભ, સામુદ્રિક સુવખાણ. ૧૯૩૪
લાલ નયન નખ લાલતો, શુભલક્ષણછે એહ ;
મહા સુખી નર જાણિયે, કાન્તિમાન પ્રિય દેહ. ૧૯૩૫

કૃણાકાર કર હોય તો, તે નર ચતુર સુજાણ;
ભોગી ધન સંગ્રહ સુખી, સામુદ્રિક સુપ્રમાણ. ૧૫૩૬
પત્રાકાર કર હોય તો, તે નરને સન્માન;
રાજ ભોગ સુખ સાહ્યબી, ન્યાય સત્ય રાજાન. ૧૫૩૭
કર સુમન્હળાકાર તો, તે નર દૂખી વિશેષ;
નિત્ય ગુલામી તે કરે, કદિ ગૃહ જન્મ નરેષ. ૧૫૩૮
લાંબો હસ્ત વિચિત્ર નર, ટુંકા ભુજનો દાસ;
હોય સુશિળ સોહામણો, નહીં સ્તુતી સુપ્રકાશ. ૧૫૩૯
કર જમણો લાંબો જદા, શૂર પરાક્રમ સાર;
જો ડાબો કદિ લંબતો, કાયર નર સુવિચાર. ૧૫૪૦
હોય કપાળે શંખ સમ, ઝીણા ઝીણા ચિન્હ;
ભ્રમર કડણ વા ભાળમાં, અર્ધ ચંદ્ર અવિચ્છિન્ન. ૧૫૪૧
એરિત ચિન્હ સુ હોયતો, નિર્ધન ગૃહ અવતાર;
પરંતુ ધન ગૃહ માનસહ, સુખ પામે સંસાર. ૧૫૪૨
કદિ કપાળપર સીપ સમ, નાડી થૈ ગૈ હોય;
વંચક ભક્ત સુવેષથી, અતિથ વિરાગી સોય. ૧૫૪૩
પાપ કર્મમાં પણ પ્રવૃત, લોકોમાં વિખ્યાત;
કમળ ચિન્હ કદિ ભાળપર, શ્રેષ્ઠ ગૃહસ્થે ખ્યાત. ૧૫૪૪
ઉંચું કપાળ ધનાઢ્ય નર, દુખીજ નીચૂ ભાળ;
અર્ધચંદ્ર સુકપાળ નર, કોવિદ ભણે ભુપાળ. ૧૫૪૫
કપાળ મધ્યે ખાડજો, આસપાસ ઊંચાણ;
વધ કરવાને યોગ્ય તે, દુષ્ટ ક્રૂર જન જાણ. ૧૫૪૬
કપાળ ન્હાનું હોયતો, તે કંજૂસ ગમાર;
સ્વચ્છ ભાળપર રેષ ત્રણ, શતાયુ વદના સાર. ૧૫૪૭
કદિ કપાળ પર ચાર તો, શ્રેષ્ઠ રાજ સુખકાર;
પાંચ રેષ કદિ ભાળપર, વય પંચાણું વિચાર. ૧૫૪૮
કપાળપર કદિ રેષ નહિં, તો વય નેવુ ભણાય;
કદિ રેષા ઘણિ મળિ ગઇ, તો લંપટજ ગણાય. ૧૫૪૯
વળિ પરધન ચોરિ ચહે, મહાપાતકી લેખ;
કરે ન કો વિશ્વાસ જન, સામુદ્રિક મત પેખ. ૧૫૫૦

કપાળ ઊંચે વાળમાં, કદી રેખ જો હોય;
આવરદા એંશી વરસ, સુખી જગત જન જોય. ૧૯૫૧
પાંચ પાંચ વા દશ દશસુ, સેળભેળ થૈ રેખ;
કદિ એકાદશ કે સુધર્, અથવા અગણિત લેખ. ૧૯૫૨
એ રીતે રેખાજતો, આયુ વર્ષ ચાળીશ;
ભૃકુટી થડમાં એકતો, આયુષ્ય ગણતા ત્રીશ. ૧૯૫૩
કપાળ ડાબી બાજુયે, ન્હાનિ ન્હાનિ મળિ લેખ;
રેખા તો વય વીંશ છે, ઋષિ મુનિ જન મત પેખ. ૧૯૫૪
ભ્રમર ઉપરની રેખ જો, બીજચંદ્ર સમ હોય;
આવરદા પરિપૂર્ણ છે, વિંશોત્તરશત સોય. ૧૯૫૫
ભૃકુટી ઉપર રેખા કદિ, અર્ધસુચંદ્રાકાર;
લલાટ ઊંચે રોમવણુ, રેખા સ્પષ્ટ વિચાર. ૧૯૫૬
એ રિત રેખા હોય શુભ, તો રાજા ગુણવાન;
વિવિધ ભોગ ભોગે વદે, બંદીજન યશ ગાન. ૧૯૫૭
વાંસ પત્ર વા પત્ર સમ, જો સ્ત્રિ નાશિકા ઊંચ.
હસ્તિ રોમ સમ રોમ વળિ, તેમ ગળું પણ ઊંચ. ૧૯૫૮
એ રીતે સ્ત્રી નિરખતાં, અશુભ ચિન્હ કહેવાય;
સામુદ્રિક સુ વિચારતા, માણુસ કદિન ઠગાય. ૧૯૫૯
કક્ષા પીપળ પત્ર સમ, સુગંધિ ઊંચે રોમ;
સુખદાયક ફળ શ્રેષ્ટ છે, હોય નહીં બે ફોમ. ૧૯૬૦
જો એ રીત નહોય તો, દરિદ્રતા ફળ જોય;
અપુત્રવાન સદા રહે, સુતા સંતતી હોય. ૧૯૬૧
મેદહીન ભુજ લંબતો, તે સુખદાયક ચિન્હ;
આજાનુંબાહુ જાનુ લગિ, ભુજા લંબ અવિચ્છિન્ન ૧૯૬૨
રાજા થૈ સુખ ભોગવે, પરદુખભંજન પવિત્ર;
પન્ડિત પ્રિય યુદ્ધે જીતે, ધર્મકાર્યમાં મિત્ર. ૧૯૬૩
હસ્તિ શુંડ સમ લંબ કર, કુંવાટિ સુખદ ભણાય;
જો ભુજ ટુંકા વાળ બહુ, દારિદ્રીજ ગણાય. ૧૯૬૪
અધર વર્તુલાકાર પ્રિય. મેદયુક્ત શુચિસાર;
કંઠ કોકિલા શ્વેતરદ, શ્રેષ્ટ ચિન્હ સુખકાર. ૧૯૬૫

હય હસ્તીને કલ્પતરુ, યવ આયુધ નગ લેખ ;
સ્તંભ ધ્વજા માલા અને, ચામર કુન્ડળ પેખ. ૧૯૬૬
તોમર સ્વસ્તિક કમલ રથ, મન્દિરાદિ અવિચ્છિન્ન ;
નરનારી કર પદ નિરખ, એહ સુખી જો ચિન્હ. ૧૯૬૭
કર પદ દીર્ઘ મણિબંધ પણ, સ્થૂળ સૂખ સામાન્ય ;
કરતળ કમળા કારતો, રાજ્ય સૂખ ધન ધાન્ય.. ૧૯૬૮
પ્હોંચાથિ મધ્યમાંગુળી, સુધી ઉર્ધ્વ જોરેખ ;
તેમ પદે પણ હોયતો, સકળ સૂખ પ્રિય પેખ. ૧૯૬૯
કનિષ્ટિકા થડમાં કદી, એક ન્હાનિ જો રેપ ;
શતાયુ તેથાતો વળી, દલપતિ કહે વિશેષ. ૧૯૭૦
અનામિકા વા મધ્યમા, થડે હોય એ રીત ;
તો પતિવ્રતા સ્ત્રી થકી, પુરુષ પત્નિવ્રત નીત. ૧૯૭૧
ધર્મશીલ ગુણવાન ધનિ, જગ પ્રસિદ્ધ નર તેહ ;
સત્યવાદિ સુખ ભોગનો, શુભ લક્ષણ જો એહ. ૧૯૭૨
અનામિકા ત્રણ પર્વથી, કનિષ્ટિકા સરસાઇ ;
તો જાણો નર બાપથી, સૌ વાતેજ સવાઇ. ૧૯૭૩
અંગુષ્ઠનિ નીચે ઝિણી, સેળ ભેળ થૈ રેપ ;
તો આયુષ્યજ અલ્પછે, પૂર્ણ રેખથિ વિશેષ. ૧૯૭૪
અગુષ્ઠનાં મૂળમાં, લઘૂ દીર્ઘ જો રેખ ;
દીર્ઘ તેટલા પુત્રછે, લઘૂ સુપુત્રી લેખ. ૧૯૭૫
એક રેખ માથે ધની, જુગલ પન્ડિત પ્રમાણ ;
ત્રણ રેખા ભૂપતિ ભણૂં, ચાર સુયોગિ વખાણ. ૧૯૭૬
એક રેખ વય વીંશ ગણ, યુગ્મ ચાળિશ વિચાર ;
ત્રણ રેખાથી સાઠછે, ચાર એંશિ નિર્ધાર. ૧૯૭૭
એક રેખચિર આયુ બહુ, યુગલ રેખ ગુણવાન ;
ત્રણ રેખા નાયક ધની, ચાર રેખ ધીમાન. ૧૯૭૮

## સોરઠા છંદ.

જ્હેનાં લોચન લાલ, ત્હેને તારુણિનાં તજે ;
જો ગૃહ લક્ષ નિવાસ, લોચન પીળાં કનકશાં. ૧૯૭૯

નેત્ર તેજ શૌભાગ્ય; દંત તેજ ભોજન ભલૂં ;
ત્વચા તેજ વડું ભાગ્ય, પાગ તેજ વાહન લહે. ૧૯૮૦
દીર્ઘ લિંગ દારીદ્ર, સ્થૂળ લિંગ હોયે દુખી ;
કૃશલ લિંગ હારિદ્ર, જાણો તે રાજા સુખી. ૧૯૮૧

## દોહરા.

ઉર વિશાળતો ધન અધિક, શિર વિશાળ નર નાથ ;
કટિ વિશાળ તો પુત્ર બહુ, પદ વિશાળ સુખ સાથ. ૧૯૮૨
દશ ભમરા ભોગી ધની, વળી વિશેષ વિચાર ;
મધ્યમાંગુલીનો ભ્રમર, તથા કનિષ્ઠિકા સાર. ૧૯૮૩
ચક્ર તર્જનીયે ભલૂં, સીપ કનિષ્ઠિકા લેખ ;
સારૂં ફળ એ આપતાં, ચતુર ચિન્ન પ્રિય પેખ. ૧૯૮૪
પદાંગુલી તર્જનિ કહી, અંગુઠાથી વાધિ ;
તો બહુ વનિતા સુખ લહે, નડે ન આધી વ્યાધિ. ૧૯૮૫
અધિક હોય અંગુઠથી, જો અનામિકા નામ ;
તે વિદ્યા ભોગી લહે, સકળ સૂખ ધન ધામ. ૧૯૮૬

## અઠ્ઠાવિશ કુલક્ષણ.

કામ ક્રોધ નષ્ટક્રિયા, દુરવાદી અતિ લોભ,
લંપટ લજ્જા હીન વળિ, વિદ્યા રહિત અશોભ. ૧૯૮૭
અતિ આળસ નિદ્રા ઘણી, દુષ્ટ દયા કર હીન ;
સૂમ દરિદ્રી જાણિયે, રોગી સદા મલીન. ૧૯૮૮
દે કુપાત્ર ને દાન વળિ, મરણુ દાન દ્રઢ નાંહિ ;
ભોગી સર્વન સમજણો, સકળ શાસ્ત્ર નિજ માંહિ. ૧૯૮૯
અતિ અહાર પ્રિય જાણિલે, અહંકાર મય દેખું ;
મહા કુલક્ષણ નરતણાં, એહ અષ્ટવિશ લેખું. ૧૯૯૦

## બત્રીસ સુલક્ષણ.

શુક્લ રૂપ વળિ શીલ ગુણ, સત્ય પરાક્રમ જાણ ;
શુચી આતમ અભ્યાસ નિત, વેદ વિચાર પ્રમાણ. ૧૯૯૧

શાસ્ત્રજ્ઞાન જ્ઞાની પરમ, પૂર્ણ પરત્રિય ત્યાગ;
માનવાન લોકેશ વળિ, છે દાસત્વ વિભાગ. ૧૯૯૨
વિદ્યા બુદ્ધિ વખાણિયે, પ્રિય વાદી શુભ અંગ;
આતમ કામ સૂક્ષમ અધિક, ગુણ પરિપૂરણ સંગ. ૧૯૯૩
માત પિતા ગુરૂ ભક્તિ દ્રઢ, મન વચ કર્મે માન;
રૂપ કર્ણ ઈન્દ્રીયજિત, દાતા ધર્મ નિધાન. ૧૯૯૪
નિદ્રા અલ્પ દેવાર્ચની, સ્વલ્પાહારી સોય;
બત્રિશ લક્ષણ-યુક્ત કો, વિરલા જગમાં હોય. ૧૯૯૫

## શ્રીરામચન્દ્ર ચર્ણ ચિન્હ.

દક્ષિણ પાગનિ મધ્યમાં, ઉર્ધ્વ રેખ છે સ્વચ્છ;
વામ પાગ સરજૂ નદી, અવિચ્છિન્ન પ્રિય અચ્છ. ૧૯૯૬
એ બે પાદ સુચિન્હના, પ્રકટ વખાણ સુ લેખ;
તેના અંતર લક્ષથી, મન વિચાર શુભ પેખ. ૧૯૯૭
સ્વસ્તિક વસ્ર ત્રિકોણ શ્રી, હળ મૂશળ અહિ જાણ;
બાણાવરને અષ્ટ દળ, પંકજ પ્રિય ઉર આણ. ૧૯૯૮
કલ્પ વૃક્ષ અંકુશ ધ્વજા, મુકુટ ચક્ર શુભ રેખ;
સિંહાસન યમદન્ડ સહ, ચામર છત્ર સુ પેખ. ૧૯૯૯
રથ વળિ સુંદર વજ્ર છે, યવ અંગુષ્ટ સુવૃદ્ધિ;
ઉર્ધ્વ રેખની વામદિશિ, લક્ષણ લક્ષ પ્રસિદ્ધિ. ૨૦૦૦
શુભ સોહે નર મુન્ડ વળિ, યવ માલા અભિરામ;
ચતુર્વિંશ પ્રિય ચિન્હ એ, લક્ષ દક્ષ પદસામ. ૨૦૦૧
ગૌક્ષુર પૃથ્વી કુમ્ભને, વિજય પતાકા લક્ષ;
જાંબૂફળ શશિકળ નિરખ, શંખ પટ્ખુણ પ્રત્યક્ષ. ૨૦૦૨
ત્રયખુંણિ સુખદાયક ગદા, છે લક્ષણ સુખકન્દ;
સરજૂ દક્ષિણ ભાગમાં, એ ચિન્હો શુભ વન્દ. ૨૦૦૩
શક્તિ સુધા શર ત્રિવલિને, મીન પૂર્ણ વિધુ બિમ્બ;
વીણા બંશી ધનુષ વળિ, લક્ષ નયન પ્રતિબિમ્બ. ૨૦૦૪
તૂણ મરાલ શુભ ચન્દ્રિકા, ધરે શીષ અભિરામ;
કવિ કોવિદ મત ચિન્હ શુભ, રામચન્દ્ર પદ વામ. ૨૦૦૫

જે જે દક્ષિણ રામ પદ. ચિન્ન જણાતાં દક્ષ ;
તે તે સીતા વામ પદ, દેખાતાં પ્રત્યક્ષ. ૨૦૦૬
જે જે રામ તણા કહૂં, વામ ચરનમાં ચિન્ન ;
તે તે પ્રિય સીતા તણા, દક્ષિણ પદેન ભિન્ન. ૨૦૦૭

**શ્રીકૃષ્ણચંદ્ર ચર્ણ ચિન્ન.**

**છપ્પય છંદ.**

ઉર્ધ્વ રેખ શુભ છત્ર, ચક્ર યવ કમલ ધ્વજા શર ;
અંકુશ કળશ સુચારૂ, ચાર સ્વસ્તિક જાંબૂવર,
અષ્ટખૂણ અગિયાર, દક્ષ પદ લક્ષણ જાણો ;
વામ પાદ આકાશ, શંખ વળિ ધનુષ વખાણો,
ગૌ પદ ત્રિકોણ ઘટ ચાર શશિ, મીન અષ્ટ શુભ ચિન્ન એ ;
શ્રી દ્વારિકેશ અવતારિ પ્રભુ, સોડષકળ સમ્પન્ન એ. ૨૦૦૮

**દોહરો.**

સવા લક્ષ સામુદ્રિકે, લક્ષણ લક્ષ અપાર ;
તેમાંથી સંક્ષેપ કરિ, કહ્યાં બુદ્ધિ અનુસાર. ૨૦૦૯
સામુદ્રિક છે રાજ પ્રિય, તખ્તસિંહ મહારાજ ;
રાજ્ય સાધ્યના વણ મહત, દલપતિ થાય ન કાજ. ૨૦૧૦

# ॥ શાલીહોત્ર શાસ્ત્ર. ॥

**યાને**

## અશ્વ પરિક્ષા.

**પ્રથમ મસ્તક લક્ષણ.**

**દોહરા.**

જે હય મસ્તક અંગ સમ, ચિન્ન હોય તવ લેખ ;
દીર્ઘ ખોડ ધણિને દુખી, કરતો વિશેષ પેખ. ૨૦૧૧

કર્ણ બેયમા ભ્રમરતો, શુન્ય મસ્તકે ભણાય ;
આયુષ્ય પંચ વર્ષનું, છળ્યે દુઃખ જણાય. ૨૦૧૨
કર્ણમૂળ બે કર્ણપર, ભ્રમર હોય પ્રત્યક્ષ ;
સંપત્તિ સકળ નાશકર, લેતા કદીન દક્ષ. ૨૦૧૩
દ્વેકર્ણ સર્વ વાજિને. પરન્તુ ત્રિકર્ણ જોય ;
ત્રિકર્ણ વાજિથિ જન દુખી, હરિશ્ચંદ્ર સમ હોય. ૨૦૧૪

## કપાળ પરિક્ષા.

ઉંચ ત્રિકોણ કપાળ કે, ભ્રમર ત્રિકોણ કપાળ ;
લાવ્યા થકિ દારિદ્રતા, ચતુર તપાસો ભાળ. ૨૦૧૫
કપાળ ઉતરડ એકપર, એક એક એમ ત્રણ ;
હોય ભ્રમર તવ સ્વામિનું, નિશ્ચે લાવે મર્ણ. ૨૦૧૬
ઉપરા ઉપરી હોય બે, ભ્રમર તપાસો ભાળ ;
સ્વામી ઘાતક અક્ષ એ, ખોડ વિચિત્ર કપાળ. ૨૦૧૭
કપાળમાં બે ભ્રમરની, હાર ચિમટ દુશ્ચિન્ન ;
હોય તછ શુભ લાવતાં, શાલિહોત્ર સંપન્ન. ૨૦૧૮
એકલરંગ શરીર વળિ, સ્વેત ચાંદલા ભાળ ;
ખોડ તપાસો એ ખરી, નહિં તો ઝડપે કાળ. ૨૦૧૯
જુજવા રંગી ચાંદલા, મુખપર હોય વિચાર ;
ખોડ અર્જલી તે કરે, સકળ સંપતિ ખુવાર. ૨૦૨૦

## નેત્ર પરિક્ષા.

એક નેત્ર ઊત્તમ અને, એક નેત્ર જળધાર ;
કૈરા ખોડ કરે ખરે, સ્વામીનો સંહાર. ૨૦૨૧
લોચન નીચે ભ્રમરતો, કહે લોચના વર્ત ;
અશ્વ પરિક્ષક કદિનલે, જો છતે બહુ સર્ત. ૨૦૨૨
દ્વે લોચનનિ કડણ નિચે, ભ્રમર વા જળ પ્રવાહ ;
અશ્રુઢાળ ગણતા ગુણી, લેતાં પ્રગટે દાહ. ૨૦૨૩
કહ્યાં લોચન કે ઉર ઉપર, અથવા ગળે વિચાર ;
ગુંજ ગોળિ સમ ચિન્નતે, ઉરગળિ દુખદ અપાર. ૨૦૨૪

## નાશિકા લક્ષણ.

મુખપર સ્વેત પટ્ટા સરિખું, તૂટક ત્રણ સ્થળ તેય ;
શાલિહોત્ર કહે તૃટપટા, ધણિને અતિ દુખ દેય. ૨૦૨૫
નાક ઉપર ઉજ્વળ ટિલો, સ્વેત શાલભુક ખોડ ;
શાલિહોત્ર કહે ધણિતણા, મોડે મનના કોડ. ૨૦૨૬
નાક ઉપર જો ભ્રમરતો, કહે નાશિકાવર્ત ;
દાન આપવો તે ભલો, રાખ્યે હોય અનર્થ. ૨૦૨૭

## મુખ પરિક્ષા.

એક રંગિ હયને જુઓ, પણ મુખ ઊપર શ્યામ ;
કાક મુખી અતિ નષ્ટકર, રાખો ખરચિન દામ. ૨૦૨૮
જે હયનૂં મુખ સર્પસમ, અહિમુખ વદતા દક્ષ ;
પરિક્ષિતનો તે કાળથૈ, લાગ્યો એ પ્રસક્ષ. ૨૦૨૯
ભ્રમર હોય હય દાઢપર, કહે દાઢ સાંકળ ;
દુખદાયક ધણિને ઘણો, કરે સબળ નિર્બળ. ૨૦૩૦
મેડક સમમુખ અશ્વનૂં, મેડક મુખિ અભિધાન ;
પોપટ સમમુખ કિર મુખી, કરે ખોડ એ જ્યાનઃ ૨૦૩૧
નિચલા હોઠથિ ઉપરનો, હોઠ હુમસ જો હોય ;
ખરમુખ વા વાનર મુખી, ચતુર તપાસી જોય. ૨૦૩૨
એ ખોડો અતિ આકરી, વામીનૂં મુખ શ્યામ ;
કરે નષ્ટ વદતો નકુલ, શાલિહોત્ર સુખ ધામ. ૨૦૩૩
મંડુક કિર ખરને ગણો, ચતુર વળી લંગૂર ;
ચાર ખોડ અતિ નષ્ટકર, રાખે નહિં કો શૂર. ૨૦૩૪
હોઠ હોઠ મેળવિ કરી, અશ્વહિંસે બહુ જેહ ;
માલિક કુળ વિદ્ધંશ કર, વિનાશ કરતા એહ. ૨૦૩૫
હોય દંત મુ'ની અશ્વતે, અધિક દંતિ કહેવાય ;
પંચ દંત જે અશ્વને, હીન દંતિ દુખદાય. ૨૦૩૬
મધ્ય દંત અભિધાન તે, સ્વામી ઘાતક જાણ ;
એ ત્રણ ખોડ વિચારતા, શાલિહોત્રજ સુજાણ. ૨૦૩૭

સંવત સુ વિક્રમ ખ°ત્રિ૩પુટિ, નાગ૯ સ્વ૧સ્તિ ક્રમ જાણ;
પ્રથમાષાઢ વદિ રૂપ૧ રૂપ૧, તિથિ શુભ ભણું સુજાણ. ૧૦
બ્રહ્મ નામ મન કામ મદ, સકલ સુકૃત સુખ ધામ;
નામ ધર્મ ધન ધામ તજ, ભજ મન આઠે જામ. ૧૧
ત્રિજગ ત્રિગુણ ત્રણ કાળના, જીવ જાળ હરમાળ;
તે હર વંદન કરિ કથે, દલપતિ ગૂણ રસાળ. ૧૨

---

## એકાદિ સંખ્યા સંજ્ઞિક.

સ્વસ્તિશ્રી ગણપતિ દશન, રૂપ ભૂમિને ચંદ્ર;
શુક્ર દૃષ્ટિને ચક્ર રવિ, એક સચ્ચિદાનંદ. ૧૩

---

## દ્વેસંખ્યા સંજ્ઞિક.

દ્વૈકર લોચન પક્ષને, જુગ્મ જુગલ તું પ્રમાણ;
ગજરદ લેખણ ચીરિને, દંપતિ અધર વખાણ. ૧૪

## નિર્ગુણ સગુણ ભેદ.

કહું દ્વે રૂપ અનાદિ પ્રભુ, નિર્ગુણ સગુણ સુધામ;
ધર હૃદયે નિર્ગુણ સગુણ, બ્રહ્મ ઈશ બે નામ. ૧૫

## ક્ષરાક્ષર ભેદ.

લોક માંહિ બે પુરુષછે, ક્ષર અક્ષરજ ગણાય;
ક્ષર શરીરને લેખતા, અક્ષર જીવ ભણાય. ૧૬

## વ્યક્તાવ્યક્ત ભેદ.

મૂર્ત અનેજ અમૂર્ત તે, વ્યક્તા વ્યક્ત સુજાણ;
પૃથ્વીને જળ તેજ ત્રણ, મૂર્ત સુ વ્યક્ત પ્રમાણ. ૧૭
જે અમૂર્ત અંબર પવન, એ બે અવ્યક્ત લેખ;
પાંચ મૂર્ત પરબ્રહ્મની, સમજો બુદ્ધિ વિશેષ. ૧૮

લગામ મુખમાં આપતાં, જીભ કહાડતો બ્હાર;
ઉપજાવે તે સાલ અતિ, ખોડ સર્પિણિ વિચાર. ૨૦૩૮
ખુર ઉપરના દંત વળિ, નીચેના લઘુ ધાર;
કરાળ વદની કહત કવિ, ચતુર ચિત્ત વિચાર. ૨૦૩૯
લંબ નીચલા દંતને, ઉપલા ટુંમસર્જ ભાળ;
બળિ ચાંપ્યો પાતાળમાં, વદે વદન વિકાળ. ૨૦૪૦
આડું કૃષ્ણ જો તાલુપર, કૃષ્ણ તાલુકા નામ;
ખોડ ધણીનાં પ્રાણલે, બાંધો નહિં કો ધામ. ૨૦૪૧
ખાતાં ચંદી ચાર હય, ડોલે મસ્તક કાન;
દંખિક ખોડ ગણુત ગુણી, કુળ ક્ષય કરે નિદાન. ૨૦૪૨

## કંઠ પરિક્ષા.

ગળા નિચેનો લોચડો, લટકે કૌસ્તુકિ જાણ;
મહા હાનિ કરતા ગણો, લેય પતિના પ્રાણ. ૨૦૪૩
જો હય કંઠે ભમરનો, હયકંઠી અભિધાન;
સ્વામીને સુખ કર સદા, પુત્ર પૌત્ર ધન માન. ૨૦૪૪

## હૃદય પરિક્ષા.

હૃદય ઉપર જે અશ્વને, લંબ રેખ જવ સ્હોય;
તવ ત્હેને કહે દેવમન, ધણિને અતિ સુખ હોય. ૨૦૪૫
પાંચ નેત્ર સહ હૃદય પર, ભ્રમર સુચિન્ન ગણાય;
પંચમુખી ગુણિજન મુખે, ઉત્તમોત્તમ ભણાય. ૨૦૪૬

## ડોક પરિક્ષા.

કાન સમિપ વા પાસ જો, વાળ ગુચ્છ દર્શાય;
દોષ નથી એ ચિન્હનો, શાલિહોત્ર સરસાય. ૨૦૪૭
સ્કંધે ભ્રમરજ હોયતો, ખોડિલખાધ કહંત;
બન્ધુ સ્વામિ બે સમરમાં, પડતા લહે ખિમંત. ૨૦૪૮
અધોમુખી જો ગોમ તો, લેનારો સુખિયાય;
ઉર્ધ્વમુખી જો ગોમતો, લેનારો દુખિ થાય. ૨૦૪૯

સ્કંધ ઉપર જો ગોમતો, વેચનારને દુઃખ ;
શાલિહોત્ર સંભાળતાં, સદા ઊપજે સૂખ. ૨૦૫૦
સર્વાંગે વા પગ ઉપર, ઉર્ધ્વ ગોમ દે દુઃખ ;
અધોમુખી ધણિને ભલી, સદા કરે તે સૂખ. ૨૦૫૧

## ચાલ પરિક્ષા.

ચાલ પડે બે બાજુપર, જમણી ડાબી જાણુ ;
બ્હાલ લોચન દુખી કરે, સર્વ વાતની તાણુ. ૨૦૫૨
ક્ષંખ ચાલ જો ખર સુધી, ખરપર વાળ સુલંબ ;
હૈય તેહ ચિન્તામણી, જય યશરણે અચંબ. ૨૦૫૩

## પૃષ્ઠ પરિક્ષા.

પીઠ ઉપર બે બાજુયે, ભ્રમર હોય તવ જાણુ ;
સયનગાંઠ અભિધાન તે, ધણિને સુખદ સુજાણ. ૨૦૫૪
પીઠ ઉપર જો ભ્રમરતો, આસન ખોય ક્ષંત ;
સ્વામી ઘાતક રણુ વિષે, રાખો નહિ ગુણ વંત. ૨૦૫૫
એકરંગિ તડકે જુઓ, ઝળક પડે હય અંગ ;
તવતે ઉત્તમ રાખવો, કરે ન તે રસ ભંગ. ૨૦૫૬
એકરંગિ હયની ઝળક, વ્યાઘ્ર સમી દર્શાય ;
વ્યાઘ્રકાંત અતિ દુખ કરે, સ્વામીનેજ સદાય. ૨૦૫૭
ચાર ચર્ણુ જો શ્વેતછે, તેમ મુખપટો શ્વેત ;
કહે પંચ કલ્યાણિ શુભ, રાખો ધરિને હેત. ૨૦૫૮
એક રંગિ હય હોય પણ, પીઠ પટો જો શ્વેત ;
તે હરિ નાગ રણે પડે, સ્વામી ઘાત સમેત. ૨૦૫૯

## પુચ્છ પરિક્ષા.

પુચ્છ પાસ જો ભ્રમરતો, પુચ્છાવર્ત ભણાય ;
સ્વામી ઘાતક હોય એ, શાલિહોત્રથિ જણાય. ૨૦૬૦
પુચ્છ દાંડિ જો હય ધરે, એક બાજુજ સમારિ ;
સન્માર્જનિ ત્હેને કહે, ધણિને કરે ભિખારિ. ૨૦૬૧

પુચ્છ દાંડિના મુળનિચે, મધુઆવ જો થાય ;
સર્વેસ્વનારા સ્વામિનૂં, જન જગમાં દર્શાય. ૨૦૬૨
પાછળ પુઠ્ઠા પર ભ્રમર, દલભંજન અભિધાન ;
સમરમાંઝ સ્વામી તણા, દળનો ધાણુ નિદાન. ૨૦૬૩

## અંગ પરિક્ષા.

એકરંગિ હય ચાંદલા, રક્ત નીલ પિત સ્યામ ;
ખોડ અંજનિથિ વન વસ્યા, સિતા અનુજ સહુ રામ. ૨૦૬૪
એકરંગિ હય ચાદલો, ડાબી કૂખે રક્ત ;
રક્તાન્જનિથી ઘર ખુડે, ધણિને કરે અશક્ત. ૨૦૬૫
એકરંગિ હય હ્રદય પર, કૃષ્ણ ચાંદલો જોય ;
કાળાંજનિ રાખો ન પ્રિય, સ્વામી ઘાતક હોય. ૨૦૬૬
એકરંગિ હય ચાંદલા, પીતરંગિ બે કાંખ ;
પીતાંજની લગાડતા, માલિક કુળને ઝાંખ. ૨૦૬૭
એકરંગિ હય ચાંદલા, જો પાંસળિ પર શ્વેત ;
શ્વેતાંજનિ રાખો ન કદિ, માલિકને દુખ દેત. ૨૦૬૮
ચતુરાન્જનિ રાવણ ગૃહે, આવ્યે થયો ભિખારિ ;
સતી સિતાનો ચોર હરિ, વળિ કરિ સ્વકુળ ખુવારિ. ૨૦૬૯

## ઉદર પરિક્ષા.

સ્વારથતાં બે બાજુયે. ભ્રમર ઉપર જો પાગ ;
તલાવર્તથી સ્વામિનૂં, પ્રકટે સદા અભાગ. ૨૦૭૦
પેટ ઉપરની રેખ પર, ભ્રમર હોય તવ ગોમ ;
આગળ મુખ લેનાર દુખિ, વળિ કરતો બેફામ. ૨૦૭૧
પાછળ મુખ જો ગોમતો, વેચનારને દુઃખ ;
શાલીહોત્ર સુજાણને, સદા ઉપજે સુખ. ૨૦૭૨
તંગ પાસ પેટનિ નિચે, ભ્રમર હોય તવ જાણુ ;
કહે શિંપિલા ખોડ પણ, સુલભા કહે સુજાણ. ૨૦૭૩
પેટ તણી બે બાજુ પણ, એક બાજુપર લેખ ;
ભ્રમર ખોડ સામાન્યને, ધણિને સુખદજ પેખ. ૨૦૭૪

વૃષણ સમિપ જો ભ્રમરતો. અંડાવર્ત ગણાય;
એહ ખોડ સામાન્યછે, અવગુણ નહીં જણાય. ૨૦૭૫
પેટ નિચે જો ગોળિ સમ, ચિન્હ હોય પ્રત્યક્ષ;
રતન ગણુતા ગુણિ તેહને, કરે સ્વામિનો ભક્ષ. ૨૦૭૬
એક આંડ પણ ખોડછે, ધણિને અતિ દુખ દાય;
શાલિહોત્ર સંકેતથી, કોય ન રાખે ભાય. ૨૦૭૭
એકરંગિ હય પણ ગળે, શ્વેત ચાદલો જોય;
એકરંગિ અતિ નષ્ટ કર, રાખો નહિં જન કોય. ૨૦૭૮
ગંગાપટ પેટનિ નિચે, પ્રવાહ સરખો હોય;
તેમધ્યે મ્હોટો ભ્રમર, હોય સ્વામિ સુખ જોય. ૨૦૭૯
કાંખમાંહિં જો ભ્રમર તો, કક્ષાવર્ત ભણાય;
સકળ કાર્ય વિઘ્‍નંશકર, ધણિને અશુભ જણાય. ૨૦૮૦
બે બાજુના પાવડા, નીચે ભ્રમર વિચાર;
એહ ખોડ સામાન્યછે, ધણિને સુખદ અપાર. ૨૦૮૧
પૃષ્ઠનિ બે બાજૂ ઉપર, ભ્રમરા અંગાવર્ત;
બે જાનૂપર ભ્રમરતો, ગણુતા ખીલાવર્ત. ૨૦૮૨
અંગાવર્ત તથા ગણો, ખિલાવર્ત એ બેય;
ખોડ દોષ સામાન્યછે, સ્વામીને સુખ દેય. ૨૦૮૩
કૂખાવર્ત કૂખે ભ્રમર, હોય ખોડ સંભાળ;
રાજ્ય ભ્રષ્ટ કે થૈ ગયા, વિક્રમ સમ મહિપાળ. ૨૦૮૪
જાંઘ ઉપર જો ભ્રમર તો, જાનુવર્ત સુવિચાર;
દોષ નહીં સામાન્ય એ, ખોડ સુખદ સંસાર. ૨૦૮૫
આગળ ઘુંટણપર ભ્રમર, ખુંટા ઉપાડ વિચાર;
હયશાળા વિઘ્‍નંશકર, રહે એકલો સાર. ૨૦૮૬
ચતુષ્પાદ હય માત્રને, કહિ પંચમ દુશ્ચિન્હ;
અતિ નસીત તે હયન લે, શાલિહોત્ર સંપન્ન. ૨૦૮૭
એકલ રંગ શરીર પણ, શુભ્ર પાછલા પાગ;
શાલિહોત્ર અરજાસ કહે, સહસા કરે અભાગ. ૨૦૮૮

### અથ ચતુર્જાતિ અશ્વ લક્ષણ.

પૂર્વ દિશાના હય સદા, અબળ અલ્પ આયુષ્ય;

શાલિહોત્ર સંભાળતાં, ઠગાય નહિં માનુષ્ય. ૨૦૮૯
તેજવંત બળવંત બહુ, દિશા દક્ષિણે વાજિ;
ચોવિશ વર્ષ જિવી કરે, સ્વામીનૂ મન રાજિ. ૨૦૯૦
પશ્ચિમના હય ઉચ્ચ અતિ, પુષ્કળ કરે અહાર;
સમરે ડગે ન તે જિવે, વર્ષ અટવિશ સાર. ૨૦૯૧
ઉત્તરના બળવાનને, નિરોગિ હય ગુણવાન;
કરિ કલ્યાણ જિવે અધિક, વીશ વર્ષ સન્માન. ૨૦૯૨

વર્ણ લક્ષણ.

દુગ્ધ સુગંધી વિપ્રને, પવિત્ર કરતો ધામ;
ભાન સુગંધી ક્ષત્રિ તે, રક્ષણ કરતા દામ. ૨૦૯૩
ઘી સમ સુગંધિ વૈસ્યછે, મધ્યમ દુષ્ટ સ્વભાવ;
મચ્છ સગંધિ શુદ્રતે, કરે કાર્ય ચિત ભાવ. ૨૦૯૪
શાલીહોત્રસુ નકુલ કૃત, પ્રિય અશ્વાલંકાર;
પ્રકટ પંચમોધ્યાય શુભ, અશ્વચિકિત્સા સાર. ૨૦૯૫
ગોહિલકુલ મહારાજશ્રી, તખ્તસિંહ અભિરામ;
ગુર્જર ભાષામાં રચ્યું, શાલિહોત્ર સુખ ધામ. ૨૦૯૬

# કાવ્યશાસ્ત્ર સંબંધી.

## વાણી વર્ણન.

દોહરા.

સકળ આછાન્દસ વદત જન, છાંદસ વદત કવીશ;
યમકાલંકૃત રસ ભરી, સમજે સુજન મુનીશ. ૨૦૯૭

છાંદસ લક્ષણ.

છાન્દસમાં બે ભેદછે, કહું ગદ્ય ગુણિ પદ્ય;

પાદ રહિત તે ગદ્યછે, પાદ પદ્યમાં સદ્ય. ૨૦૯૮.

### પાદ લક્ષણ.

વર્ણ મત્ત સંખ્યા મળ્યે, પાદ કહે કવિ વૃન્દ;
સંસ્કૃતમાં નહિં પ્રાકૃતે, પ્રાસ અધિક સુખકંદ. ૨૦૯૯

### યતિ લક્ષણ.

એક પાદમાં આવતાં, સ્થાન ચિન્હ વિશ્રામ;
બે થકિ વધતાં આવતાં, તે ઓળખ યતિ નામ. ૨૧૦૦

### વર્ણ વર્ણન.

ગુરુ લઘુ એ બે ગણ ગણો, શબ્દ બ્રહ્મથી આદિ;
ત્રણ ત્રણ વર્ણ લઇ રચે, કવિ પિંગળ મગણાદિ. ૨૧૦૧

### લઘુ વર્ણન.

અ ઇ ઉ ઋ ૡ એ પાંચ લઘુ, કેક આદિ તેત્રિશ;
વળી ગુરૂ લઘુ બોલતા, તે લઘુ ગણે કવીશ. ૨૧૦૨
જોડાક્ષરાદિ વર્ણ વળિ, અનુસ્વાર ગુરુધાર;
લઘુ ઉચરાતા ત્યાં લઘુ, પ્રાકૃત મત સુવિચાર. ૨૧૦૩

### ગુરુ વર્ણન.

આ ઈ ઊ એ ઐ અને, ઓ ઔ સંયુકતાદિ;
અનુસ્વાર વિસર્ગ સહ, કદિ તેત્રિ ગુરુ નાદિ. ૨૧૦૪

### કવિની ત્રણ રીતિ.

એક સત્ય વર્ણન કરે, બીજિ જૂઠિ સરદાર;
ત્રિજી નિયમ પ્રમાણ સમ, રચતા કવિ સુવિચાર. ૨૧૦૫

### પ્રથમ સત્ય યથા.

ચંદન વૃક્ષે ફૂલછે, સુવર્ણ માંહિ સુગંધ;
સેરડિમાં ફળ જાણવાં, એજ સત્ય પ્રતિબંધ. ૨૧૦૬

### મિથ્યા યથા.

પ્રસવતિ વંઝા સુત શત, તૃષ્ણા જળ ગંભીર ;
સકળસિન્ધુ મૌક્તિક ભર્યાં, મરૂસ્થળમાં અતિ નીર. ૨૧૦૭

### નિયમ યથા.

પરણે ઝાઝ સમુદ્રમાં, ગિરિ ગેવ્હર વિકાળ ;
નયન કમળ સમ સુખ કરણ, મનહર માલતિ માળ, ૨૧૦૮

### કવિની ત્રણ કળા.

ધાર્ણી પાઠી પ્રસાદી ત્રણ, કવિકુળ કળા પ્રકાસ ;
વિસ્તારી વ્યાખ્યા રચે, પન્ડિત કરી પ્રયાશ. ૨૧૦૯

### ધાર્ણી યથા.

અર્થ વર્ણ ન્યમ ત્યમ ધરે, દોષ અતી દર્શાય ;
તેહ કળા ધાર્ણી કહો, કહે મહાકવિરાય. ૨૧૧૦

### પાઠી યથા.

કાવ્ય પાઠ સામર્થ્યથી, તાણિ તુણિ રચે છંદ ;
ક્ષીર નીર ભળિ સ્વાદ વણ, પાઠિકળા મતિમંદ. ૨૧૧૧

### પ્રસાદિ યથા.

ન્યમ અમ્બુજ પાંખડિ ખિલી, પણ ન થાય તે દૂર ;
ત્યમ શબ્દાર્થ સુહાગિણી, કળા પ્રસાદિક પૂર. ૨૧૧૨.

### કવિતાના ગુણ વર્ણન.

શુદ્ધ શબ્દ રચના સરળ, પ્રકટ અર્થ રસ રીત ;
અલંકાર ગુણથી ભરી, સુણતાં ઉપજે પ્રીત. ૨૧૧૩

### કવિની શક્તિ વર્ણન.

કવિતા કારણ પૂર્વભવ, સંસ્કાર સુવ્યુત્પત્તિ ;
શિઘ્ર શક્તિ અભ્યાસથી, થાતી કવિતા શક્તિ. ૨૧૧૪

## કવિની બુદ્ધિ વર્ણન.

અર્થ નવિન પદ પ્રસનતા, યુક્તિ અનેક પ્રકાર;
સકળ વાતમાં બુદ્ધિબળ, તે કવિ બુદ્ધિ અપાર. ૨૧૧૫

## કવિની વ્યુત્પત્તિ.

કોશ વ્યાકરણ ધર્મ ધન, કામ શાસ્ત્ર સુપ્રવૃત્તિ;
જગરિત યથાર્થ મતમતી, અસામાન્ય વ્યુતપત્તિ. ૨૧૧૬

## કવિનો અભ્યાસ.

ગુરૂનિકટ જે નિત્ય રહિ, રચે કાવ્ય ધરિ પ્રીત;
વળી ભણાવે શિષ્યને, એ અભ્યાસ પુનીત. ૨૧૧૭.

## કવિતાના સપ્ત ફળ.

સુયશ વળી ધન ચાતુરી, ત્રિય સમ કરે વિનોદ;
હરે પાપ મન વશ કરે, દેય મોક્ષપદ મોદ. ૨૧૧૮

## કવિનો મત.

યમક ચિત્ર વળી શ્લેશમાં, બ વ શ ષ ર ડ ગણિ એક;
અનુસ્વાર સુવિસર્ગની, ધાત દોષ ન વિવેક. ૨૧૧૯

## કુકવિ લક્ષણ.

દોષ સહિત કવિતા કરે, પરકૃત છંદનિ ચોરિ;
અઘટિત વચનો જોડતા, સુકવિ સાથ બળજોરિ. ૨૧૨૦

## સપ્ત દશ કાવ્ય દોષ.

દોષયુક્ત પન્ડિત તજે, કવિતા વનિતા જાણ;
પય સાકરમાં વિષ મળે, પીતાં તજતા પ્રાણ ૨૧૨૧
અંધ બધિરને પંગુ વળિ, નગ્ન મૃતક યતિ ભંગ;
અગણુ હીન રસ હીન ક્રમ, વ્યર્થ અપાર્થ પ્રસંગ. ૨૧૨૨
દેશકાલ આગમ વિરુધ, કર્ણકટૂ પુનરુક્તિ;
લોક વિરોધી નવ રચો, કવિજન કવિતા યુક્તિ. ૨૧૨૩

પંથ વિરોધિ અંધ લક્ષણ.

ઉડ્ડુગનથી રવિ શોભતો, મૃગગણથી મૃગરાજ;

અવિરોધી લક્ષણ.

રવિથીં ઉડ્ડુગન ન્હાસતા, મૃગપતિથી મૃગ આજ. ૨૧૨૪.

શબ્દ વિરોધી બધીર લક્ષણ.

ધર્મી રાવણ જાણતો, જાનકિને નિજમાય;

અવિરોધી લક્ષણ.

દુષ્ટ રાવણે ગ્રહિ સિતા, ગ્રહિણિ કાજ હરિ જાય. ૨૧૨૫

છંદ વિરોધી પંગુ લક્ષણ.

છંદ ભંગજ કવીતા, કરે કવિ મતિ મન્દ;

અવિરોધી.

જેમ તેમ કુકવિરચી, માને સાચા છન્દ. ૨૧૨૬

અલંકાર હીન નગ્ન લક્ષણ.

દોડતિ આવે ભામની, નન્દકુંવરની પાસ;

સાલંકાર લક્ષણ.

દોડી ભેટિ ઘનશ્યામસૂં, જ્યમ ઘન વિજળિ વિલાસ. ૨૧૨૭

અર્થહીન મૃતક લક્ષણ.

લોલ વિલોલ કલોલ કળ, અમળ વિમળ અતિ ગમ્ય;

સજીવ લક્ષણ.

લાલ લોલ લોચન કળા, અમળ કમળથી રમ્ય. ૨૧૨૮

યતિ ભંગ લક્ષણ.

કૃષ્ણ કૃપા કરિને કૃપણ, તાન્હારી હરિ લેય;

**યતિ દ્રઢ લક્ષણ.**

કૃષ્ણ કૃપાકરિ કૃપણતા, દૂરકરી સુખ દેય. ૨૧૨૯

**અગણ લક્ષણ.**

**જ ત ર સ** ચાર અગણ ગ્રહે, વિઘ્ન સદા ત્યાં હોય ;

**સુગણ લક્ષણ.**

ચાર સુગણ **ન ભ મ ય** ગ્રહે, વિઘ્ન વદત નવ કોય, ૨૧૩૦

**હીન રસ લક્ષણ.**

પ્રીતમ અતિ ચાતુરિ કરે, પણ ઝાંખે નહિં નાર ;

**સુરસ લક્ષણ.**

દેખતાંજ દૃગ મળિ રહ્યાં, નીર ક્ષીર સુવિચાર. ૨૧૩૧

**હીન ક્રમ લક્ષણ.**

ભૃકુટી ધનુપ કટિ કેશરી, નયન કમલ્ સોહાય ;

**યથા ક્રમ લક્ષણ.**

ભૃકુટિ ધનુપ પંકજ નયન, અધર બિમ્બ મલકાય, ૨૧૩૨

**વ્યર્થ લક્ષણ.**

પિયૂ રાંધિયે ખીચડી, ભેળિ ભાત મગ ભાજ ;

**સાર્થક લક્ષણ.**

કામિનિ કરજે ખીચડી, પાપડ સાક સજાઈ. ૨૧૩૩

**અપાર્થ લક્ષણ.**

કાયર રોગી મૂઢિમાં, સકળ ગ્રહો ગ્રહિ લેય ;

**શુદ્ધાર્થ લક્ષણ.**

સકળ ગ્રહોની જ્યોતિને, સૂર્ય ઢાંકિ પ્રિય દેય. ૨૧૩૪

### જ્ઞાન વિજ્ઞાન ભેદ.

ચિદ સદ જાણે બ્રહ્મને, ત્યાં લગિ કહિયે જ્ઞાન;
બ્રહ્મ આપને જવ ગણે, તવ વિજ્ઞાન નિધાન. ૧૯

### વિદ્યા અવિદ્યા ભેદ.

ઇશ્વરની સર્વજ્ઞતા, તે વિદ્યા સુ વિચાર;
જીવ તણી અલ્પજ્ઞતા, તેહ અવિદ્યા ધાર. ૨૦

### વ્યષ્ટિ સમષ્ટિ ભેદ.

એક સુ લિંગ સ્વરૂપથી, વ્યષ્ટિ પ્રકાર અનેક;
વ્યષ્ટિલિંગ સમુદાયથી, થાય સમષ્ટિ સુ એક. ૨૧.

### દેવાસુર, રાત્ર દિવસ ભેદ.

ઉત્તર દક્ષિણ અયન બે, મકર કર્કથિ વખાણ;
દેવતણાએ રાત્ર દિન, આસુરિ ઉલટાં જાણ. ૨૨

### બુદ્ધિ ભેદ.

સ્મર્ણ અનૂભવ બુદ્ધિ બે, સંસકાર જન્યાદિ;
તે વિન બીજી જાણિયે, કયે તર્ક મતવાદિ. ૨૩

### શબ્દ ભેદ.

ધ્વન્યાત્મક વર્ણાત્મના, કહું બે શબ્દ પ્રકાર;
પ્રથમ શબ્દ વાજાં ગણે, દ્વિતિય વાણિ વિસ્તાર. ૨૪

### બ્રહ્મ માયા ભેદ.

બ્રહ્મ અને માયા ગણો, એહ અનાદિ દ્વિવીધ;
માયા ઇશાધિન થકી, વિશ્વ ચરાચર કીધ. ૨૫.

---

### ત્રિ દેવ.

બ્રહ્મા વિષ્ણુ મહેશ એ, દેવોત્તમ ત્રણ સાર;
ત્રિવિધ રૂપ ઉત્પત્તિ શ્રી, પાલક ને સંહાર. ૨૬

**દેશવિરોધી લક્ષણ.**

વહે ગોમતી કાશિમાં, લંકાં હિમગિરિ જ્યાંય ;

**અવિરોધી લક્ષણ.**

લંકાં દક્ષિણ સિન્ધુમાં, ગોમતિ યદુપુરિ ત્યાંય. ૨૧૩૫

**કાલવિરોધી લક્ષણ.**

આંબા પાકે આશ્વિને, જ્યેષ્ઠે બાજરિ લેખ ;

**અવિરોધી લક્ષણ.**

આંબા પાકે જ્યેષ્ઠમાં, બાજરિ આશ્વિન પેખ. ૨૧૩૬

**આગમ વિરૂદ્ધ લક્ષણ.**

પરણે સન્યાસી ત્રિયા, શુદ્ર ગ્રહે સન્યાસ ;

**આગમોક્ત લક્ષણ.**

પરણે કિશોર કન્યકા, દ્વિજ ગ્રૈ યતિ તજ વાસ. ૨૧૩૭

**કર્ણ કટુ લક્ષણ.**

પ્યારા પ્રીતમ છો વધૂ, જ્યમ સાપિણિ ને સાપ ;

**કર્ણ મિષ્ટ લક્ષણ.**

જ્યમ ચકોરિને ચન્દ્ર પ્રિય, ત્યમ પ્રિય મુજને આપ. ૨૧૩૮

**પુનરૂક્તિ લક્ષણ.**

**સોરઠો.**

આવ્યા સ્વામીનાથ, પતિછો આપ કૃપા કરો ;

**અપુનરૂક્તિ લક્ષણ.**

ભામિનિયે ભરિ બાથ, નહિં જાવાદઉં પ્રાણપ્રિય. ૨૧૩૯

## લોકવિરોધી લક્ષણ.

### દોહરો.

વ્યભિચારિણિ નૃપ રાણિને, કહે પ્રજા સતિમાય;

## અવિરોધી લક્ષણ.

નૃપતિ પ્રિયા સતિને પ્રજા, માત કહી હરખાય. ૨૧૪૦
દોષ સમદશથી અધિક, કાવ્યમાં ન દર્શાવ્ય;
દલપતિ સકલ ધિમંત કવિ, કરે અદોષિત કાવ્ય. ૨૧૪૧

## વર્ણછંદ પરિભાષા.

### દોહરો.

પાદ ચરણ પદને કહે, છેદ વિરતિ વિશ્રામ;
યતી કહે વળિ ગણ સમજ, એક વર્ણથી નામ. ૨૧૪૨
એક વર્ણ તે હ્રસ્વ કહું, દીર્ઘ કોઈ સ્થળ હોય;
મન માનાપ્ત સુરૂપથી, મગણ નગણ પ્રિય જોય. ૨૧૪૩
છંદ નામ વૃત નામ વળિ, વૃત્ત વર્ણ મત અંક;
સૂત્રપાદને લઘુ ગુરુ, ચિન્હ પ્રથમ ગણ અંક. ૨૧૪૪
એક છંદના નામ બે, ચાર હોય પ્રિય જાણ;
ટિકા યતીના અંક મળી, દશવિધ છંદ પ્રમાણ. ૨૧૪૫
સંખ્યાવાચક શબ્દના, નામ શાસ્ત્રથી લેખ;
વળી ટિકાથી મૂળના, માર્મિક અંક સુપેખ. ૨૧૪૬
વર્ણ છંદને વર્ણવું, જહેના પદછે ચાર;
ત્હેમાં છે ત્રણ ભાગ વળિ, વિભાગ પણ સુખકાર. ૨૧૪૭
સમસુ અર્ધસમ વિષમ છે, એ ત્રણ જાણો ભાગ;
ઉક્તાદિક દંડક કવિત, સમમાં ત્રણજ વિભાગ. ૨૧૪૮
નથી અર્ધ સમમાં કહું, વિષમ માંહ્ય છે ચાર;
પદચતુરૂર્ધ્વસુ ઉદ્ગતા, પ્રચુપિત ગાથા સાર. ૨૧૪૯
એકથિ લૈ ષટ્વિંશ લગિ, ઉક્તાદિક વૃત ધામ;
સપ્ત વિંશથી શતાધિક, વર્ણથિ દંડક નામ. ૨૧૫૦

એકત્રીશ બત્રીશને, કવિત કહે કવિરાજ ;
વર્ણ છંદ શાસ્ત્રાર્થ પ્રિય, પરિભાષા શિરતાજ. ૨૧૫૧

## હરિગીત છંદ.

જો ક્રમ ભાગે ઊક્તાદિકમાં પ્રથમ વૃત્ત ઉક્તા ગણે,
શ્રીછંદ એકજ અત્યુક્તામાં શ્રી વા કામ મધુ ભણે ;
મધ્યાવૃત્તે મંદર અને પ્રિય નારિ મૃગિ ત્રણ છંદ છે,
પ્રતિષ્ઠા વૃત્તે ચાર સમુદ્રા કન્યા કુમારે વંદ છે. ૨૧૫૨
સુપ્રતિષ્ઠામાં હંસા પંક્તિ વિલાસ પિયા નામ છે,
હારીય બંધો સમોહાસહ પાંચ છંદ અભિરામ છે ;
ગાયત્રિમાં કામલતા શશિ મુખિ વા શશિ વદના લેખતા,
વિમોહા અર્ધ કામ મોહિની વાગ્નિવિણિ કવિ પેખતા. ૨૧૫૩
અર્ધભુજંગિ વા સોમરાજી હરિ શંખાણા જાણતા,
શંખ નારિ સહ ચાર એ પ્રિય નામ જુદાંજ વખાણતા ;
અર્ધ તોટક વા ઝિલ્લ તિલકા ત્રણ ભેદ કવિ ઉર આણતા,
માલતી મંથાન તનુ મધ્યા વસુમતી સુપ્રમાણતા. ૨૧૫૪
સોમકૂલ શશિભૃતાદિક એ એકાદશ છંદો કહ્યા,
ઉષ્ણિકવૃત્તે સામાનિકા વળિ કલિતા કરહ જને લહ્યા ;
કુમાર લલિતા મધુમતિ અને ચૂડામણિ પ્રિય ચિતહરા,
હંસમાલા મદલેખા સુભગ ઉષ્ણિકવૃત્તે નવ છેઅરા. ૨૧૫૫
અનુષ્ટુપ વૃતમાં ત્રયોદશગણુ ચિત્રપદાને કામતા,
માલતી તુંગા કમલ વિરાજે વિદ્યુન્માલા બે મતા ;
બીજુ માલા કહે કોઈક ખંજા મલ્લિકા માલિકા,
ત્રણ નામ અર્ધ નારાચના જો નગસ્વરૂપિણિ પ્રમાણિકા. ૨૧૫૬
વળિ માણવક ને હંસરુતછે વિતાન નારચ પ્રિય ગણે,
છંદ ત્રયોદશ અનુષ્ટુપમાં કવિ કોવિદ જન જો ભણે ;
બૃહતિ વૃતે રત્નકરા તોમર સારંગ બિમ્બા સારછે,
મણિ બંધ વા મણિ મધ્ય રાજે હલમુખી પ્રિયકારછે. ૨૧૫૭
ભુજગશિશુસુતા ભદ્રિકા સહ આઠ બૃહતિવૃત્તે લહે,
પંક્તિ વૃતે દશ પ્રથમ પાવક સંયુગતા કવિજન કહે ;

રૂક્મવતી વા ચંપકમાલા બિન્દુ વિરાટ પણવ કલ્યા,
મયૂરસારિણિ મત્તા છંદજ મનોરમા હંસી લલ્યા. ૨૧૫૮
ત્રિષ્ટુપ વૃતે ચોવીશ દોધક શાલિની શુભ લેખતા,
ઇન્દ્ર વજ્રા ને ઉપેન્દ્રવજ્રા ઉપજાતિ પ્રિય પેખતા;
આખ્યાનકી ને ઊપસ્થિત વળિ ચપળા સુ મુખી નામછે,
ગ્રાહિ અનુકુલા વા સાન્દ્રપદા સ્વાગતા અભિરામછે. ૨૧૫૯
વિબુધવંદિતા વાતોર્મી વળિ અશુવિલાસ વખાણતા,
ભ્રમરવિલસિતા રથોદ્ધતા શુભ વૃત્તા ભદ્રિકા જાણતા;
શ્યેનિકા શિખન્ડિત ઉપસ્થિત ઉપચિત્રાને કર્ણુછે,
ત્રિષ્ટુપ વૃતે એ ચતુર્વિંશતિ એકાદશ પ્રિય વર્ણુછે. ૨૧૬૦
જગતી વૃતે પ્રિય ચંદ્રવર્ત્મ વા ચન્દ્રવર્તન વંસસ્થછે,
મૌક્તિકદામ વા મોતિદામજ ઇન્દ્ર વંશ પ્રશસ્યછે;
ઇન્દુવંસા પણ કહે કોઈક ત્રોટક વા તોટક ગણે,
દ્રુતવિલમ્બિત પુટ વળિ પ્રભા વા પ્રમુદીત વદના ભણે. ૨૧૬૧
કુસુમવિચિત્ર સુવસંતચત્વર જલોદ્ધત ગતિ સારછે,
ભુજંગપ્રયાત વા ભુજંગી સ્ત્રગ્વિણી સરદારછે;
કામમોહિની વા ચંદાના સ્ત્રગ્વિણિ સહિત નામછે,
પ્રિયવંદા ને પુષ્પવિચિત્રા મણિમાલા પ્રિય ધામછે. ૨૧૬૨
લલિતા પ્રમિતાક્ષરા ઉજ્વલા વૈશ્વદેવી લેખતા,
જલધરમાલા નવમાલિની વળિ તામર મોદક પેખતા;
માલતી સયલસુ રામણીયક મેના વળિ અભીધાનછે,
તરૂલનયન સહ ત્રિશંત છંદો જગતિ વૃતે સન્માનછે. ૨૧૬૩
અતિજગતીવૃત ત્રયોદશાક્ષર છંદ ચતુર્દશ શોભતા,
ક્ષમાપ્રહર્ષિણી ઊપસ્થિત વળિ રુચિ ાદિક પ્રિય ઓપતા;
મત્ત મયુર વા માયા એ બે મંજુવાદિની વામછે,
મંજુભાષિણી અને નંદની ચન્દ્રિકા અભિરામછે. ૨૧૬૪
તારકને કલિહંસ પ્રભાવતિ કંધા પંકાવલિ ભણે,
ચતુર્દશાક્ષર શકવરી વૃત્તે અસંબાધા પ્રિય રણે;
અપરાજિતા વળિ પ્રહરણકલિતા વસંતતિલકા છંદછે,
સિંહોન્નતા મધુ માધવી વા ઉદ્ધર્ષણી પ્રિય વંદછે. ૨૧૬૫

જે અલોલા ને ઇન્દુવદના કુટિલમતિ પથ્યા ભણે,
હંસસેની લીલા ચક્રપદ ગોપ છંદ ગુણી ગણે;
અતિ શક્વરિ વૃત પંચ દશાક્ષર અષ્ટાદશ પ્રિય છંદછે,
શશિકલા સ્રક મણિગુણનિકર વા માલા નામ અમંદછે. ૨૧૬૬
સારંગિકા વા કામક્રીડા માલિની માનિનિ કહે,
પ્રભદ્રક અને કવિરતિરેખા ચંદ્રલેખા કવિ લહે;
વૃષભ સુકેશર ચંદ્રરેખા મૃદંગ પમંગલ મણી,
ચામર નિશંપાલિકા નિશ્ચલ શોભા ભ્રમરાવલિ તણી. ૨૧૬૭
મનહંસ સહ અષ્ટાદશ છંદો અતિશક્વરિ વૃત સારછે,
જે અષ્ટિવૃત પટ્ છંદ અભિનવ જગવિલસિત પ્રિયકારછે;
વાણિની અશ્વગતિ નીલ નામ ત્રિજું વિશેષ પ્રમાણતા,
નારાચ નામસુ પંચ ચામર ચંચલા શરભ વખાણતા. ૨૧૬૮
વર્ણ સપ્તદશ અત્યષ્ટિવૃત્તે શિખરિણી પૃથ્વી ગણે,
પ્રિય વંશપત્રપતિતસુ હરિણી મંદાક્રાન્તા કવિ ભણે;
નરકુટક કોકિલ વાણિની વળિ રૂપમાલ સુમોહને,
સુધાધારા દલપતિ પ્રિયકર માલાહરા તન શોભને. ૨૧૬૯
અષ્ટાદશાક્ષર ધૃતિવૃતે શુભ પ્રથમછે કુસુમિતલતા,
નારાચ તારક ચંદ્રકુળ કવિ ચંચરી ચર્ચરિ છતા;
સારસ્વતી મંજિરા ક્રીડા ચક્ર છેલ વખાણતા,
અતિધૃતિવૃત્તે પટ્ છંદો પ્રિય ઓગણિશાક્ષર જાણતા. ૨૧૭૦
પ્રથમે મેઘવિસ્ફુર્જિતાછે શાર્દુલવિક્રીડિત ગણે,
વળિ ઝૂલના મુનિ ચંદ્રમાલા શક્ર પટ્ છંદો ભણે;
કૃતિવૃત વિંશાક્ષર ગીતકા વા મુનિશેખર મત ભાખતા,
જેસુવદના વૃત છંદ શશિધર ગંડિકા ગુણિ દાખતા. ૨૧૭૧
મનોભવ સહ કૃતિવૃતે પટ્ પ્રિય છંદ દલપતિ જાણતા,
પ્રકૃતિવૃતે ત્રણ છંદ અભિનવ સ્રગ્ધરા ઉર આણતા;
નરેન્દ્ર શુભતા છંદો પ્રિયકર એકવિંશાક્ષર લેખતા,
આકૃતિવૃત દ્વાવિંશાક્ષરે ત્રય ભદ્રક મદિરા પેખતા. ૨૧૭૨
સર્વગામીછંદ સુંદર પ્રિય છંદ નવ વિકૃતિવૃતે,
પ્રિયલલિત મત્તાક્રીડ કેકનિશારદા કલિકા કૃતે;

વળિ વર્ણનાયેશ્વરિ શોભા વા ઇન્દ્રવિજય પ્રખ્યાતછે,
મલ્લિકા અને સુંદરી શોભે સભાસહ નવ ભ્રાતછે. ૨૧૭૩
ચતુર્વિંશાક્ષર સંકૃતિવૃતે છંદ સુંદર સાત છે,
કિરીટ વા કીરત વળિ તન્વા મહાભુજંગપ્રયાતછે;
દેવ પણ કો કોવિદ કહે છે વૈકુન્ઠધામા નામછે,
દુર્મિલા વા દુમેલા વખાણે પછિ સુખદા અભિરામછે. ૨૧૭૪
નેહપાલ સહ સપ્ત નૌતમજ અભિકૃતિવૃત્તે અષ્ટછે,
હરિછંદ દાસ ક્રૌંચપદા વળિ કળાકુશળજ સ્પષ્ટછે;
અરવિન્દમુખિ સુમિલા અને પ્રિય પ્રિયકર ગુણમાલાધરા,
જે ચારૂ સહ શુભ અષ્ટ છંદો પંચ ઉત્કૃતિયે ખરા. ૨૧૭૫
ભુજંગવિજૃમ્ભિત અપવાહાખ્ય ભુજંગેરિત કિશોરછે.
વિલાસ સહ પર વિંશાક્ષર કવિ અક્ષરવૃત શિરમોરછે;
ઉક્તાદિ સમભાગે પ્રથમ જે પટ્વિંશવૃત્ત રસાળછે,
દ્વિતિય વિભાગે દંડક વૃતમાં પાંચ છંદ વિશાળછે. ૨૧૭૬

દોહરા.

સમભાગે દંડક ભાગૂં, દ્વિતિય વિભાગ વિચાર;
પાંચ છંદ કવિજન પ્રથમ, ચંડવૃષ્ટિ પ્રિયકાર. ૨૧૭૭
પ્રચિતકુસુમ તે પછિ કહૂં, અશ્વધાટિ શુભ નામ;
અર્ણ શંખ સહ પાંચ એ, છંદ કહ્યા અભિરામ. ૨૧૭૮
સમ ભાગે સુકવિત્ત વૃત, તૃતિય વિભાગ ગણાય;
ચતુર છંદ મનહર પ્રથમ, ધનાક્ષરી સુભણાય. ૨૧૭૯
રૂપક ધનાક્ષરી અને, સાલુર સહ એ ચાર.
દ્વિતિય અર્ધ સમ ભાગમાં, છંદ ત્રયોદશ સાર. ૨૧૮૦
ઉપચિત્રા દ્રુતમધ્ય વળિ, વેગવતી સુખકંદ;
ભદ્રવિરાટ સુકેતુમતિ, વિપરિત પૂર્વા છંદ. ૨૧૮૧
હરિણપ્લુતા અને કહૂં, વૈતાળિય બે નામ;
અપરવકત્ર સહ બે થયા, વળિ ઉપપૂર્વ સુધામ. ૨૧૮૨
છંદ પુષ્પિતાગ્રા ઉભય, ઔપછંદસિક સાર;
વાગ્મતિ હીરાચંદ્ર સહ, દ્વિતિય ભાગ સુખકાર. ૨૧૮૩

વિષમપાદ ભાગે સ્તુતિય, પદચતુરૂર્દ્ધ વિભાગ;
પ્રથમે પદ ચતુરૂર્દ્ધછે, પાંચ છંદથી થાગ. ૨૧૮૪
આપિડ કલિકા લવલિ વળિ, અમૃતધારા છંદ;
પદચતુરૂર્દ્ધ વિભાગમાં, પાંચ પરમ સુખકંદ. ૨૧૮૫
વળિ ઉદગતા વિભાગમાં, પ્રિય ત્રણ છંદ વિશાળ;
સૌરભ પ્રથમે ઉદ્‌ગતા, લલિત સુકવિ ઉરમાળ. ૨૧૮૬
પ્રચુપિત વિભાગ સ્તુતિયમાં, પણ ત્રણ છંદ પ્રકાર;
પ્રચુપિત અથવા ઉપસ્થિત, પ્રવર્ધમાન વિચાર. ૨૧૮૭
શુદ્ધવિરાટ પ્રિય છંદ છે, વિષમપાદ પ્રિય નેક;
ભાગ સ્તુતિય પ્રચુપિત સહિત, વર્ણ છંદ સુવિવેક. ૨૧૮૮
માત્રા માત્રાગણ તણી, સંખ્યાથી યતિપાદ;
એરિત માત્રા છંદની, કહે કવી મર્યાદ. ૨૧૮૯
ત્હેમાંછે મત બે પ્રકટ, આર્યાદિક દોહાદિ;
આર્યાદિક પિંગળ કથે, દોહા પ્રાકૃત વાદિ. ૨૧૯૦
આર્યાદિકમાં ભેદ છે, આર્યાદિક વક્ત્રાદિ;
આર્યાદિકમાં પાદ છે, વક્ત્રાદિ ચતુષ્પાદિ. ૨૧૯૧
આર્યાદિકમાં ભેદ પ્રિય, ચતુર ગણે કવિ મંદ;
આર્યાદિક ગીતી અને, વૈતાળિય સુખકંદ. ૨૧૯૨
ચતુર શિખા સુ વિભાગમાં, અનેક યાતા છંદ;
વક્ત્રાદિક પદ ચારમાં, બે વિભાગ શુભ વંદ. ૨૧૯૩
વક્ત્રાદિ તથા અચળધૃતિ. પ્રસ્તારમાં અનંત;
છંદ શાસ્ત્ર જાણે સુકવિ, જો પ્રસાદ ભગવંત. ૨૧૯૪
આર્યાને પ્રાકૃત કવી, ગાહા કહે અજાણ;
પ્રથમ ત્રીશ માત્રા બિજે, સત્તાવીશ પ્રમાણ. ૨૧૯૫
વળી નિયમ લઘુ ગુરૂ તણો, કહેત ડો પ્રિય જોઈ;
તે થકિ ગાહામત વૃથા, હોય આગ્રહી કોઇ. ૨૧૯૬
તેમજ ગીતિ ગહાણિ કહિ, તે પણ વૃથા પ્રકાર;
પિંગળ નાગ મતે સુગમ, માત્રા ગણ સુવિચાર ૨૧૯૭
આર્યાદિ વિભાગે ગણે, કવિપ્રિય જે પર છંદ;
આર્યા વા ગાહાવદે, પથ્યા વિપુલા વંદ. ૨૧૯૮

વળિ વર્ણતાગ્રેશ્વરિ શોભા વા ઇન્દ્રવિજય પ્રખ્યાતછે,
મલિકા અને સુંદરી શોભે સભાસહ નવ ભ્રાતછે. ૨૧૭૩
ચતુર્વિંશાક્ષર સંકૃતિવૃતે છંદ સુંદર સાત છે,
કિરીટ વા કીરત વળિ તન્વા મહાભુજંગપ્રયાતછે;
દેવ પણ કો કોવિદ કહે છે વૈકુન્ઠધામા નામછે,
દુર્મિલા વા દુર્મેલા વખાણે પછિ સુખદા અભિરામછે. ૨૧૭૪
નેહપાક્ષ સહ સપ્ત નૌતમજ અભિકૃતિવૃત્તે અષ્ટછે,
હરિછંદ દાસ ક્રૌંચપદા વળિ કળાકુશળજ સ્પષ્ટછે;
અરવિન્દમુખિ સુમિલા અને પ્રિય પ્રિયકર ગુણમાલાધરા,
જો ચારૂ સહ શુભ અષ્ટ છંદો પંચ ઉત્કૃતિયે ખરા. ૨૧૭૫
ભુજંગવિજૃમ્ભિત અપવાહાખ્ય ભુજગેરિત કિશોરછે,
વિલાસ સહ પડ્વિંશાક્ષર કવિ અક્ષરવૃત શિરમોરછે;
ઉક્તાદિ સમભાગે પ્રથમ જેત પડ્વિંશવૃત્ત રસાળછે,
દ્વિતિય વિભાગે દંડક વૃતમાં પાંચ છંદ વિશાળછે. ૨૧૭૬

## દોહરા.

સમભાગે દંડક ભણૂ, દ્વિતિય વિભાગ વિચાર;
પાંચ છંદ કવિજન પ્રથમ, ચંડવૃષ્ટિ પ્રિયકાર. ૨૧૭૭
પ્રચિતકુસુમ તે પછિ કહૂં, અશ્વધાટિ શુભ નામ;
અર્ણ શંખ સહ પાંચ એ, છંદ કહ્યા અભિરામ. ૨૧૭૮
સમ ભાગે સુકવિત્ત વૃત, તૃતિય વિભાગ ગણાય;
ચતુર છંદ મનહર પ્રથમ, ધનાક્ષરી સુભણાય. ૨૧૭૯
રૂપક ધનાક્ષરી અને, સાલુર સહ એ ચાર.
દ્વિતિય અર્ધ સમ ભાગમાં, છંદ ત્રયોદશ સાર. ૨૧૮૦
ઉપચિત્રા દ્રુતમધ્ય વળિ, વેગવતી સુખકંદ;
ભદ્રવિરાટ સુકેતુમતિ, વિપરિત પૂર્વા છંદ. ૨૧૮૧
હરિણપ્લુતા અને કહૂં, વૈતાળિય બે નામ;
અપરવકત્ર સહ બે થયા, વળિ ઉપપૂર્વ સુધામ. ૨૧૮૨
છંદ પુષ્પિતાગ્રા ઉભય, ઔપછંદસિક સાર;
વાગ્મતિ હીરાચંદ સહ, દ્વિતિય ભાગ સુખકાર. ૨૧૮૩

વિષમપાદ ભાગે સ્તુતિય, પદચતુરૂર્દ્ધ વિભાગ;
પ્રથમે પદ ચતુરૂર્દ્ધ છે, પાંચ છંદથી થાગ. ૨૧૮૪
આપિડ કલિકા લવલિ વળિ, અમૃતધારા છંદ;
પદચતુરૂર્દ્ધ વિભાગમાં, પાંચ પરમ સુખકંદ. ૨૧૮૫
વળિ ઉદગતા વિભાગમાં, પ્રિય ત્રણ છંદ વિશાળ;
સૌરભ પ્રથમે ઉદ્દગતા, લલિત સુકવિ ઉરમાળ. ૨૧૮૬
પ્રચુપિત વિભાગ સ્તુતિયમાં, પણ ત્રણ છંદ પ્રકાર;
પ્રચુંપિત અથવા ઉપસ્થિત, પ્રવર્ધમાંન વિચાર. ૨૧૮૭
શુદ્ધવિરાટ પ્રિય છંદ છે, વિષમપાદ પ્રિય નેહ;
ભાગ સ્તુતિય પ્રચુપિત સહિત, વર્ણ છંદ સુવિવેક. ૨૧૮૮
માત્રા માત્રાગણ તણી, સંખ્યાથી યતિપાદ;
એરિત માત્રા છંદની, કહે કવી મર્યાદ. ૨૧૮૯
ત્હેમાંછે મત બે પ્રકટ, આર્યાદિક દોહાદિ;
આર્યાદિક પિંગળ કથે, દોહા પ્રાકૃત વાદિ. ૨૧૯૦
આર્યાદિકમાં ભેદ છે, આર્યાદિક વકત્રાદિ;
આર્યાદિકમાં પાદ છે, વકત્રાદિ ચતુષ્પાદિ. ૨૧૯૧
આર્યાદિકમાં ભેદ પ્રિય, ચતુર ગણે કવિ વંદ;
આર્યાદિક ગીતી અને, વૈતાળિય સુખકંદ. ૨૧૯૨
ચતુર શિખા સુ વિભાગમાં, અનેક થાતા છંદ;
વક્ત્રાદિક પદ ચારમાં, બે વિભાગ શુભ વંદ. ૨૧૯૩
વક્તાદિ તથા અચળધૃતિ, પ્રસ્તારમાં અનંત;
છંદ શાસ્ત્ર જાણે સુકવિ, જ્ન પ્રસાદ ભગવંત. ૨૧૯૪
આર્યાને પ્રાકૃત કવી, ગાહા કહે અજાણ;
પ્રથમ ત્રીશ માત્રા બિજે, સત્તાવીશ પ્રમાણ. ૨૧૯૫
વળી નિયમ લઘુ ગુરુ તણો, કહેન કો પ્રિય જોઈ;
તે થકિ ગાહામત વૃથા, હોય આયરી કોઇ. ૨૧૯૬
તેમજ ગીતિ ગહાણિ કહિ, તે પણ વૃથા પ્રકાર;
પિંગળ નાંગ મતે સુગમ, માત્રા ગણ સુવિચાર ૨૧૯૭
આર્યાદિ વિભાગે ગણે, કવિપ્રિય જ્ને પર છંદ;
આર્યા વા ગાહાવદે, પથ્યા વિપુલા વંદ. ૨૧૯૮

ચપલા મુખચપલા અને, જઘનચપલા વિચાર;
આર્યાદિવિભાગેસુ પટ્, છંદ કહ્યા સુખકાર. ૨૧૯૯
ગીતિ વિભાગે છંદ પ્રિય, ચતુર કહે કવિરાજ;
ગીતી વા સુગહાણિ વળિ, ઉપગીતિ અધિક સાજ. ૨૨૦૦
ઉદગીતિસુ ત્રણ ચતુરછે, આર્યાગીતિ પ્રમાણ;
વૈતાળીય વિભાગમાં, છે નવ છંદ સુ જાણ. ૨૨૦૧
પ્રથમે વૈતાળીય પ્રિય, ઔપછંદસિક લેખ;
આપાતળિકા ને વળી, દક્ષિણાન્તિકા પેખ. ૨૨૦૨
ઉદિચ્યવૃત્તિ પ્રાચ્યવૃત્ત, પ્રવર્તકા સુખ કંદ;
પરાન્તિકા નવમો કથે, ચારુહાસિની છંદ. ૨૨૦૩
શિખા વિભાગ ચતુરમાં, ચતુર છંદ કવિરાજ;
શિખા અને ખંજા વળી, અનંગક્રીડાકતાજ. ૨૨૦૪
અતિરૂચિરા સહ ચારછે, આગળ કહું વિસ્તાર;
ચતુર કવી કો સમજશે, માત્રા ગણ સુવિચાર. ૨૨૦૫
વક્તચતુષ્યાદે ગણે, પ્રિય નવ છંદ પ્રમાણ;
વક્ત સુ પથ્યાવક્ત વળિ, વિપરિતપથ્યા જાણ. ૨૨૦૬
ચપલાવક્ત સુ કવિ કહે, યુગ્મ વિપુલા ગણાય;
અયુગ્મવિપુલા ને વળી, ભાવિપુલાજ ભણાય. ૨૨૦૭
વળિ રવિપુલા સુતવિપુલા, એ નવ છંદ રસાળ;
અચળધૃતિ ચતુષ્પાદમાં, અષ્ટ છંદ સુવિશાળ. ૨૨૦૮
અચળધૃતિસુ માત્રાસમક, ચર્પટને વિશ્લોક;
વાનવાસિકા ને વળી, ચિત્રા કહે કવિ લોક. ૨૨૦૯
ઉપચિત્રા બે નામછે, ન્યારાં લક્ષણ સાર;
પાદાકૂલક.સહ થયા, અષ્ટછંદ પ્રિયકાર. ૨૨૧૦

## દોહાદિ પ્રાકૃત છંદ વર્ણન.

દોહાદિકસુ દ્વિપાદ પ્રિય, વિભાગ પટ્વિશ છંદ;
પ્રથમ દોહરા સોરઠા, કાવ્યછંદ સુખકંદ. ૨૨૧૧
હરગીતિ ઉલાળા અને, હરિપદ લલિત દ્વિ લેખ;
હિમકર ચુડિયાળા ત્રિવિધ, ચુડિયા ચુલિયા પેખ. ૨૨૧૨

## ત્રિપુટિ.

કર્તા ક્રિયાજ કર્મ શુભ, જ્ઞાતા જ્ઞાન સુ જ્ઞેય;
ભોગ્ય ભોગતા ભોગજો, ધ્યાતા ધ્યાન સુ ધ્યેય. ૨૭
અધ્યાતમ અધિભૂતને, ત્રીજો છે અધિ દૈવ;
ઇન્દ્રિય ઇન્દ્રિયના વિષય, ચૌદ દેવ નિત સેવ. ૨૮

## ત્રિગુણ.

સત રજ તમ એ ત્રિગુણને, જાણે ચતુર સુજાણ;
હવે સ્વભાવ વૃત્તિ તણૂં, કરું હું શુદ્ધ વખાણ! ૨૯

## ત્રિગુણ સ્વભાવ વૃત્તિ.

સકળ વસ્તુનૂં જ્ઞાન વળિ, બુદ્ધિ વિમળ જવ હોય;
તવગુણ સાત્વિક જાણિયે, પાલક શક્તી સોય; ૩૦
કામથકી વ્યવહાર જે, તે રજ ગુણનો પ્યાર;
આળસ નિદ્રા વિકળતા, મોહ તમો ગુણ ધાર. ૩૧

## ત્રિગુણના દશ પ્રકાર.

દેશ[1] કાળ[2] જન[3] કર્મ[4] ને, જન્મ[5] ધ્યાન[6] જળ[7] ગ્રંથ;[8]
મંત્ર[9] જાપ સંસ્કાર[10] શુભ, દશ ત્રિગૂણના પંથ. ૩૨

## ત્રિગુણના દશ પ્રકારનું ચક્ર.

| | સાત્વિક. | રાજસ. | તામસ. |
|---|---|---|---|
| દેશ. | એકાંત. | બજાર. | દ્યૂતાદિ. |
| કાળ. | બ્રાહ્મ મૂર્ત. | અર્ધરાત્રિ. | પ્રદોષ. |
| પ્રજા. | નિવૃત્તિ. | પ્રવૃતિ. | દુરાચારી. |
| કર્મ. | નિત્ય કર્મ. | કામિક. | હિંસાદિ. |
| જન્મ. | શૈવવૈષ્ણવાદિ શિક્ષા. | શક્તિ. | ક્ષુદ્રશિક્ષા. |
| ધ્યાન. | શિવ વિષ્ણુ. | કામિની. | શત્રુ. |
| જળ. | ગંગાજળ. | ગુલાબાદિ. | મદિરા. |
| ગ્રંથ. | નિવૃત્તિ. | પ્રવૃતિ. | પાખંડ. |
| મંત્રજાપ. | પ્રણવાદિ. | કામ્ય. | ક્ષુદ્ર. |
| સંસ્કાર. | આત્મ શોધન. | દેહ શોધન. | ગૃહ શોધન. |

ઉદ્ધુરાજ ચોપદી આદિછે, ચોબોલા ચિતલાવ;
પ્લુતા સુધત્તા નંદ વળિ, ત્રિભંગી છંદ પ્રભાવ. ૨૨૧૩
પદ્માવતિને કહત કવિ, પોમાવતિ સુખરાસ;
લીલાવતિસુ દુમીલિયા, દંડક સ્કંધ તપાસ. ૨૨૧૪
જનહર જળહર નામ દ્વે, રંગિકતા અભિરામ;
કાનરને હંસાલ વળિ, રાજચંદ્ર સુખધામ. ૨૨૧૫
મદનહરા ખંજા સહિત, એ પટ્વિંશ સુછંદ;
ગમકાદિ ચતુષ્પાદના, જો બાવન સુખકંદ. ૨૨૧૬
ગમક વામ કાન્તા અને, દીપક વળિ મધુ ભાર;
અભીર આભિર નામ બે, વળિ બરવીર વિચાર. ૨૨૧૭
મૂળચંદ્ર હાલક અને, હાકલિ એ બે નામ.
ગજલ અને ચંપક વિદિત, વળિ માલતિ પ્રિય વામ. ૨૨૧૮
વજ્રચંદ્ર પાઈકતને, જે કરિ શુભ ચોપાઈ;
પદ્મુટિકા ચર્ણાકુળસુ, અલક છંદ સુખદાઈ. ૨૨૧૯
પધડી અથવા પાધડી, અને પાપડી લેખ;
અડિલ અને મહચન્દ્ર પ્રિય, બરવા બોધક પેખ. ૨૨૨૦
નંદિ હંસગતિ છંદછે, રામા છંદ અધીપ;
પામંગલ પવંગમ અરિલ, લીલાને મહિદીપ. ૨૨૨૧
નિસાની વા વરવેદ બે, વારિદ્રઢપઠા હીર;
હીરનિ પૂર્વે મૃગાંક પછિ, શોકા રોલક ધીર. ૨૨૨૨
રસાવળી સહનામ ત્રણ, ગુપ્ત ગગન પ્રિય છંદ;
ચાવર શંકર નામ બે, આત્રેય દત્ત વંદ. ૨૨૨૩
વૈતાલ ગિપા હરિગીત ત્રણ, શ્રી બંધુ સુખધામ;
ચોપાયા દુવિયા અને, પંઠિ છંદ અભિરામ. ૨૨૨૪
મરહદા અને મરહટા, મરહટ્ટા સુત્રણ નામ;
સવાયા અને રેણુકી, દંડકળા સુઠામ. ૨૨૨૫
કડખા વા ઝુલના કહે, હિંડોળ છંદ રસાળ;
બાવન છંદ કહ્યા સુગમ, ગમકાદિકે વિશાળ. ૨૨૨૬
પ્રાકૃત ભાગે શોભતા, કુન્ડળિયા પટ્ પાદ;
વિભાગ કુન્ડળિયા પ્રથમ, ચતુર છંદ પ્રિયસ્વાદ. ૨૨૨૭

છપ્પય છંદ રસીક વળિ, રંગ-છંદ વિચાર;
બહુપાદમાં એ ચતુર, ગણુતા કવિ મતિ પાર. ૨૨૨૮

### ગુર્જર છંદ.

ગુર્જર દેશે એ નવિન, પ્રકટ પ્રાકૃતી છંદ;
સમોહ્ર સુ ચંદ્રાવળા, જનરંજન સુખકંદ. ૨૨૨૯

### દક્ષિણ દેશના છંદ.

દક્ષિણ દેશે સપ્તછે, પ્રકટ પ્રાકૃતી છંદ;
એવિ અભંગ ધનાક્ષરી, હિન્દી સાકી વંદ. ૨૨૩૦
કટીબંધજ કટાવ પ્રિય, એકછંદ એ નામ;
ભૂપાલી સહ સપ્તએ, દક્ષિણમાં અભિરામ. ૨૨૩૧

### યાવનીછંદ.

યવન લોકમાં પ્રિય પ્રકટ, પાંચ છંદ સુવિચાર;
ગજલ તવીલ રુબાઈ વળિ, એત ફરદ સુખકાર. ૨૨૩૨

### છંદપરિક્ષા.

લખી ગુરૂ લઘુ છંદમાં, સમજિ પાદ યતિ ભાગ;
સમસુ અર્ધસમ વિષમમાં, જાણીલિયે થાગ. ૨૨૩૩
વર્ણછંદના વર્ણ સમ, પદના મળતા તેમ;
માત્રાસમુચ્ચય મત્તના, છંદે મળતા એમ. ૨૨૩૪
પછિ પિંગળમાં જોઈને, લક્ષણ જેહનું હોય;
તેહ નામ કહેવું સુગમ, મળે ન તો નવું કોય. ૨૨૩૫
વર્ણસુમાત્રાનો નિયમ, કોઈક મનમાં સાધ;
સરળ સરસ ઉચ્ચારમાં, કરિયે છંદ અબાધ. ૨૨૩૬
નામ ગમેતે આપિયે, જેન પુરાણૂં હોય;
મળીરહે પ્રસ્તારમાં, સંખ્યા એરિત સોય. ૨૨૩૭

### કાવ્યશાસ્ત્રે સપ્તદશાગણિત ભેદ.

સંખ્યા પ્રસ્તારાદિ સુચિ, ઊદિષ્ટ પૂર્વે નષ્ટ;

જન્મ વિપત્તિ કષ્ટ વળિ, જે દિન તારા પાપ;
તેદિન શુભ કારજ કર્યે, થાય મહા સંતાપ. ૨૯૯૫
જન્મ નક્ષત્રથિ લઇ ગણો, કાર્ય નક્ષત્ર પ્રમાણુ;
ભાગ લઇ નવથી પછી, બચે સુતારા જાણુ. ૨૯૯૬

## વાહન વિચાર.

જન્મ નક્ષત્ર કરિ ચોગણું, વળિ મેળવ તિથિવાર;
ભાગ લઇ નવથી બચે, વાહન તેહ વિચાર. ૨૯૯૭
ખર તુરંગ હસ્તી કહે, મેષ શ્રૃંગાલજ હોય;
સિંહ કાક ને મોર વળિ, હંસ નવે ક્રમ સોય. ૨૯૯૮

## અભિજિત મુહુર્ત શંકુયાત્રા વિધિ.

નખ ષોડશતે પંચદશ, ચૌદ તેર તું માન;
બાર બાર શુભ સૂર્યથી, છાયા શંકુ સમાન. ૨૯૯૯
ચાલે સ્વર પદ પ્રથમ ધરિ, ગવન કરે જે કોય;
વિઘ્ન ન આવે નિકટ કહું, સિદ્ધ કાર્ય સૌ હોય. ૩૦૦૦

## શુક્ર વિચાર.

ગ્રામ જતાં વિપદા પડે, તીર્થાટનમાં માન;
વિવાહ દોષ ન શુક્રનો, કહે સકલ ધીમાન. ૩૦૦૧

## શુક્રદોષ નિવારણ.

રેવતિથી મૃગશિર્ષ લગિ, શુક્ર અંધ જવ હોય;
તવ કરતા જન કાર્ય શુભ, ત્હેને દોષ ન કોય. ૩૦૦૨

## સંક્રાન્તિ વિચાર.

યાત્રા શુભ અતિ દુરની, કરવિ ચાલ્યા નર જેહ;
મેષ સિંહ ધનની સદા, સંક્રાન્તી શુભ કેહ. ૩૦૦૩

## શુભ યાત્રિક નક્ષત્ર.

અશ્વિનિ પુષ્ય પુનરવસૂ, હસ્ત ધનેષ્ટા જાણુ;

શ્રવણ મિત્ર મૃગશિર નવમું, રેવતિ શુભ ઉર આણ. ૩૦૦૪

### મધ્યમ યાત્રિક નક્ષત્ર.

મૂળ રોહિણી શતભિષા, ત્રણ ઉત્તરા સુજાણ;
વળિ પૂર્વા જ્યેષ્ટા સહિત, મધ્યમ ગમન વખાણ. ૩૦૦૫

### યાત્રા વરજિત નક્ષત્ર.

અશ્લેષા આર્દ્રા મઘા, સ્વાતિ કૃતિકા રાજ;
ભરણી ચિત્રા વિશાખા, અષ્ટ વર્જ યાત્રાજ. ૩૦૦૬

### યાત્રા સમય લગ્ન વિચાર.

દક્ષિણ સન્મુખ લગ્નતે, કરે સિદ્ધ સૌ કાજ;
વાંમે મધ્યમ જાણિયે, પૃષ્ટે કરે અકાજ. ૩૦૦૭
જો ન લગ્નમાં રવિ તપે, ત્હેનો કરૂં વિચાર;
પૂર્વ અગ્નિ દિશિ ચાલતા, તે થાયે અતિખ્વાર. ૩૦૦૮

### ચંદ્રલગ્ન ઇત્યાદિ ગુણ.

તિથી એક ચોગુણ નક્ષત્ર, વાર આઠ ગુણ જાણ;
સોળ ગુણછે કર્ણના, બત્રિશ યોગ વખાણ. ૩૦૦૯
શત શશિ તારા સાઠછે, લગ્ન સહસ્ર સુજોય;
એથકિ યાત્રાને વિષે, લગ્ન ચંદ્ર સુખ હોય. ૩૦૧૦

### દ્વાદશરાશી ચંદ્રઘાત.

૧ ૫ ૯ ૨ ૬ ૧૦ ૩ ૭ ૪ ૮ ૧૧ ૧૨
શશિ શર નવ દ્વી ૭ દશ ગુણ, મુનિ ફળ વસુ હર ભાનુ;
મેષાદિક ક્રમથી ગણો, ઘાત ચંદ્ર જન માનુ. ૩૦૧૧

### સ્ત્રી ચંદ્રઘાત.

૧ ૮ ૭
મેષાદિક સ્ત્રી રાશિનો, ચંદ્ર જન્મ વસુ સાત;
૯ ૬ ૩ ૪ ૨ ૧૦ ૧૧ ૫ ૧૨
નંદ શાસ્ત્ર ત્રણ વેદ દ્વે, દશ શિવ શર રવિ ઘાત. ૩૦૧૨

## યાત્રા સમય શુભા શુભ ચંદ્ર.

સન્મુખ લાભજ ચંદ્રમા, દક્ષિણ શુભ સુખ જાણુ ;
પૃષ્ટ શોક સંતાપ કર, વામ ધનક્ષય પ્રમાણ. ૩૦૧૩
બીજો ત્રીજો પાંચમો, સપ્તમ દશમો જોય ;
એકાદશકે શુભ વળી, મધ્યમ નેષ્ટજ હોય. ૩૦૧૪
ષષ્ટ[૬] જન્મ[૧] ને નવમ એ, મધ્યમ જાણ સુરીતિ ;
અષ્ટમ ચતુર્થ બારમો, સર્વ રાશિને ભીતિ. ૩૦૧૫

## બારમા ચંદ્ર આટલે ઠેકાણે શુભ.

ગર્ભાધાન સુનૃપતિલક, વ્રતારમ્ભ ઉપવીત ;
વિવાહ સહ શશિ બારમો, મુનિજન ગણે પુનીત. ૩૦૧૬

## યાત્રાથી ઘેર જતાં શુભાશુભ નક્ષત્રાદિ જાણવા દીપચક્રં.

| | | | | |
|---|---|---|---|---|
| અ. | ર. | ધ. | ચં. | અર્થ લાભ. |
| અ. | ર. | કા. | ચં. | કાર્યસિદ્ધિ. |
| અ. | ર. | મો. | ચં. | ગજભૂમિલાભ. |
| અ. | ર. | અ. | ચં. | હાની. |
| ધ. | ર. | અ. | ચં. | કુશલ. |
| ધ. | ર. | કા. | ચં. | વિગ્રહ. |
| ધ. | ર. | મો. | ચં. | ગજશ્વાદિલાભ. |
| ધ. | ર. | ધ. | ચં. | સામ્ય. |
| કા. | ર. | મો. | ચં. | કૂશલ. |
| કા. | ર. | અ. | ચં. | આરોગ્ય. |
| કા. | ર. | ધ. | ચં. | લાભ. |
| કા. | ર. | કા. | ચં. | હાની. |
| મો. | ર. | અ. | ચં. | કાર્યનાશ. |
| મો. | ર. | ધ. | ચં. | લાભ. |
| મો. | ર. | કા. | ચં. | અર્થહાની. |
| મો. | ર. | મો. | ચં. | ભય. |

| ધર્મ. | અર્થ. | કામ. | મોક્ષ. |
|---|---|---|---|
| અ. | ભ | કૃ. | રો. |
| પુ. | પુ. | આ. | મૃ. |
| અશ્લે. | મ. | પૂ. | ઉ. |
| વિ. | સ્વા. | ચિ. | હ. |
| અ. | જ્યે. | મૂ. | પૂ. |
| ધ. | અ. | શ્ર. | ઉ. |
| શ. | પૂ. | ઉ. | રે. |

જવ પ્રવાસથી આવતાં, જવું ચાહ્ય નિજ ઘેર ;
રિક્તા અમાસ અષ્ટમી, ત્યાગિ અવર તિથિ હેર. ૩૦૧૭

## ચતુર જ્ઞાન સાધન.

સાધન ચતુર્થ જ્ઞાનના, પ્રથમ ગણૂં વૈરાગ્ય ;
વળિ વિવેક સમાદિ ખટ, મુમુક્ષુ થવું વડું ભાગ્ય. ૧૩૬

## ચતુર વૈરાગ્ય લક્ષણ.

હેતુ રૂપ ફળ અવધિ કહિ, વિષય ત્યાગ વિધિચાર ;
વિષય દોષ જાહેર જ્યાં, ત્યાં હેતૂ નિર્ધાર. ૧૩૭
વિષય તણો પરિત્યાગ તવ, રૂપ વિરાગ સુજાણ ;
કદી ન દીનાધીન તે, ફળ વૈરાગ્ય પ્રમાણ. ૧૩૮
દેહ પ્રપંચ અનિત્ય છે, આત્મા નિત્ય વખાણ ;
સારા સાર જ જાણવો, તે વિવેક તૂં જાણ. ૧૩૯
દ્રૂમૂષક જડ કાપતા, ઊપર અજગર વાસ ;
રસિક પ્રાણ ત્યાં વૃક્ષ ગ્રહિ, રાખે મુઢ મધુ આશ. ૧૪૦

## ચતુર ચિત્ત શાંતિ.

જ્ઞાન ભલૂં અભ્યાસથી, તે થકિ ધ્યાન વિશેષ ;
ફળ ત્યાગણિ તે થકિ ભલી, તે થકિ શાંતિ અશેષ. ૧૪૧

## ચતુરાવસ્થા.

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિને, ચતુર્થ તુર્યા સાર ;
ચાર અવસ્થા જગતમાં, જાહેર છે તું વિચાર. ૧૪૨

## ચતુર શરિરાવસ્થા.

બાળ યુવા સુ અધોડને, વૃદ્ધાવસ્થા જાણ ;
કુમાર પુગંડ કિશોરએ, બાળાંતર તું પ્રમાણ. ૧૪૩
બાળ કુમાર પુગંડએ, ત્રતિય પંચ દશ જાણ ;
ષોડશ લગી કિશોરછે, એ વિધિ વર્ષ પ્રમાણ. ૧૪૪

## ચતુર સૃષ્ટિ ખાંણ.

પ્રથમ જરજ ઉત્પત્તિમાં, મનુષ્ય ને પશુ દેહ ;
પક્ષી આદિક અંડથી, અંડજ કહિયે તેહ. ૧૪૫

વ્યતીપાત યમ વૈધૃતજ, વિષ્ટિ ઘાત દ્વિજરાજ ;
ત્યાગ વિપ્રથી જાણિને, કર પ્રવેશ શુભ સાજ. ૩૦૧૮
અશુભ અર્ક કુજ ઋક્ષ શુભ, ચિત્રા રોહિણિ હોય ;
મૈત્ર ઉત્તરા ત્રણસુ મૃગ, રેવતિ જોતિષિ જોય. ૩૦૧૯
મધ્યમ અભિજિત શતભિષા, હસ્ત અશ્વિની જાણ ;
સ્વાતિ પુષ્ય ને શ્રવણમાં, ફરિથી થાય પ્રયાણ. ૩૦૨૦
શેષ બચ્યાં તે સૌ અશુભ, લગ્ન સ્થીર શુભ જાણ ;
દ્વિસ્વભાવ મધ્યમ ગણે, ચર અતિ અશુભ પ્રમાણ. ૩૦૨૧
લગ્ન શુદ્ધ વળિ ચંદ્રબળ, જોઈ વિચારે ફેર ;
ગવન ઋક્ષ જો લગ્નમાં, તે પ્હોંચે નહિ ઘેર. ૩૦૨૨
પરસ્થળ નિજ ગૃહથી જવે, માસ નવમ દિન નેષ્ટ ;
પ્હોંચે તેમ નપ્હોંચિયે, પ્હોંચે હોય ન શ્રેષ્ટ. ૩૦૨૩

## ચંદ્ર અંગ વાસ સ્થાન.

લગ્ને[૧] ત્રીજે પાંચમે, ચંદ્ર વાસ ગણ શીર ;
બીજે સપ્તમ ઉરવિષે, દશમ રૂદ્ર કર ધીર૧૧. ૩૦૨૪
શિર ઉર કર ત્રણ શુભ કહે, પદ નવ મધ્યમ પૃષ્ટ ;
અષ્ટમ ચતુર્થ દ્વાદશે, ચરણ વિશેષ નિદિષ્ટ. ૩૦૨૫

## ચંદ્રત્રિલોક વાસ.

તિથી પંચગુણિ ચંદ્રની, જે ગત રાશિ મિલાવ ;
ત્રણથી ભાગ લઇ જુઓ, બચે સુ સ્થાન ગણાવ. ૩૦૨૬
યુગ[૪] પતાલ[૧] શશિ સ્વર્ગમાં, શુન્યે મૃત્યુ લોક ;
સ્વર્ગ મૃત્યુ શુભ જાણવા, જો પતાળ તવ શોક. ૩૦૨૭

## ચંદ્રવર્ણ વિચાર.

મેષ સુ વૃશ્ચિક સિંહ શશિ, રક્ત યુદ્ધ કર હોય ;
વૃષભ તુલાને કર્ક શશિ, શ્વેત સિદ્ધિને જોય. ૩૦૨૮
મિથુન મીન ધન પીત શશિ, તે લક્ષ્મી દાતાર ;
કન્યા કુમ્ભ મકર શશી, કૃષ્ણ મૃત્યુ દેનાર. ૩૦૨૯

## ચંદ્ર ક્ષીણ પુષ્ટ.

વદ પંચમિથી થાય શશિ, શુદ્ધ પંચમિ લગિ ક્ષીણ ;
તારા બળ તવ લીજિયે, કહે જ્યોતિશિ પ્રવીણ. ૩૦૩૦

## પૂર્વાદિક દિશાના યાત્રિક નક્ષત્ર ઇત્યાદિ.

પૂર્વે અગ્નિ દિશિ ચલણની, તિથિ શુભ કરો પ્રયાણ ;
દશમી દ્વિતિયા પંચમી, સપ્તમિ તેરશ જાણ. ૩૦૩૧
રવિ કુજ ગુરૂ ભૃગુ વાર એ, કહૂં રૂક્ષ શુભ લેખ ;
કરિ અશ્વિનિ પ્રથમાર્ધપ્રિય, મૃગ સુધનેષ્ટા પેખ. ૩૦૩૨

## એનો દિશા શૂલ.

દિશા શૂલ શનિ સોમછે, નવમી પડવે જાણ ;
જ્યેષ્ટા ભરણી શ્રવણએ, પૂર્વ અગ્નિ તું પ્રમાણ. ૩૦૩૩

## દક્ષિણ નૈઋત્યના યાત્રિક નક્ષત્ર.

દ્વિત્તિયા દશમી સપ્તમી, શુક્ર ચંદ્ર કુજ મંદ ;
હસ્ત શ્રવણ મૃગ પુનરવસુ, દ્વિપદ યામ્ય સુખકંદ. ૩૦૩૪

## એનો દિશા શૂલ.

તેરસ પડવો પંચમી, સુરગુરુવાર વિચાર ;
અશ્વિનિ પંચક સકળ એ, દિશા શૂલ નિધાર. ૩૦૩૫

## પશ્ચિમ વાયવ્યના યાત્રિક નક્ષત્ર.

પશ્ચિમ વાયવ્ય ખુણના, દ્વિતિયા ત્રીજ વખાણ ;
દશમ ઇકાદશિ પંચમી, તેરશ એ તિથિ જાણ. ૩૦૩૬
સોમ શુક્ર ગુરુવારને, મૃગશિર અર્ધ પવિત્ર ;
અનુરાધા ઇતિ જાણિએ, શુભ કારક સુણ મિત્ર. ૩૦૩૭

## એનો દિશા શૂલ.

ષષ્ઠિ ચતુર્દશિ ભોમ રવિ, અશ્વિનિ પુષ્ય વિચાર ;
પશ્ચિમ વાવ્ય દિશા તણો, દિશાશૂલ ઉર ધાર. ૩૦૩૮

### ઉત્તર ઇશાનના યાત્રિક નક્ષત્ર.

ત્રીજ ઇકાદશિ પંચમી, સપ્તમિ તેરસ લેખ;
સુરગુરુ કવિ શનિવારને, જ્યોતિપિ અશ્વિનિ પેખ. ૩૦૩૯

### એનો દિશા શૂલ.

મૈત્ર પુષ્ય પૂષા ઈતી, પરદલ શુભ સુણ શૂલ;
રવિકુજ બુધ દૈ સપ્તમી, હસ્ત ઉક્ત પ્રતિકૂલ. ૩૦૪૦

### સપ્તવારના દિશાશૂલ નિવારણ.

પાન ખાય દર્પણ જુએ, મૂળો મધ સહ ચાર;
દહિં મરિ વળિ તલ તેલ એ, ક્રમે વાર ઉપચાર. ૩૦૪૧

### મધ્યાનોત્તર નિર્દોષ.

વ્યતીપાત વૈધૃત વળી, જન્મ નક્ષત્ર કુજ વિષ્ટ;
પરતરિ તારા ષષ્ટ એ, મધ્યાનોત્તર શિષ્ટ. ૩૦૪૨

### યાત્રા સમય મુહૂર્તાદિચતુર મત્ત.

પ્રથમ મુહૂર્ત શકુન અને, મનોત્સાહ દ્વિજ વાક;
ઉત્તર ઉત્તર એ પ્રબળ, મુની ચારની હાક. ૩૦૪૩
ભરદ્વાજ ગુરુ અંગિરા, જનાર્દન સહિત ચાર;
મુહૂર્તાદિ ક્રમથી કહ્યા, બુદ્ધિમંત નિર્ધાર. ૩૦૪૪

### ચતુરવર્ણની પ્રસ્થાન વસ્તુ.

બ્રાહ્મણને ઉપવિત્તશુભ, આયુધ ક્ષત્રિય જાણ;
વૈસ્યે ભૂષણ મૂકવૂં, શુદ્ર સુવસ્ત્ર વખાણ. ૩૦૪૫

### દિનઈષ્ટકાલ વિચાર.

શંકૂ આંગળ ત્રણતણી, છાયા શંકુ ભેળ;
ચોસેઠે ભાગી ધરો, ઇષ્ટકાલનો મેળ. ૩૦૪૬
લબ્ધ ઘટી પછિ શેષને, સાઠગણી કરિ દેય;
પછિ ત્રણથી ભાગી કરી, લબ્ધ પલા ગણિ લેય. ૩૦૪૭
ગત ઘટિકા મધ્યાનની, અંદર ઊપર શેષ;
ઇષ્ટકાલ સૂર્યાંશ ગણિ, જાણો લગ્ન વિશેષ. ૩૦૪૮

## ચંદ્રક્ષીણ પુષ્ટ.

વદ પંચમિથી થાય શશિ, શુદ્ધ પંચમિ લગિ ક્ષીણ ;
તારા બળ તવ લીજિયે, કહે જ્યોતિશિ પ્રવીણ. ૩૦૩૦

## પૂર્વાદિક દિશાના યાત્રિક નક્ષત્ર ઇત્યાદિ.

પૂર્વ અગ્નિ દિશિ ચલણની, તિથિશુભ કરો પ્રયાણ ;
દશમી દ્વિતિયા પંચમી, સપ્તમિ તેરશ જાણ. ૩૦૩૧
રવિ કુજ ગુરૂ ભૃગુ વાર એ, કહૂં રૂક્ષ શુભ લેખ ;
કરિ અશ્વિનિ પ્રથમાર્ધપ્રિય, મૃગ સુધનેષ્ટા પેખ. ૩૦૩૨

## એનો દિશા શૂલ.

દિશા શૂલ શનિ સોમછે, નવમી પડવે જાણ ;
જ્યેષ્ટા ભરણી શ્રવણએ, પૂર્વ અગ્નિ તું પ્રમાણ. ૩૦૩૩

## દક્ષિણ નૈઋત્યના યાત્રિક નક્ષત્ર.

દ્વિતિયા દશમી સપ્તમી, શુક્ર ચંદ્ર કુજ મંદ ;
હસ્ત શ્રવણ મૃગ પુનરવસુ, દ્વિપદ યામ્ય સુખકંદ. ૩૦૩૪

## એનો દિશા શૂલ.

તેરસ પડવો પંચમી, સુરગુરુવાર વિચાર ;
અશ્વિનિ પંચક સકળ એ, દિશા શૂલ નિધાર. ૩૦૩૫

## પશ્ચિમ વાયવ્યના યાત્રિક નક્ષત્ર.

પશ્ચિમ વાયવ્ય ખુણના, દ્વિતિયા ત્રીજ વખાણ ;
દશમ ઇકાદશિ પંચમી, તેરશ એ તિથિ જાણ. ૩૦૩૬
સોમ શુક્ર ગુરુવારને, મૃગશિર અર્ધ પવિત્ર ;
અનુરાધા ઇતિ જાણિએ, શુભ કારક સુણ મિત્ર. ૩૦૩૭

## એનો દિશા શૂલ.

પષ્ઠિ ચતુર્દશિ ભોમ રવિ, અશ્વિનિ પુષ્ય વિર
પશ્ચિમ વાવ્ય દિશા તણો, દિશાશૂલ ઉર ધા

### દ્વાદશ રાશી નામ.

મેષ વૃષભ ને મિથુન પછિ, કર્ક સિંહ પ્રિય ચીન;
કન્યા તૂલા વૃશ્ચિકસુ, ધન મકર કુમ્ભ મીન. ૩૦૮૦
પ્રથમ શીષ મુખ બાહુ ઉર, ઉદર અને કટિ જાણ;
વસન ગુહ્યને જાનુપછિ, જંઘ ચરણ ઉર આણ. ૩૦૮૧
જે સ્થળ ક્રૂર કઠોર ગ્રહ, પડે કરે અતિ દુઃખ;
સૌમ્ય ગ્રહ સઘળે સુગમ, અધિક વધારે સૂખ. ૩૦૮૨

### દ્વાદશ રાશી વર્ણ.

રક્ત શ્વેત ને હરિત વળિ, પાટલ પાન્ડુ વિચિત્ર;
કૃષ્ણ પિત્ત પિંગલ કર્બુર, બભ્રુ સ્વચ્છ પ્રિયમિત્ર. ૩૦૮૩
મેષાદિકના રંગ શુભ, દ્વાદશ વિધિ ઉર આણ;
ચરસ્થિર વળિ દ્વિસ્વભાવનાં, એકેક કર્મ જાણ. ૩૦૮૪
ચરસ્થિર વળિ દ્વિસ્વભાવ શુભ, અશુભ જાણવા નેક;
મેષાદિકમે જ્યોતિષી, કહેતા એહ વિશેક. ૩૦૮૫

### લગ્ન સ્ત્રી પુરૂષ.

મેષ મિથુન ને સિંહ ધન, તુલા કુમ્ભ નર જાણ;
વૃષભ કર્ક કન્યા મકર, વૃશ્ચિક મિન સ્ત્રિ વખાણ. ૩૦૮૬

### લગ્ન વાસ સ્થાન.

મેષ પૂર્વ દક્ષિણ વૃષભ, મિથુન સુપશ્ચિમ લેખ;
કર્ક ઉત્તરે સમજિયે, અવર એહક્રમ પેખ. ૩૩૮૭

### કાશ્યાં લગ્ન પ્રમાણ.

મેષ મીનની ત્રણ ઘટી, પલ એકતાલિસ જાણ;
ચાર ઘટીને તેર પલ, વૃષભ કુમ્ભનિ પ્રમાણ. ૩૦૮૮
મિથુન મકરની જાણિયે, ઘટીપાંચ પલ ચાર;
કર્ક સુધનની પાંચ ઘટિ, ચાળિસ પલ પ્રિય ધાર. ૩૦૮૯
સિંહસુ વૃશ્ચિક પાંચ ઘટિ, પિસ્તાળિસ પલ સાર;
પાંચ ઘટી પાંત્રીશ પલ, કન્યા તુલા વિચાર. ૩૦૯૦

સૂર્ય ગ્રહણ સંધી પ્રકટ, રીત વિશેપ વિચાર ;
વળી ચંદ્ર નક્ષત્રથી, સૂર્ય નક્ષત્રજ ધાર. ૩૦૭૩
ગણી અંક તે માંહ્યથી, બાદેકાદશ અંક ;
શેષ ષોડશજ સૂર્યનૂં, તવ ત્યાં ગ્રહણ નિશંક. ૩૦૭૪

### સ્ત્રીને નવાં આભૂષણ પ્હેરવાનાં નક્ષત્ર.

સ્વાતિ વિશાખા રેવતી, અનુરાધા સહ ચાર ;
હસ્ત ધનેષ્ટા અશ્વિની, ચિત્રા અષ્ટવિકાર. ૩૦૭૫

### પુરૂષા ભૂષણ પ્હેરવાના નક્ષત્ર.

આઠ કહ્યાં જે નારિનાં, તે સૌ ગણવાં સાર ;
ત્રણ ઉત્તરાસુ રોહિણી, પુષ્ય પુનર્વસુ ધાર. ૩૦૭૬

### નવિન વસ્ત્ર પ્હેરવાનાં શુભા શુભ નક્ષત્ર ચક્ર.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અ.. | બહુ વસ્ત્ર પ્રાપ્તી. | મ. | મૃત્યુ. | મૂ. | સર્વદા આદર. |
| ભ. | વસ્ત્ર નાશ. | પૂ. | રાજભય. | પૂ. | રોગ પ્રાપ્તિ. |
| કૃ. | વસ્ત્ર અગ્નિ ભય. | ઉ. | દ્રવ્ય લાભ. | ઉ. | મિષ્ટાન્ન પ્રાપ્તિ. |
| રો. | દ્રવ્ય લાભ. | હ. | કાર્ય સિદ્ધિ. | શ્ર. | નયન રોગ |
| મૃ. | મુષક ભક્ષ. | ચિ. | અગ્નિથી મૃત્યુ. | ધ. | ધાન્ય પ્રાપ્તિ. |
| આ. | મૃત્યુ. | સ્વા. | મિષ્ટાન્ન પ્રાપ્તિ. | શ. | વિપ ભય. |
| પુ. | દ્રવ્ય લાભ. | વિ. | લોક વલ્લભ. | પૂ. | જલ ભય |
| પુ. | દ્રવ્ય લાભ. | અ. | મિત્ર પ્રાપ્તિ. | ઉ. | દ્રવ્ય પ્રાપ્તિ. |
| અશ્લે. | વસ્ત્ર હાની. | જ્યે. | વસ્ત્ર હાની. | રે. | રત્ન લાભ. |

### ત્રિપુષ્કર યોગ.

ભદ્રાતિથિ વળિ ક્રૂરદિન, વિપમ રાશિ ઉડુઅંત ;
યોગ ત્રિપુષ્કર લાભ વય, ત્રિગુણ કહે ગુણવંત. ૩૦૭૭

### પર્યંક ભરાવવાને શુભા શુભ વિચાર.

પિતૃપક્ષ શ્રાવણ ભરણિ, પૌપ ભાદ્રપદ નેષ્ટ ;
બુધ કુજ શનિ પંચક અશુભ, ભર પર્યંક નશ્રેષ્ઠ. ૩૦૭૮
દિતિ મૃગ અર્યમ પુષ્ય કરિ, ધાત્રિ વિશ્વ હય મિત્ર ;
માસ શેષ દિન શુભ મહા, મધ્યમ ભ ગણ વિચિત્ર. ૩૦૭૯

## દ્વાદશ રાશી નામ.

મેષ વૃષભ ને મિથુન પછિ, કર્ક સિંહ પ્રિય ચીન;
કન્યા તૂલા વૃશ્ચિકસુ, ધન મકર કુમ્ભ મીન. ૩૦૮૦
પ્રથમ શીષ મુખ બાહુ ઉર, ઉદર અને કટિ જાણ;
વસન ગુહ્યને જાનુપછિ, જંઘ ચરણ ઉર આણ. ૩૦૮૧
જે સ્થળ ક્રૂર કઠોર ગ્રહ, પડે કરે અતિ દુઃખ;
સૌમ્ય ગ્રહ સધળે સુગમ, અધિક વધારે સૂખ. ૩૦૮૨

## દ્વાદશ રાશી વર્ણ.

રક્ત શ્વેત ને હરિત વળિ, પાટલ પાન્ડુ વિચિત્ર;
કૃષ્ણ પિત્ત પિંગલ કર્બુર, બભ્રુ સ્વચ્છ પ્રિયમિત્ર. ૩૦૮૩
મેષાદિકના રંગ શુભ, દ્વાદશ વિધિ ઉર આણ;
ચરસ્થિર વળિ દ્વિસ્વભાવનાં, એકેક કર્મ જાણ. ૩૦૮૪
ચરસ્થિર વળિ દ્વિસ્વભાવ શુભ, અશુભ જાણવા નેક;
મેષાદિક્રમે જ્યોતિષી, કહેતા એહ વિશેક. ૩૦૮૫

## લગ્ન સ્ત્રી પુરૂષ.

મેષ મિથુન ને સિંહ ધન, તુલા કુમ્ભ નર જાણ;
વૃષભ કર્ક કન્યા મકર, વૃશ્ચિક મિન સ્ત્રિ વખાણ. ૩૦૮૬

## લગ્ન વાસ સ્થાન.

મેષ પૂર્વ દક્ષિણ વૃષભ, મિથુન સુપશ્ચિમ લેખ;
કર્ક ઉત્તરે સમજિયે, અવર એહક્રમ પેખ. ૩૩૮૭

## કાશ્યાં લગ્ન પ્રમાણ.

મેષ મીનની ત્રણ ધટી, પલ ઇકતાલિસ જાણ;
ચાર ધટીને તેર પલ, વૃષભ કુમ્ભનિ પ્રમાણ. ૩૦૮૮
મિથુન મકરની જાણિયે, ધટીપાંચ પલ ચાર;
કર્ક સુધનની પાંચ ધટિ, ચાળિસ પલ પ્રિય ધાર. ૩૦૮૯
સિંહસુ વૃશ્ચિક પાંચ ધટિ, પિસ્તાળિસ પલ સાર;
પાંચ ધટી પાંત્રીશ પલ, કન્યા તુલા વિચાર. ૩૦૯૦

### લગ્ન સ્વરૂપ.

મેષ વૃષભ મૃગપતિ ભખે, અર્ધસુ ધનનો અંત ;
અર્ધ મકર પદ પ્રથમ હે, ચાર પાદ ગુણવંત. ૩૦૫૧
કુમ્ભ મીન સર્વાંગ વળિ, મકર સાર્ધ જળ જંત ;
વૃશ્ચિક કર્ક ઉભય ભણે, અગ્નિચિંતસુ ધિમંત. ૩૦૫૨
તુલા મિથુન કન્યા સુધન, અંગ અર્ધજ ગણંત ;
નર સ્વરૂપ ઉરમાં ધરો, જેહ ધરે સૌ સંત. ૩૦૫૩

### લગ્ન સ્વભાવ.

લગ્ન મેષ ધન સિંહ એ, ત્રણછે અગ્નિ સ્વભાવ ;
વૃષભ મકર કન્યા તણો, ગુણિજન ક્ષિતિનો ભાવ. ૩૦૫૪
મિથુન તુલાને કુમ્ભની, પ્રકૃતિ વાયુ સુવિચાર ;
મીન કર્ક વૃશ્ચિક તણો, નીર નિપુણ નિર્ધાર. ૩૦૫૫

### લગ્ન સબલ.

સૌમ્ય ગૃહ જહેને ગણે, કે ત્હેમાં તે હોય ;
નિશ્ચય કરિને જાણિયે, સબળ લગ્ન તે સોય. ૩૦૫૬
પ્હેલા ઘરમાં નર લગન, સપ્તમ અગ્નિ સ્વભાવ ;
દશમે ઘર ચોપદ સબળ, ચોથે નીર બતાવ. ૩૦૫૭
રાત્રિ લગ્ન ચોપદ સબળ, અગ્નિ સ્વભાવનિ સાંઝ ;
જેહનિ જળની પ્રકૃતિ તે, સબળ સકાળામાંઝ. ૩૦૫૮

### લગ્નોદય વિચાર.

મકર મેષ વૃષ કર્ક ધન, ઉદય પૃષ્ઠથી આશ ;
લગ્ન પંચ સુખ સંચ હિત, જોતિષિ ગણિત પ્રકાશ. ૩૦૫૯
મિથુન સિંહ કન્યા તુલા, વૃશ્ચિક કુમ્ભ પર લેખ ;
રાત્ર દિવસ આકાશમાં, ઉદય શીર્ષથી પેખ. ૩૧૦૦
ઉદય મીન ઉભયોદયજ, બે બાજુ થકી લક્ષ ;
ગ્રંથકાર જ્યોતિષ વિષે, સંજ્ઞા કહિ પ્રત્યક્ષ. ૩૧૦૧
મિથુન વિના શિર્ષોદયસ, કહિ દિવસે બળવાન ;
એ શિવાય રાશી સકળ, નિશિયે બળિ સન્માન. ૩૧૦૨

## ગ્રહ રાશિ જ્ઞાન.

અશ્વિનિ ભરણી કૃત્તિકા, પાયે મેષ ગણાય ;
ત્રણપદ કૃત્તિકા રોહિણી, મૃગાર્ધ વૃષભ ભણાય. ૩૧૦૩
મૃગશિરાર્ધ આર્દ્રા અને, પુનર્વસૂ ત્રણ પાદ ;
મિથુન જાણ વળિ પુનર્વસુ, તણો ગણે ઇક પાદ ૩૧૦૪
પુષ્યાશ્લેષાન્તે કરક, મઘા પૂર્વફાલ્ગૂન ;
ઉત્તરા પાયે સિંહ વળિ, ત્રણ ઉત્તરા નમૂન. ૩૧૦૫
હસ્ત ચિત્રાર્ધ કહી સુગમ, કન્યા વળી વિચાર ;
ચિત્રાર્ધ સ્વાતિ વિશાખા, પાદ ત્રણ તુલા સાર. ૩૧૦૬
વિશાખ પાદસુ એકને, અનુરાધા ઉર આણ ;
જ્યેષ્ટાન્તે વૃશ્ચિક લહો, વળી મૂળસુ પ્રમાણ. ૩૧૦૭
પૂર્વા ષાઢા ઉત્તરા, પાયે ધન શુભ લેખ ;
ઉત્તરા પાદ ત્રણ શ્રવણ, ધનેષ્ટાર્ધ મકર પેખ. ૩૧૦૮
ધનેષ્ટાર્ધને શતભિષા, પૂર્વાભાદ્રપદ જાણ ;
ત્રણ પાદાંતે કુમ્ભ વળિ, મીન વિશેષ વખાણ. ૩૧૦૯
પૂર્વાભાદ્રપદ એકપદ, ઉત્તરાભાદ્રપદ પૂર્ણ ;
રેવત્યાન્તે મીન સહ, ગ્રહરાશી સમ્પૂર્ણ. ૩૧૧૦

## સ્પષ્ટ રાશી જ્ઞાન.

### ચોપાઇ.

ચૂચે ચોલા અશ્વિનિ જાણ, લીલૂ લેલો ભરણિ વખાણ ;
આ ઈ ઊ એ કૃત્તિકા લેખ, ઓવા વીવૂ રોહિણિ પેખ. ૩૧૧૧
વે વો કકી મૃગશિર્ષ પ્રમાણ, કૂ ઘ ઙ છ આર્દ્રા એ ધાણ ;
કે કો હહિ સુપુનરવસુ નેક, હુ હે હો ડા પુષ્ય વિશેક. ૩૧૧૨
ડી ડૂ ડે ડો શ્લેષા સાર, મમિ મૂમે પ્રિય મઘા વિચાર ;
મોટા ટીટૂ પૂર્વા ફાલ્ગુની, ટેટા પપિ ઉત્તરાફાલ્ગુની. ૩૧૧૩
પુષણ ઠ હસ્તે જો નિર્ધાર, પેપો રારી ચિત્રા ધાર;
રૂ રે રોતા સ્વાતિ સુજાણ, તીતૂ તે તો વિશાખ જાણ. ૩૧૧૪
નની નૂને અનુરાધા લેખ, નોયા યીયૂ જ્યેષ્ટા પેખ ;
યેયો ભભી મૂલ નહિંરાઢ, ભૂધા ફાઢા પૂર્વા પાઢ. ૩૧૧૫

બે બો જ જી ઉત્તરાષાઢ, જૂજે જોપ અભિજિત નહિં રાઢ;
ખી ખૂ ખે ખો શ્રવણ વિચાર, ગ ગી ગૂગે જ ધનેષ્ટા સાર. ૩૧૧૬
ગો સ સી સૂ શતભિષા વખાણ. દલપતિ જો શુભ રીત પ્રમાણ;
સે સો દદિ પૂર્વા ભાદ્રપદા, દૂથાઝજ ઉત્તરાભાદ્રપદા. ૩૧૧૭
દેદો ચચી રેવતી સુજાણ, અષ્ટવિંશ નક્ષત્ર પ્રમાણ;
નક્ષત્ર નામ અક્ષર સાર, દલપતિ સ્પષ્ટ રાશિ ઉરધાર. ૩૧૧૮

## પુનઃ નષ્ટ રાશિ જ્ઞાન.

### મનહર છંદ.

પ્રથમેજ આલા મેશ ઉબા વૃષ જાણિ લીજે,
કાછા છે મિથુન ડાહા કરક વખાણિયે.
માટા સિંહ પાઠા કન્યા રાતા તુલા જાણિ લેય,
નોયા કહિ વૃશ્ચિકસુ કવિ ઉર આણિયે;
ભાધા ફાઢા ધન મન જોતિષિ વિચારિ જોઇ,
જાખા છેમકર ગોસા કુમ્ભ નેજ જાણિયે;
દાચા દૂથામીન સુણિ લઇયે પ્રવીણ રાશી,
બાર નષ્ટથકી નામ, પંડિત પ્રમાણિયે; ૩૧૧૯

## નામ વિચાર.

### દોહરા.

રણ વિવાદ સેવા વણજ, નામ રાશિ સુપ્રધાન;
ગૃહ વિચાર સુવિવાહ વળિ, યાત્રા જન્મ તું માન. ૩૧૨૦

## દ્વાદશ ગ્રહ જન્મ કુન્ડલી નામ.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
તન ધન સહજ સુહૃદ સુસુત, રિપુ જાયા પછિ મૃત્ય;
૯ ૧૦ ૧૧ ૧૨
ધર્મ કર્મ વળિ આયુ વ્યય, જન્મ કુન્ડલી કૃત્ય. ૩૧૨૧

## પુનઃ કેન્દ્રાદિનામ સંજ્ઞા.

તન ચોથૂં સપ્તમ દશમ, ચતુર તું કેન્દ્ર વખાણ;
પંચમ નવમૂં જે ભુવન, તેહત્રિકોણ સુજાણ. ૩૧૨૨

મચ્છરાદિછે સ્વેદથી, સ્વેદજ ત્હેને જાણ ;
વૃક્ષાદિક ઉદ્‌ભિજ ગણે, ચતુર્થ જગમાં ખાણ. ૧૪૬

### ચોર્યાશી લક્ષ યોની ભેદ.

યોની લક્ષ ચોર્યાશિ ગણુ, જળચર નવ લખ સાર ;
સ્થાવર સત્તાવિશ કહું, કૃમી કીટ અગિયાર. ૧૪૭
વળિ પક્ષી દશ ગણત મુનિ, ચોપગ તેવિશ સાર ;
ચાર લક્ષ મનુષ્ય ગણિ, ચોર્યાશી ચિત ધાર. ૧૪૮

### ચતુર યુગ.

સતયુગ ત્રેતાને ત્રિજે, દ્વાપર કળિયુગ ચાર ;
ચતુર્થ યુગ સમુદાયનાં, વર્ષ હવે તું વિચાર. ૧૪૯

### ચતુર યુગ ચોકડી વર્ષ સમુદાય.

તેંતાળિ લક્ષ વર્ષને, ઊપર વીશ હજાર ;
એક ચોકડી યુગ તણી, ત્હેનો કહ્યો વિચાર. ૧૫૦

### કલ્પાર્થ પ્રકાશ.

એવી એવી ચોકડી, યુગ જવ જાય હજાર ;
તવ બ્રહ્માનો એક દિન, કલ્પ નામ નિર્ધાર. ૧૫૧

### પ્રલય વિધિ.

નિત્ય નિમિત્તિક પ્રાકૃતિક, મહા પ્રલય ઉર આણ ;
ઉપજી નાશે જીવજે, નિત્ય પ્રલય તું પ્રમાણ. ૧૫૨
માર્કન્ડેય પ્રલય ગણો, નિમિત્ત કહાવે જેહ ;
બ્રહ્માજીની રાત્રને, પ્રાકૃતીક મુનિ કેહ. ૧૫૩
આયુ દિવ્યનિજ વર્ષ શત, બ્રહ્માજીનાં થાય ;
મહા પ્રલયછે મરણ તે, કહે સકળ મુનિરાય. ૧૫૪

### ચતુર બ્રહ્માન્ડનાં સર્વસ

નિગમાગમ ને સ્મૃતિ વળી, ચોથે જાણ પુરાણ ;
એ સર્વસ બ્રહ્માન્ડનાં, મુનિજન કરે વખાણ. ૧૫૫

ત્રીજું અષ્ટ અગિયારમૂં, ષટ્ દશમૂ ઘર લેખિ ;
જ્હેને ઉપચય કહત કવિ, ગ્રંથાન્તર મત દેખિ. ૩૧૨૩
ત્રણ ષટ્ નવમૂં બારમૂં, આપોકલીમ વખાણ ;
બીજું પાંચમૂં અષ્ટમૂં, અગિયારમું ક્રૂર જાણ. ૩૧૨૪
ચોથું આઠમૂં એહની, ચતુરસ્ત્ર સંજ્ઞા લેખ ;
બીજું સાતમૂં એહની, મારક સંજ્ઞા પેખ. ૩૧૨૫
વળિ બીજૂં ને બારમૂં, સંજ્ઞા નેત્ર વિચાર ;
ષટ્સુ અષ્ટ દ્વાદશ તણી, ત્રિક સંજ્ઞા ચિતધાર. ૩૧૨૬

## દ્વાદશ ગ્રહ જન્મ કુન્ડલી સ્પષ્ટ વિચાર.

પ્રથમ લગનથી જાણિયે, તનનો વર્ણ અનૂપ ;
આવરદાનો ભેદ વળિ, સુખ દુખ સબળ સ્વરૂપ. ૩૧૨૭
બીજા ઘરથી જાણિયે, ધનપ્રાપ્તિ અભિરામ ;
વળી વણજ કે વસ્તુનૂં, યત્ન કરે શુભ ધામ. ૩૧૨૮
ત્રીજે પરિજન દેશનો, ભાઇ ભગિની વિચાર ;
અને ચપળતા શૂરતા, ચાકર ચરવાદાર. ૩૧૨૯
ચોથા ઘરથી જાણિયે, ભેદ મિત્ર વળિ માત ;
બાગ ક્ષેત્ર વાહન અયન, જાણો સુખની વાત. ૩૧૩૦
પંચમ ઘરથી જાણીયે, ભેદ ભાવ સન્તાન ;
ગર્ભ મંત્ર વાણી વિબુધ, વિદ્યા બુદ્ધિ મન ગાન. ૩૧૩૧
ષષ્ટમ રિપુ ભય દ્દષ્ટિ દુખ, ભ્રાત માત ગુણવાન ;
લડવું મિત્રાદિક તણૂ, વળિ વરદાતા માન. ૩૧૩૨
સપ્તમ વાણિજ્ય વ્યાજ વળિ, લડવૂં રિપુથી જાણ ;
ફરિ વિદેશ સુખ આવવૂં, ઇચ્છા ફળ સ્ત્રિ વખાણ. ૩૧૩૩
અષ્ટમ ઘરથી જાણિયે, જીવન મર્ણનિ આડ ;
ગૈ વસ્તુ જડવી ફરી, કરવી રિપુસૂં રાઢ. ૩૧૩૪
નવમાં ગૃહથી જાણિયે, ધર્મ યજ્ઞ વળિ દાન ;
મ્હેલાદિક બંધાવવાં, વળી જળાશય માન. ૩૧૩૫
દશમા ગૃહથી રાજ વિધિ, તાત ભેદ વળિ મિત્ર ;
સકળ વાત આકાશની, મેહ વૃષ્ટિ સુપવિત્ર. ૩૧૩૬

એકાદશગૃહ લાભનૂં, વિદ્યા ભૂષણ માલ;
હય હસ્તી ધન ધાન્ય વળિ, આવરદા શુભ બાલ. ૩૧૩૭
દ્વાદશમૂં ગૃહ ખરચનૂં, બંદિ ભેદપણ જાણ;
વળી કર્મ ખેતી સકળ, સુખ આનંદ વખાણ. ૩૧૩૮

## નવગ્રહનામ.

સૂર્ય ચંદ્ર મંગળ અને, બુધ ગુરુ શુક્ર સુજાણ;
શની રાહુ કેતૂ મળી, નવગ્રહ નામ પ્રમાણ. ૩૧૩૯

## ગ્રહરાશિસ્વામી.

મેષસુ વૃશ્ચિક ભોમપતિ, વૃષતુલ શુક્ર ઠરાવ;
મિથૂન કન્યા બૂધ ધન, મીન ગુરૂ ચિત લાવ. ૩૧૪૦
મકર કુમ્ભ સ્વામીશની, સૂર્યસિંહ ચિતધાર;
કર્કરાશિપતિ ચંદ્રમા, એરિત સ્વામિ વિચાર. ૩૧૪૧

## ગ્રહવાસદિશા.

સૂર્ય વાસ દિશિ પૂર્વમાં, શુક્ર અગ્નિખુણ જાણ;
દક્ષિણ દિશિ મંગલ વસે, નૈરુત્ય રાહુ પ્રમાણ. ૩૧૪૨
પશ્ચિમદિશિ શનિ જાણિયે, વાયવ્યે શશિવાસ;
ઉત્તરદિશિમાં બુધવસે, ગુરૂ ઇશાન નિવાસ. ૩૧૪૩

## ગ્રહસૌમ્ય ક્રૂર.

સૂર્ય શની મંગળ અને, રાહુ કેતુ ગ્રહક્રૂર;
બુદ્ધ બૃહસ્પતિ શુક્ર વળિ, ચંદ્ર સૌમ્ય સુખપૂર. ૩૧૪૪

## ગ્રહસ્ત્રીપુરૂષ નપુંસક.

રાહુ કેતુ ગુરુ ભોમ રવિ, પાંચ પુરૂષ વખાણ;
શુક્ર ચંદ્ર નારીશની, બુદ્ધનપૂંસક જાણ. ૩૧૪૫

## ગ્રહ જાતી.

વિપ્ર બૃહસ્પતિ શુક્રએ, ક્ષત્રિભોમ રવિનેક;
ચંદ્ર વૈશ બુધ શુદ્રછે, શનિ અંત્યજ સુવિશેક. ૩૧૪૬

### ગ્રહરંગ.

રક્ત શ્યામ શ્રીસૂર્ય વળિ, ગૌરચંદ્ર અભિરામ ;
રક્ત ગૌર મંગળ સમજ, બુધ દુર્વાદલ શ્યામ. ૩૧૪૭
ગૌરપીત ગુરૂ શ્વેત ભૃગુ, કૃષ્ણ શનિશ્ચર જાણ ;
રાહુઅંગ કાળું સમજ, ધુમ્ર કેતુજ પ્રમાણ. ૩૧૪૮

### ગ્રહઅવસ્થા.

બુધશિશુ મંગલ તરુણ શશિ, શુક્ર મધ્ય વય સાર ;
રવિ શનિ સુરગુરુ જાણવા, કહૂં વૃદ્ધ સુખકાર. ૩૧૪૯
ચાર અવસ્થામા શશી, પોતાના ગુણ લેય ;
જન્મ કુંન્ડલી શુભ અશુભ, ક્રમ ચારેફળ દેય. ૩૧૫૦

### ગ્રહત્રિગુણ.

રવિ શશિ સુરગુરુ એ ગ્રહો, સત્વગુણીજ ભણાય ;
શુક્ર બુદ્ધ એ બે ગ્રહો, રજો પ્રકૃતિ ગણાય. ૩૧૫૧
રાહુકેતુ શનિ ભોમિસુત, તમો ગુણીજ પ્રમાણ ;
સ્વભાવમળતા જો ગ્રહો, મળેતોજ બળજાણ. ૩૧૫૨
જો ગ્રહ રવિસંગે પડે, તે ગ્રહનિર્બળ માન ;
માત્ર એક બુદ્ધ સબળછે, જ્યોતિષિ જો ગુણવાન. ૩૧૫૩

### ગ્રહ ઉચ્ચ નીચ સ્થાન.

અજ વૃષ મૃગ કન્યા કરક, મીન તુલા એ જાણ ;
સાતે ગ્રહક્રમ ઉચ્ચ સ્થળ, નીચજ સપ્ત પ્રમાણ. ૩૧૫૪

### ગ્રહ ઉચ્ચાંશ.

દશ ત્રણ અઠ્ઠાવીંશ તિથિ, પંચ સપ્તવિશ વીશ ;
રાહુ મિથુન ને કેતુ ધન, ત્રણત્રણ અંશ ગણીશ. ૩૧૫૫

### પુનઃ-

જે ગ્રહથી બીજે ત્રીજે, બેઠા ગ્રહ જો કોય ;
૧૧ ૧૨
કે ચોથે દશમે ભુવન, રુદ્રે સૂર્યે હોય. ૩૧૫૬

મિત્ર હોય જે ગૃહવિષે, તો બમણું હિત જાણ ;
સહજ હોય જે ગૃહવિષે, તો તે વેરિ પ્રમાણ. ૩૧૫૭

### ગ્રહદ્રષ્ટિ.

ત્રિદશ.ત્રિભુજ ચતુરષ્ટગ્રહ, ક્રમથી દેખે તેય ;
શનિ ગુરુ મંગલ એકએ, ત્રણ ચરણ તું ગણી લેય. ૩૧૫૮
સપ્તમ સૌગ્રહ દેખતા, ચાર ચરણથી જાણ ;
લગ્ન ૨ સ્થાન ગ્રહની સદા, પૂરણ દૃષ્ટિ વખાણ. ૩૧૫૯

### ગ્રહ સબલં.

ઉચ્ચસ્થળ ગ્રહઆપણે, સૌમ્ય ગ્રહસું મળિ જોય ;
મિત્ર દૃષ્ટિ સંયુક્ત થૈ, તો તે સબલજ હોય. ૩૧૬૦
શશિ મંગલ શનિ સબલનિશિ, શુક્ર સૂર્ય દિનમાંઝ ;
બુદ્ધ સબલ રાત્રીદિવસ, જો સવાર વા સાંઝ. ૩૧૬૧
શશિ ભૃગુ બુદ્ધ ગુરૂ સબળ, સદા શુક્લપક્ષેજ ;
રાહુકેતુ શનિસૂર્ય કુજ, સબળ કૃષ્ણપક્ષેજ. ૩૧૬૨
ચંદ્રશુક્ર ગુરુ સબલછે, પુરુષ લગ્નમા જાણ ;
બીજાસૌ બ૩ળવંતછે, નારી લગ્ન પ્રમાણ. ૩૧૬૩
ગુરૂબુદ્ધ તન ગૃહસબલ, શશિ ભૃગુ ચોજોમિત્ર .
શનિગ્રહસપ્તમ સૂર્યકુજ, દશમે સ્થાન પવિત્ર. ૩૧૬૪
બુદ્ધથાય કદિ વક્રતો, તે અતિ સબલજ માન ;
એમાં કંઇ સંદેહ નહિં, પોતે મન અનુમાન. ૩૧૬૫

### ગ્રંથાન્તરે દશ વર્ગનામ.

પ્રથમ જન્મકુન્ડલિ અને, હોરા વળિ દ્રેશકાણ ;
સપ્તમાંશ નવમાંશને, દશાંશ દ્વાદશ જાણ. ૩૧૬૬
ષોડશાંશ ત્રીશાંશ વળિ, ષષ્ટિઅંશ દશ સાર ;
વિષમ રાશિમાં સૂર્યની, હોરા અંશ વિચાર ; ૩૧૬૭
પંદર અંશ સુધી ગણે, તેપછી ચંદ્રનિ જાણ ;
સમરાશીમાં ચંદ્રની, પંદર અંશ વખાણ. ૩૧૬૮

તે પછી થાતી સૂર્યની, ગણિત ભેદ ઉર આણ ;
રાશિપ્રથમ દશ અંશલગિ, પોતાથિ દ્રેશકાણ. ૩૧૬૯
દશથી વીશજ અંશ તો, પંચમ રાશિથિ લેખ ;
વીશથિ છેવટ સુધિ ગણે, નવમ રાશિથી પેખ. ૩૧૭૦
વિષમરાશિ પોતાથકી, સપ્તમાંશ ગણનેક.
સમરાશી પોતાથકી, સપ્તમથી સુવિવેક. ૩૧૭૧
ચરરાશી પોતાથકી, નવમાંશગણે સાર ;
સ્થિરમાં નવમીથી ગણે, નવમાંશજ સુવિચાર. ૩૧૭૨
દ્વિસ્વભાવ પંચમ થકી, ગણતા જો નવમાંશ;
વિષમ માંહ્ય પોતાતણી, રાશિથિ ગણ સુદશાંશ. ૩૧૭૩
સમમાં નવમી રાશિથી, જ્યોતિવિ ગણે દશાંશ ;
સર્વરાશિ પોતાતણી, રાશીથિ દ્વાદશાંશ. ૩૧૭૪
પોતાની રાશી થકી, શોડશાંશ શુભ જાણ ;
વિષમમાંહ્ય જો ચતુરમુખ, હરિહર ભાનુક્રમ નાણ. ૩૧૭૫
સમરાશીમાં ઉલટ ક્રમ, એ રીત ષોડશાંશ :
વિષમમાંહ્ય મંગલ શની, ગુરુ બુધ શુક્ર પ્રશંશ. ૩૧૭૬
પાંચ પાંચને આઠવળિ, સાત પાંચ ગણઅંશ:
સમમાં એહ વિલોમ ગણ, શુભરીતેજ ત્રિશાંશ. ૩૧૭૭
પોતાની રાશી થકી, ગણતાં શષ્ટી અંશ ;
વિસ્તારી હરિગીતમાં, દલપતિ કરે પ્રશંશ. ૩૧૭૮

## હરિગીત છંદ.

૧ ૨ ૩ ૪
વિષમ રાશિમાં ઘોર રાક્ષસ દેવ કુબેર શુભ નામછે;
૫ ૬ ૭ ૮ ૯ ૧૦
રક્ષોગણા કિન્નર ભ્રષ્ટ કુલઘ્ન ગરલ અગ્નિ અભિરામછે;
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫
માયા પ્રેતપુરૂષ વરૂણ ને દેવગણેશ કલા કહી ;
૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨
અહિભાગ વળિ અમૃતાંશુ ચંદ્ર મૃદુ કોમલ પદ્મ લક્ષ્મી લહી. ૩૧૭૯
૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮
વાગીશ દિગમ્બર દેવ આર્દ્ર કલિનાશ ક્ષિતિશ્વર લેખતા;
૨૯ ૩૦ ૩૧ ૩૨ ૩૩
કમલાકર મંદાત્મજ વળિ મૃત્યૂ કાલ દાવાગ્ની પેખતા ;

તે પછી થાતી સૂર્યની, ગણિત ભેદ ઉર આણુ;
રાશિપ્રથમ દશ અંશલગિ, પોતાથિ દ્રેશકાણુ. ૩૧૬૯
દશથી વીશજ અંશ તો, પંચમ રાશિથિ લેખ;
વીશથિ છેવટ સુધિ ગણે, નવમ રાશિથી પેખ. ૩૧૭૦
વિષમરાશિ પોતાથકી, સપ્તમાંશ ગણુનેક.
સમરાશી પોતાથકી, સપ્તમથી સુવિવેક. ૩૧૭૧
ચરરાશી પોતાથકી, નવમાંશગણે સાર;
સ્થિરમાં નવમીથી ગણે, નવમાંશજ સુવિચાર. ૩૧૭૨
દ્વિસ્વભાવ પંચમ થકી, ગણતા જો નવમાંશ;
વિષમ માંહ્ય પોતાતણી, રાશિથિ ગણુ સુદશાંશ. ૩૧૭૩
સમમાં નવમી રાશિથી, જ્યોતિવિ ગણે દશાંશ;
સર્વરાશિ પોતાતણી, રાશીથિ દ્વાદશાંશ. ૩૧૭૪
પોતાની રાશી થકી, શોડશાંશ શુભ જાણુ;
વિષમમાંહ્ય જો ચતુરમુખ, હરિહર ભાનુક્રમ નાણુ. ૩૧૭૫
સમરાશીમાં ઉલટ ક્રમ, એ રીત ષોડશાંશ:
વિષમમાંહ્ય મંગલ શની, ગુરુ બુધ શુક્ર પ્રશંશ. ૩૧૭૬
પાંચ પાંચને આઠવળિ, સાત પાંચ ગણુઅંશ:
સમમાં એહ વિલોમ ગણુ, શુભરીતેજ ત્રિશાંશ. ૩૧૭૭
પોતાની રાશી થકી, ગણતાં શષ્ટી અંશ;
વિસ્તારી હરિગીતમાં, દલપતિ કરે પ્રશંશ. ૩૧૭૮

## હરિગીત છંદ.

વિષમ રાશિમાં [1]ઘોર [2]રાક્ષસ [3]દેવ [4]કુબેર શુભ નામછે;
[5]રક્ષોગણ [6]કિન્નર [7]ભ્રષ્ટ [8]કુલઘ્ન [9]ગરલ [10]અગ્નિ અભિરામછે;
[11]માયા [12]પ્રેતપુરૂષ [13]વરુણ ને [14]દેવગણેશ [15]કલા કહી;
[16]અહિભાગ વળિ [17]અમૃતાંશુ [18]ચંદ્ર [19]મૃદુ [20]કોમલ [21]પદ્મ [22]લક્ષ્મી લહી. ૩૧૭૯
[23]વાગીશ [24]દિગમ્બર [25]દેવ [26]આર્દ્ર [27]કલિનાશ [28]ક્ષિતિશ્વર લેખતા;
[29]કમલાકર [30]મંદાત્મજ વળિ [31]મૃત્યૂ [32]કાલ [33]દાવાગ્ની પેખતા;

મિત્ર હોય જે ગૃહવિષે, તો બમણું હિત જાણ;
સહજ હોય જે ગૃહવિષે, તો તે વેરિ પ્રમાણ. ૩૧૫૭

## ગ્રહદ્રષ્ટિ.

ત્રિદશ.ત્રિભુજ ચતુરષ્ટગ્રહ, ક્રમથી દેખે તેય;
શનિ ગુરુ મંગલ એકએ, ત્રણ ચરણ તું ગણી લેય. ૩૧૫૮
સપ્તમ સૌગ્રહ દેખતા, ચાર ચરણથી જાણ;
લગ્ન [૨] સ્થાન ગ્રહની સદા, પૂરણ દૃષ્ટિ વખાણ. ૩૧૫૯

## ગ્રહ સબલં.

ઉચ્ચસ્થળ ગ્રહઆપણે, સૌમ્ય ગ્રહસું મળિ જોય;
મિત્ર દૃષ્ટિ સંયુક્ત થૈ, તો તે સબલજ હોય. ૩૧૬૦
શશિ મંગલ શનિ સબલનિશિ, શુક્ર સૂર્ય દિનમાંઝ;
બુદ્ધ સબલ રાત્રીદિવસ, જો સવાર વા સાંઝ. ૩૧૬૧
શશિ ભૃગુ બુદ્ધ ગુર સબળ, સદા શુક્લપક્ષેજ;
રાહુકેતુ શનિસૂર્ય કુજ, સબળ કૃષ્ણપક્ષેજ. ૩૧૬૨
ચંદ્રશુક્ર ગુરુ સબલછે, પુરુષ લગ્નમા જાણ;
બીજાસૌ બ[૩]ળવંતછે, નારી લગ્ન પ્રમાણ. ૩૧૬૩
ગુરુબુદ્ધ તન ગૃહસબલ, શશિ ભૃગુ ચોજોમિત્ર.
શનિગ્રહસપ્તમ સૂર્યકુજ, દશમે સ્થાન પવિત્ર. ૩૧૬૪
બુદ્ધથાય કદિ વક્રતો, તે અતિ સબલજ માન;
એમાં કંઇ સંદેહ નહિં, પોતે મન અનુમાન. ૩૧૬૫

## ગ્રંથાન્તરે દશ વર્ગનામ.

પ્રથમ જન્મકુન્ડલિ અને, હોરા વળિ દ્રેશકાણ;
સપ્તમાંશ નવમાંશને, દશાંશ દ્વાદશ જાણ. ૩૧૬૬
ષોડશાંશ ત્રીશાંશ વળિ, ષષ્ટિઅંશ દશ સાર;
વિષમ રાશિમાં સૂર્યની, હોરા અંશ વિચાર; ૩૧૬૭
પંદર અંશ સુધી ગણે, તેપછી ચંદ્રનિ જાણ;
સમરાશીમાં ચંદ્રની, પંદર અંશ વખાણ. ૩૧૬૮

તે પછી થાતી સૂર્યની, ગણિત ભેદ ઉર આણ;
રાશિપ્રથમ દશ અંશલગિ, પોતાથિ દ્રેશકાણ. ૩૧૬૯
દશથી વીશજ અંશ તો, પંચમ રાશિથિ લેખ;
વીશથિ છેવટ સુધિ ગણે, નવમ રાશિથી પેખ. ૩૧૭૦
વિષમરાશિ પોતાથકી, સપ્તમાંશ ગણનેક.
સમરાશી પોતાથકી, સપ્તમથી સુવિવેક. ૩૧૭૧
ચરરાશી પોતાથકી, નવમાંશગણે સાર;
સ્થિરમાં નવમીથી ગણે, નવમાંશજ સુવિચાર. ૩૧૭૨
દ્વિસ્વભાવ પંચમ થકી, ગણતા જો નવમાંશ;
વિષમ માંહ્ય પોતાતણી, રાશિથિ ગણ સુદશાંશ. ૩૧૭૩
સમમાં નવમી રાશિથી, જ્યોતિવિ ગણે દશાંશ;
સર્વરાશિ પોતાતણી, રાશીથિ દ્વાદશાંશ. ૩૧૭૪
પોતાની રાશી થકી, શોડશાંશ શુભ જાણ;
વિષમમાંહ્ય જો ચતુરમુખ, હરિહર ભાનુક્રમ નાણ. ૩૧૭૫
સમરાશીમાં ઉલટ ક્રમ, એ રીત ષોડશાંશ:
વિષમમાંહ્ય મંગલ શની, ગુરુ બુધ શુક્ર પ્રશંશ. ૩૧૭૬
પાંચ પાંચને આઠવળિ, સાત પાંચ ગણઅંશ:
સમમાં એહ વિલોમ ગણ, શુભરીતેજ ત્રિશાંશ. ૩૧૭૭
પોતાની રાશી થકી, ગણતાં શષ્ટી અંશ;
વિસ્તારી હરિગીતમાં, દલપતિ કરે પ્રશંશ. ૩૧૭૮

## હરિગીત છંદ.

વિષમ રાશિમાં [૧]ઘોર [૨]રાક્ષસ [૩]દેવ [૪]કુબેર શુભ નામછે;
[૫]રક્ષોગણા [૬]કિન્નર [૭]ભ્રષ્ટ [૮]કુલઘ્ન [૯]ગરલ [૧૦]અગ્નિ અભિરામછે;
[૧૧]માયા [૧૨]પ્રેતપુરષ [૧૩]વરુણ ને [૧૪]દેવ[૧૫]ગણેશ કલા કહી;
[૧૬]અહિભાગ વળિ [૧૭]અમૃતાંશુ [૧૮]ચંદ્ર [૧૯]મૃદુ [૨૦]કોમલ [૨૧]પદ્મ [૨૨]લક્ષ્મી લહી. ૩૧૭૯
[૨૩]વાગીશ [૨૪]દિગમ્બર [૨૫]દેવ [૨૬]આર્દ્ર [૨૭]કલિનાશ [૨૮]ક્ષિતિશ્વર લેખતા;
[૨૯]કમલાકર [૩૦]મંદાત્મજ વળિ [૩૧]મૃત્યૂ [૩૨]કાલ [૩૩]દાવાગ્નિ પેખતા;

૩૪ ૩૫ ૩૬ ૩૭ ૩૮ ૩૯
અઘોર અભય કંટક સુધા અમૃત પરિપૂર્ણેન્દુ પ્રમાણતા;
૪૦ ૪૧ ૪૨ ૪૩ ૪૪ ૪૫
વિષપ્રદગ્ધ કલિ નાશ વંશક્ષય ઉત્પાત કાલરૂપ જાણતા; ૩૧૮૦
૪૬ ૪૭ ૪૮ ૪૯ ૫૦ ૫૧
સૌમ્ય મૃદુ સુશીતલ દંષ્ટ્રાકરાલ ઈન્દુમૂખ પ્રવીણ છે;
૫૨ ૫૩ ૫૪ ૫૫ ૫૬ ૫૭
કાલાગ્નિ દંડયુદ્ધ નિર્મલ શુભા શુભ અતિશીતલ નહિં ક્ષીણછે;
૫૮ ૫૯ ૬૦
સુધાપયોધી ભ્રમણને વળિ ઇન્દુરેશ વિરાજતા;
અનુક્રમે ષષ્ટિ અંશો કલા સમમાં વિલોમજ છાજતા. ૩૧૮૧

## દોહરા.

જે ગ્રહ પોતે ઉચ્ચવા, મૂળ ત્રિકોણ અધિમિત્ર;
કે સ્વરાશિનો હોય તો, જ્યોતિષિ કહે પવિત્ર. ૩૧૮૨
વળિ જેગ્રહ દશ વર્ગમાં, બે બળ પામ્યો હોય;
પારિજાત ત્હેને કહે, ત્રણ થકી ઊત્તમ સોય. ૩૧૮૩
ચારથકી ગોપુરગણે, પાંચે સિંહાસનાંશ;
પારાવતાંશષટ્બળે, સપ્તાષ્ટ દેવલોકાંશ. ૩૧૮૪
ઐરાવતાંશ નવથકી, દલપતિરામ વખાણ;
વૈશેષિકાંશ દશથકી, એમ વર્ગબળ જાણ. ૩૧૮૫

## સૂર્યાદિક ધાતુ વિચાર.

અસ્થિ રૂધિર મજ્જા અને, ત્વક વસા સુપ્રિય નેક;
શુક્ર અને સ્નાયૂ સહિત, અનુક્રમ ધાતુ વિશેક. ૩૧૮૬

## ગ્રહમૈત્રી.

શશિ મંગલ ગુરુ સૂર્યના, મિત્ર બુદ્ધસમ જાણ;
શુક્ર શની બે શત્રુછે, એ રિત મૈત્રી વખાણ. ૩૧૮૭
સૂર્ય બુદ્ધ બે મિત્રછે, ચંદ્રતણા અભિરામ;
શુક્ર શની મંગળ ગુરૂ, સમ ગણાય શુભનામ. ૩૧૮૮
મંગળના ગુરૂ ચંદ્ર રવિ, મિત્ર જાણવા નેક;
શુક્ર શની સમ શત્રુ બુધ, એ વિધિ જાણ વિવેક. ૩૧૮૯

## ચતુર પ્રિય.

નમસ્કાર પ્રિય સૂર્યને, જળધારા શિવ સાર ;
અલંકાર પ્રિય વિષ્ણુને, ભોજન વિપ્ર વિચાર. ૧૫૬

## ચતુર જળ ગુણ.

નિર્મળતા ગુણ એકને, શીતળતા વળિ જાણ ;
મધુર સુવાસિત ચાર એ, જળના પ્રકટ પ્રમાણ. ૧૫૭

## ચતુર અમૃત વત્.

શીત કાળમાં અગ્નિને, બાળ વચન સુખ દેણ ;
ગુણવતિ સ્ત્રી પંડીત તન, ચાર અમૃત જન કહેણ. ૧૫૮
કોવિદ વાણી અમૃતસમ, ભોજન ક્ષીર તું માન ;
પ્રિયદર્શન છે અમૃત વત, ચોથું રાજ સન્માન. ૧૫૯

## ચતુર વિષ વત્.

વિષ નિશિયે ફરવૂં અધિક, વળિ સ્ત્રીનો વિશ્વાસ ;
રાજ રાણિ નિરખે અધિક, વિપ્ર દ્રેષ વિષ રાશ. ૧૬૦

## ચતુર ત્યાગ.

દુર્જન શઠની મિત્રતા, રૂપવતી પરનાર :
વૃદ્ધ ગાય જૂનાં વસન, વસ્તુ ત્યાગનિય ચાર. ૧૬૧

## ચતુર પરીક્ષા.

પરખો ભ્રત્યજ કાજમાં, દારિદ્રે સ્ત્રિ જણાય ;
કષ્ટે ભ્રાત વિપત્તિમાં, મિત્રજ કરે સહાય. ૧૬૨

## ચતુર ભૂષણ.

સ્ત્રી ભૂષણ લજ્જા પુરૂષ, ભૂષણ જાણ સુ વૃત્ત ;
ક્ષમા ભૂપ ભૂષણ સકળ, શીલ સુ ભૂષણ ચિત્ત. ૧૬૩

સૂર્ય શુક્ર એ મિત્ર બુધ, ચંદ્રશત્રુ નિર્ધાર ;
મંગળ ગુરુ શનિ સમ થતા, એરિત મૈત્રિ વિચાર. ૩૧૯૦
ચંદ્ર સૂર્ય મંગલ સદા, ગુરુના મિત્ર ગણાય ;
શનિ સમ જાણો શત્રુ વળિ, બુદ્ધ શુક્રજ ભણાય. ૩૧૯૧
શનિ બુધ મિત્રજ શુક્રના, મંગલ ગુરુ સમ લેખ ;
સૂર્ય ચંદ્ર શત્રુ થતા, શુક્રતણા પ્રિય પેખ. ૩૧૯૨
શુક્ર અને બુધ મિત્રછે, શની તણા શુભ ખાસ ;
ગુરુ સમ રવિ મંગલ શશી, શનિના શત્રુ પ્રકાશ. ૩૧૯૩

## તાત્કાલિક મૈત્રી.

ગ્રહ થકિ બે બાજૂ તણા, ત્રણ ભુવનેજ નિવાસ ;
કરેલ ગ્રહ તત્કાલ તે, મિત્ર જ્યોતિષિ તપાસ. ૩૧૯૪
બાકીના ભુવને રહ્યા, શત્રુ ગણે તત્કાલ ;
તત્કાલ મૈત્રિમાં મિત્રને, નિસર્ગ મિત્ર નિહાલ. ૩૧૯૫
તો તે છે અધિમિત્ર ગ્રહ, સુખ પામે સંસાર ;
શત્રુ શત્રુ મળતાં ગણો, અધિશત્રુ ઉરધાર. ૩૧૯૬
શત્રુ મિત્ર મળતાંજ સમ, મિત્ર સમ મળતાં મિત્ર ;
શત્રુ સમ મળતાં શત્રછે, શાસ્ત્ર નિયમ સુપવિત્ર. ૩૧૯૭

## ગ્રંથાન્તરે ગ્રહ અવસ્થા.

વિષમ રાશિમાં ક્રમથકી, બાલ કુમાર વિચાર ;
યુવાન વૃદ્ધ ગણ ગુણી ; સમમાં વિલોમ સાર. ૩૧૯૮

## પુનઃ શયનાદિક અવસ્થા.

ગ્રહ નક્ષત્ર સંખ્યા પ્રથમ, ગ્રહ સંખ્યાથીગૂણ ;
તે પછિ ગ્રહના અંશની, સંખ્યા થકીજ ગૂણ. ૩૧૯૯
પછી જન્મનક્ષત્ર ને, ઇષ્ટ કાળ વળિ લગ્ન ;
સંખ્યા યુક્ત કરી પછી, બારથિ ભાગ નિમગ્ન. ૩૨૦૦
શેષ રહે શયનાદિકે, જાણ અવસ્થા સાર ;
એક રહેતો શયન વળિ, બે ઉપવેશન ધાર. ૩૨૦૧

ત્રણથિ નેત્ર પાણી અને, ચારથિ કહે પ્રકાશ;
પંચથિ ગમન વખાણતા, ષટ્ આગમન તપાસ. ૩૨૦૨
સાતે સભા સુઅષ્ટથી, આગમ ગણે સુજાણ;
નવથી ભોજન દશથકી, નૃત્યલિપ્સા ઉચ્ચાણ. ૩૨૦૩
રૂદ્રે કૌતુક દ્વાદશી, નિદ્રા એહ પ્રમાણ;
શયનાદિકની અવસ્થા, જ્યોતિષિ કરે વખાણ. ૩૨૦૪

## ગ્રહ દિપ્તાદિ વિચાર.

ઉચ્ચરાશિ બેઠેલ ગ્રહ, દીપ્ત કહાવે નેક;
સ્વરાશિનો જે હોય તે, સ્વસ્થ ગણાય વિશેક. ૩૨૦૫
શત્રુરાશિનો ગ્રહસદા, હર્ષિત શુભનો શાન્ત;
દીપ્તક્ષીણ ગ્રહ શસ્તછે, અસ્તથિ લુપ્ત મતાન્ત. ૩૨૦૬
નીચરાશિ ગ્રહ દીન વળિ, પાપ અને અરિ રાશિ;
હોયપિડિત તવ જાણવો, તે ગ્રહ સદા નિરાશિ. ૩૨૦૭

## ગ્રહગર્વિતાદિ ષટ્ભાવ વિચાર.

ભાવ ગર્વિતાદિક સુષટ્, જ્યોતીષેજ ભણાય;
ઉચ્ચ રાશિ પંચમગૃહે, ગ્રહગર્વિત સુગણાય. ૩૨૦૮
ગુરુસહ સુમિત્ર રાશિનો, કે સુમિત્ર સહ સોહ્ય;
અથવા મિત્રે જોયલો, તે તો મુદિત હોય. ૩૨૦૯
પંચમ મંગલ સૂર્ય શનિ, વળિ રાહુજ સમેત;
તે ગ્રહ લજ્જિત જાણવો, જ્યોતિષિ જાણે એત. ૩૨૧૦
પાપગ્રહ વા શત્રુગ્રહ, કે રવિયે જોયેલ.;
પ્રક્ષોભિત તે જાણવો, જ્યોતીષેજ ઠરેલ. ૩૨૧૧
શત્રુરાશિમાં જે રહ્યો, વળિ શત્રૂ શનિસાથ;
અથવા તો જોયેલ તે, સંક્ષુભિત પૂર્વગાથ. ૩૨૧૨
પાપ અને શત્રૂ ગ્રહે, જોયેલો ગ્રહલેખ;
સુતશુભ ગ્રહેન જોયલો, તે ગ્રહ તૃષાર્ત પેખ. - ૩૨૧૩

## ગ્રહરાશિ ભોગ.

મેષ વૃષભ કન્યા કરક, સિંહ લગ્ન દિન ઇશ;
એ પંચમાં રહે સદા, દિવસ કહૂં એકત્રીશ. ૩૨૧૪

તુળ ધન વૃશ્ચિક કુંમ્ભ વળિ, મીન માંહ્ય દિનત્રીશ ;
ઓગણુત્રિશ વસિમકરમાં, .મિથુન મધ્ય બત્રીશ. ૩૨૧૫
સંક્રાંતી જે રાશિની, સૂર્ય ઉદય જવ હોય ;
તે રાશી લગિ ગણિત કરિ, લગ્ન જ્યોતિષી જોય. ૩૨૧૬
દિવસ બેય એક પ્રહર, ચંદ્ર રહે ઇક રાશિ ;
પિસ્તાળીશ દિવસસદા, મંગળ ઠરે નિવાસિ. ૩૨૧૭
વીશદિવસ પંદરઘટી, બુદ્ધતણો શુભવાસ ;
ગુરુ ત્રયોદશમાસ લગિ, શુક્રસુ એકજમાસ. ૩૨૧૮
બેય વર્ષ પટ્માસ લગિ, રાજે શનિ ઇક રાશિ ;
કહે અરાઢજ માસલગિ, રાહુ કેતુજ નિવાસિ. ૩૨૧૯

## ગ્રહ શુભાશુભ સ્થાન.

રવિમંગલ ત્રીજે સુખદ, જો અષ્ટમ દુખદેણ ;
નવ દશ અગિયારે ભલા, સદા તેહ સુખદેણ. ૩૨૨૦
શશિ ગુરુ બુદ્ધ ભૃગુ પ્રથમ, ત્રીજે ચોથે સાર ;
સપ્તમ નવદશ એકદશ, એસ્થળમાં પ્રિયકાર. ૩૨૨૧
શનિ ત્રીજે પટ્ રૂક ગૃહ, અને બારમે નેક ;
સારૂ ફળ શનિ આપતા, એ ગૃહ માંહ્ય વિશેક. ૩૨૨૨

## પ્રસૂતી ગ્રહ ભેદ.

જન્મ લગ્ન બાળક તણો, રવિઊંચો બળવાન ;
તો જે.ગૃહમાં.સુત ઉદય, તે ગૃહ સુંદરમાન. ૩૨૨૩
હોય ચંદ્ર ઊંચો સબળ, તો તે ગૃહત્રૂટેલ ;
ભોમસબળ જો હોયતો, તેકો સમય જળેલ. ૩૨૨૪
બુદ્ધ હોય ઊંચો સબળ, ભુવન ચિત્રમય જાણ ;
જો ગુરુ ઊંચો ગૃહ નવલ, શુક્ર સ્વચ્છ રહેઠાણ. ૩૨૨૫
જો શનિ ઊંચો હોયતો, ભુવન જીર્ણ ચિતધાર ;
હવે પ્રસૂતિકા ભુવનનો, દ્વારભેદ સુવિચાર. ૩૨૨૬
તુલા કર્ક કે મેષમાં, જન્મ થયો નિર્ધાર ;
અથવા વૃશ્ચિક કુમ્ભ તો, પૂર્વદિશા ગૃહદ્વાર. ૩૨૨૭

ધનમિથુન કન્યા અને, જન્મ લગ્ન જો મીન;
તો તે ગૃહનૂં દ્વારશુભ, ઉત્તર જ્યોતિષિ ચીન. ૩૨૨૮
જન્મ લગ્ન જહેનૂં વૃષભ, તેહનુ પશ્ચિમ દ્વાર;
મકર સિંહજો હોયતો, દક્ષિણ દ્વાર વિચાર. ૩૨૨૯

## પર્યંક ભેદ.

જન્મ કુન્ડલીમાં કદી, પડયા ક્રૂરગ્રહ જાણ;
તવ પ્રસુતાનો ખાટલો, જ્યોતિષિ ત્રુટક વખાણ. ૩૨૩૦

## નારીજ્ઞાન.

લગ્ન ગૃહથકી ગણિકરી, શશિ સુધિ ગ્રહ સુવિચાર;
જન્મસમય તેટલિ ગણો, પ્રસુતાપાસે નાર. ૩૨૩૧
સપ્તમ ગૃહથી સોમલગિ, ગણિ ગ્રહતણો સુમાર;
થાય જેટલા તેટલી, ગૃહ આંગણનિ વિચાર. ૩૨૩૨
નવમાંશમાં સ્વરાશિનો, જો હોય દ્રેશકાણ;
વળી વક્ર કે ઉચ્ચક્રમ, બમણી ત્રમણી જાણ. ૩૨૩૩
મીન મેષ લગ્ને પ્રસુત, તવ ત્યાં બે સ્ત્રી હોય;
વૃષભ કુમ્ભમાં ચતુરસ્ત્રી, કહોજ પૂછેકોય. ૩૨૩૪
કન્યા તુલાથિ સપ્તસ્ત્રી, ધન કર્ક પંચલેખ;
એશિવાય જો અન્યતો, ત્રણ સ્ત્રી કહો વિષેખ. ૩૨૩૫

## દીપજ્ઞાન.

જન્મ કુન્ડલી માંહ્ય શશિ, કર્ક મકર જિવ જાણ;
વળિ સંગે બુધ કેશની, તો દીપક ન સુજાણ. ૩૨૩૬
સોમ હોય સ્થિર લગ્ન તો, દીપ દીવિપર ધાર;
ભાનુ હોય જો લગ્ન સ્થિર, તો દીપક કર સાર. ૩૨૩૭
જો રવિ બેઠો જાણિયે, લગ્ન મધ્ય દ્વિશભાવ;
તો દીપક ક્ષિણ હાથમાં, ઝાંખો તેહ બતાવ. ૩૨૩૮

## દીવેટ તેલ જ્ઞાન.

જન્મકાળનું લગ્ન જો, વીત્યું જેટલૂં લેખ;

તેટલીજ દીવટ બળી, દીપ મધ્ય ચિત પેખ. ૩૨૩૯
નિશિનો પતિ જે લગ્નમાં, વિત્યો જેટલો જાણ ;
તેટલું દીપકમાં બળ્યું, તેલ ચતૂર સુવખાણ. ૩૨૪૦

## ગ્રંથાંતરે પ્રસુતિ ગ્રહ ભેદ.

સ્ત્રી જન્મ રાશિમાં કહું, ચંદ્ર અનુપચય સ્થાન ;
વિષે જોય કુજ ગર્ભ રુતુ, ધારણ કરણ તું માન. ૩૨૪૧
શુભ ગ્રહ યુક્ત વા જોયલું, કલત્ર ભુવનજ હોય ;
મૈથુન વિલાસ યુક્ત તે, જોઇ જ્યોતિષી મોય. ૩૨૪૨
પાપ ગ્રહે કદિ યુક્ત કે, પાપ ગ્રહે જોયેલ ;
રોષ યુક્ત મૈથૂન તે, જો જ્યોતિષે ઠરેલ. ૩૨૪૩
સૂર્ય ચંદ્ર કુજ શુક્ર જો, સ્વનવાંશે વિશ્રામ ;
કરી રહ્યાતો ગર્ભનો, સંભવછે અભિરામ. ૩૨૪૪
ગુરુ ત્રિકોણ કે લગનમાં, સંભવ ગર્ભ સુજાણ ;
સૂર્યથકી જો સાતમે, શનિ મંગળ રહેઠાણ. ૩૨૪૫
તવ બાળકના તાતને, રોગ કહો નિર્માણ ;
વળિ તે બીજે બારમે, તાતનું મૃત્યુ પ્રમાણ. ૩૨૪૬
સૂર્ય યુક્ત જો એકને, બીજો જોતો હોય ;
તોપણ મૃત્યુ તાતનું, એરિત જ્યોતિષિ જોય. ૩૨૪૭
ચંદ્ર થકી જો સાતમે, શનિ મંગળને લેખ ;
તવ સુતાને રોગ એ, બારે મૃત્યૂ પેખ. ૩૨૪૮
વળી ચંદ્ર યુત એકને, બીજો જોતો હોય ;
પાપગ્રહ ગૃહ બાર બે, શુભ ગ્રહ લગ્ન ન જોય. ૩૨૪૯
તવ પ્રસુતાનો નાશછે, જ્યોતિષિ ચિત્ત વિચાર ;
લગ્ન શનીને ચંદ્ર ક્ષિણ, વળી મંગળ જોનાર. ૩૨૫૦
પ્રસુતા મૃત્યૂ પામતી, વળી ચંદ્ર પણ ક્ષીણ ;
ચોથે દ્વાદશ સૂર્ય કુજ, તોપણ નાશ પ્રવીણ. ૩૨૫૧
જો અધિપતિ જે માસનો, પરાજયજ તે માસ ;
ગર્ભ પતન થાતો તદા, દલપતિ કહે પ્રકાશ. ૩૨૫૨
શશિ લગ્ને કે જે ભુવન, શુભ ગ્રહ ત્રિકોણ કેન્દ્ર ;
અથવા બીજે વળિ કહૂં, પાપગ્રહ ૫ ત્રણ મહેન્દ્ર. ૩૨૫૩

હોય એહ રીતે સુગ્રહ, તેમ સૂર્ય જોયેલ ;
ગર્ભ પુષ્ટિ વાળો ગણે, જ્યોતિષ મતે ઠરેલ. ૩૨૫૪
લગ્ન સૂર્યને ચંદ્ર ગુરુ, વિષમ રાશિમાં સાર ;
વળી વિષમ નવમાંશમાં, જન્મ પુરુષ નિર્ધાર. ૩૨૫૫
વળિ તે સમ નવમાંશતો, પુત્રિ જન્મ ઉચ્ચાણ ;
સૂર્ય ગુરૂ જો વિષમમાં, તવત્યાં પુત્ર પ્રમાણ. ૩૨૫૬
શુક્ર ચંદ્ર મંગલ કદી, સમમાં પુત્રિ વખાણ ;
દ્વિસ્વભાવ નવમાંશમાં, સૂર્ય શશી કુજ જાણ. ૩૨૫૭
વળી ગુરૂ કે શુક્રને, બુદ્ધ જોય સુવિશેક ;
તવ જ્યોતીષી ત્યાં કહો, એ બાળક સુવિવેક. ૩૨૫૮
વિષમ રાશિ કેરો શની, લગ્ન વિના કો સ્થાન ;
તવત્યાં જ્યોતીષી કહો, પુત્ર જન્મ સન્માન. ૩૨૫૯
પોતાના નવમાંશમાં, બુદ્ધ રહેલો લેખ ;
તન[1] દ્વિસ્વભાવ નવાંશને, જોય હોય ત્રણ પેખ. ૩૨૬૦
પોતાના નવમાંશમાં, જો ધન લગ્ન સુજાણ ;
બળિષ્ટ ગ્રહ જો બુદ્ધ શનિ. જોતા હોય પ્રમાણ. ૩૨૬૧
તો તે કોષે ત્રણથકી. અધિક જન્મ સુઉચાર ;
વિષમ અને સમરાશિમાં, સૂર્યશશી ચિતધાર. ૩૨૬૨
એક બીજાને જોય જવ, તવ નપુંશક વિચાર ;
એરિત બુદ્ધ શનિ જોયનો, તેહ નપૂંશક સાર. ૩૨૬૩

## ગર્ભ માસાધિપતિ ભેદ.

પ્રથમ માસમાં શુક્રરૂપ, અધિપતિ શુક્ર તું લેખ ;
બીજે માસે કઠિણતા, અધિપતિ મંગલ પેખ. ૩૨૬૪
અવયવ ત્રીજા માસમાં, અધિપતિ સુરગુરૂ જાણ ;
ચોથેમાસે અસ્થિનો, અધિપતિ સૂર્ય પ્રમાણ. ૩૨૬૫
પંચમમાસે ચર્મનો, અધિપતિ ચંદ્ર વખાણ ;
છઠ્ઠેમાસે વાળનો, અધિપતિ શની સુજાણ. ૩૨૬૬
સપ્તમ માસે સ્મૃતિ તણો, અધિપતિ બુદ્ધ વિચાર ;
અષ્ટમ પોષણ અધિપતી, લગ્ન સ્વામિચિત ધાર. ૩૨૬૭

## હરિગીત છંદ.

મેષ વૃષભ કદિ લગન તો ગૃહ પૂર્વ ભાગે જન્મછે,
મિથુન અગ્નિય ખુણ કર્કસુ સિંહ દક્ષિણ જન્મછે;
કન્યા નૈરુત્યે કહો વળિ કુમ્ભ વૃશ્ચિક પશ્ચીમમાં,
ધન લગ્ને વાયવ્ય મકરે ગૃહસ્થળ ઉત્તર સીમમાં. ૩૨૮૩

## દોહરા.

મીન લગ્ન ઇશાનમાં, શૈયા પ્રકાર એમ;
લગ્ન દિશાયે શિર કહો, શૈયાનૂં શુભ નેમ. ૩૨૮૪
પાપરાશિ જો લગ્નમાં, કુજ ત્રિભાગમાં ચંદ્ર;
દ્વી અગિયારે શુભ ગ્રહો, સર્પ વિંટયો શિશુ વંદ. ૩૨૮૫
સૂર્યથકી જો સપ્તમે, અથવા ત્રિકોણ સ્થાન;
પાપરાશિ કુજ શનિ શિશૂ, પિતુકારાગ્ર માન. ૩૨૮૬
શશિ સ્વરાશિ બળિ પૂર્ણ વળિ, લગ્ને બુદ્ધ વખાણ;
વળિ ગુરૂ ચોથે વ્હાણમાં, જન્મ શિશુનો પ્રમાણ. ૩૨૮૭
જળચર રાશી લગ્નમાં, વળિ.શશિ સપ્તમ સાર;
તોપણ જન્મ વહાણમાં, જ્યોતિષ શાસ્ત્ર વિચાર. ૩૨૮૮
જળચર રાશી લગ્ન શશિ, તવ જળ સમિપે લેખ;
શશિ જળચર વળિ કેન્દ્રસ્થગ, જન્મ જળ સમિપ પેખ. ૩૨૮૯
લગ્ને શશિ દ્વાદશ શનિ, પાપગ્રહો કદિ જોય;
તવતે શિશુનો જન્મજો, કારાગૃહમાં હોય. ૩૨૯૦
નરરાશી શનિ લગ્નમાં, મંગલ જોય પ્રમાણ;
તવતે શિશુનો જન્મ જો, સ્મશાન માંહ્ય વખાણ. ૩૨૯૧
એરિત શુક્ર શશિ જોયતો, જન્મ ગૃહ અભિરામ;
એરિત સુરગુરુજોયતો, અગ્નિહોત્ર શુભધામ. ૩૨૯૨
એરિત ભાનૂ જોયતો, દેવ રાજ ગૃહ જાણ;
એરિત બુદ્ધે જોયલો, શિલ્પ લય સુવખાણ. ૩૨૯૩
પાપગ્રહ સહ સૂર્ય શશિ, ભેગા હોય સુજાણ;
જારકર્મ ઉત્પત્તિ તવ, જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણ. ૩૨૯૪
લગ્નચંદ્ર જુદાં જુદાં, સુરગુરુ કદિન જોય;
લગ્ને શનિ નવ જોય ગુરૂ, તોપણ જારથિ હોય. ૩૨૯૫

લગ્ને ભાનૂ હોયને, ચોથે રાહૂ લેખ ;
કાકાથી ઉત્પત્તિ તવ, તેપણ જારથિ પેખ. ૩૨૯૬

### ગ્રંથાન્તરે જારજ યોગ.

રાહુ કેતુ શનિ શુક્રજો, રવિસંગે કમિ જોર :
નિશ્ચે તે બાળકતણો, પિતા જાણ કોઇ ઓર. ૩૨૯૭
અષ્ટમિ ચોથ ચતુર્દશી, શનિ મંગળ રવિવાર ;
ક્રમથી ગણિ ત્રણ ઉત્તરા, જારજ યોગ વિચાર. ૩૨૯૮
સ્વામી બીજા ભુવનનો, તેહ સ્થળે ઠરી રેહ ;
તો સ્ત્રીયે તે સુત જણ્યો, કરિ બીજાસૂં નેહ. ૩૨૯૯

### જારજ ભંગયોગ.

જો ગુરૂ દેખે લગ્નને, કે લગ્ને તે હોય ;
અથવા ગુરુના વર્ગનો, તેહ બિજાથી સોય. ૩૩૦૦

### અરિષ્ટ યોગ.

શુક્લ કૃષ્ણ અનુક્રમરિતે, જન્મ કુન્ડલી માંહ્ય ;
ષષ્ટાષ્ટમ શશિને જુએ, પાપગ્રહ જે સાંય. ૩૩૦૧
તુરત મૃત્યુ બાળક તણૂં, વળિ જ્યોતિષિ તપાસ ;
એરિત શુભગ્રહ જોયતો, અષ્ટમ વર્ષે નાશ. ૩૩૦૨
મિશ્ર ગ્રહોયે જોયલો, ચોથે વર્ષ વિનાશ ;
ષષ્ટમ અષ્ટમ શુભગ્રહો, કદી વક્રગ્રહ ખાસ. ૩૩૦૩
જોતો હોયજ તેહ શિશુ, એક માસમાં નાશ ;
લગ્નસ્વામી થકિ ચંદ્રમા, તણો સ્વામિ તું તપાસ. ૩૩૦૪
અષ્ટ । ર્વપાપગ્રહે, જોયો તવ એ વર્ષ ;
આયુ જાણ બાળક તણૂં, હોય ન જો ઉત્કર્ષ. ૩૩૦૫
મંગલ રાશિનો ગુરૂ, અષ્ટમ સ્થાને હોય ;
સૂર્ય ચંદ્ર શનિ જોયને, શુક્રદી નવ જોય. ૩૩૦૬
આયુષ્યશિશૂ વર્ષ ત્રણ, પછિ મૃત્યુ ઉરઆણ ;
ગ્રન્થાન્તર મત જોઇને, દલપતિ કરે વખાણ. ૩૩૦૭
ષષ્ટમ સપ્તમ અષ્ટમે, પાપગ્રહનો વાસ ;
બાળક પ્રસુતા બેતણો, કહો જ્યોતિષી નાશ. ૩૩૦૮

ચોથે વા દશમે ભુવન, સૂર્ય શનિ કુજ યોગ ;
બાળક જન્મ્યા પૂર્વને, લેય પિતાનો ભોગ. ૩૩૦૯

### બાળક વર્ણ વિચાર.

ચંદ્રહોય તન ભુવનકે, તનનો જોતો રેહ ;
ગૌર અંગ ઉજ્વળ વદન, અતિસુંદર સુત તેહ. ૩૩૧૦
જો શનિ દેખે તની ભુવન, કે ત્યાં વસે સુજાણ ;
તો કાળૂં વપુ બાળનૂં, શ્યામરંગ ઉરઆણ. ૩૩૧૧
લગ્નતણા નવમાંસની, તુલ્ય શરીર વિચાર ;
અથવા બળિષ્ટ ગ્રહસમૂં, શરીર કહેવૂં સાર. ૩૩૧૨
ચંદ્રતણા નવમાંસના, પતિસમ વર્ણ વખાણ ;
સૂર્યતણા ત્રિશાંશ પતિ, સરખો ગૂણ સુજાણ. ૩૩૧૩
જે અવયવ રાશીવિષે, સૂર્ય મંગલ નિવાસ ;
તે અવયવમાં જાણવું, રકતચિહ્ન સુપ્રકાશ. ૩૩૧૪
જે અવયવ રાશી વિષે, શની રાહુ રહેઠાણ ;
તે અવયવમાં જ્યોતિષી, કાળૂં ચિહ્ન વખાણ. ૩૩૧૫
વળિ જે અવયવ રાશિમાં, પાપગ્રહજ અધીક ;
યોગ હોય એરીત તો, ચિહ્નજ વર્ણાદીક. ૩૩૧૬
ચંદ્ર શનિશ્વર બુદ્ધ ભૃગુ, જો તની ગ્રહ મોઝાર ;
વળિ સપ્તમ મંગલજ તો, તે પાછળ ન કુમાર. ૩૩૧૭

### ષટ્મૂળ નક્ષત્ર.

અશ્વિનિ આશ્લેષા મઘા, રેવતિ જ્યેષ્ટા મૂલ ;
ષટ્ નક્ષત્રજ મૂલનાં, બાળકને પ્રતિકૂલ. ૩૩૧૮

### ગ્રંથાંતરે અરિષ્ટ યોગ.

જો રવિથી ગૃહ સપ્તમે, શનિ કે મંગલ જાણ ;
તો તે સુતનીમાતને, રોગ કષ્ટ પ્રમાણ. ૩૩૧૯
રવિમંગલથી સપ્તમે, જો શશિ બેઠો આવિ ;
તો તે સુતની માતને, દૈયે કષ્ટ બતાવિ. ૩૩૨૦

### ચતુર નાશક.

યત્ન જુઠાણે નાશતો, તપ વિસ્મયથી હાણ;
આયુ વિપ્રના દ્વેષથી, દાન કથ્યાથી જાણ. ૧૬૪
વિદ્યા વણ અભ્યાસથી, નિત્ય હાંસિથી નાર;
અલ્પ બીજથી ખેતિ ક્ષુળ, નૃપ લઘુ કોપ પ્રચાર. ૧૬૫
નદી તીરનૂં રૂખડૂં, નારી આશ્રય હીણ;
મંત્રી વણ રાજા મરે, કામી કૃતિ વિહીણ. ૧૬૬

### ચતુર વણ શુન્ય.

હૃદય શુન્ય અવિદ્યનૂં, દશા બંધુવણ શુન્ય;
વિના પુત્ર સૂનૂં સદન, દરિદ્રિનૂં સૌ શુન્ય. ૧૬૭

### ચતુર વણ વ્યર્થ.

ગુણવણ સુંદરતાઇ ગઇ, વિદ્યા વિના વિવેક;
ભોગ ધર્મ વણ ધન ગયૂં, શીલ વિના કુળ ટેક. ૧૬૮

### ચતુર વણ અફળ.

ઘૃત વણ ભોજન અફળછે, કૃપણ અફળ ધન માન;
ધન વણ જીવન અફળછે, તેહ અફળ વણ જ્ઞાન. ૧૬૯

### ચતુર જ્વર.

મૈથુન જ્વર હયનો કહ્યો, ચિન્તા નરનો જાણ;
પિયુને મયા જ્વર વામનો, અંબરનો જ્વર ભાણ. ૧૭૦

### ચતુર દુર્લભ.

ચોર ધર્મ દુરજન ક્ષમા, વેશ્યા સ્નેહી જોય;
કામીનો સત બોલ એ, ચતુર્થ દુર્લભ હોય. ૧૭૧

### ચતુર નષ્ટ.

અસંતોષિ દ્વિજ નષ્ટછે, નૃપ સંતોષ વિચાર;
વેશ્યા નષ્ટ લાજાળ જે, નિર્લજ્જ કુળવતિ નાર. ૧૭૨

જો તન ગૃહથી સપ્તમે, શનિકે મંગલ જાણ ;
તો બાળકના બાપને, કાંઈક રોગ પ્રમાણ. ૩૩૨૧
શનિ વળિમંગલ યુગલ કે, પડે મધ્ય જો ભાનુ ;
મરે તાત તે બાળનો, કે માતા દુખ માનુ. ૩૩૨૨
શનિ મંગળ રવિ સંગજો, કે રાખે તે દૃષ્ટ ;
તો બાળકની માતને, હોય કષ્ટ અતિ નષ્ટ. ૩૩૨૩
શનિમંગલ તન ગૃહ રહે, કે થૈ યુગ્મ લગ્નેય ;
તો તે બાળક જન્મથી, રોગમયી ગણિલેય. ૩૩૨૪
જ્હેને શશિ પટ્ અષ્ટમા, ભુવન મધ્ય જો હોય ;
ક્રૂરગ્રહ તે દેખતાં, ક્ષણમાં મૃત્યૂ જોય. ૩૩૨૫
તનનો સ્વામી સપ્તમે, પડે સંગ શશિ જાણ ;
તો તે સુતનૂં જીવવૂં, વર્ષ એક તું પ્રમાણ. ૩૩૨૬
હોય સોમ કદિ લગ્નમાં, સપ્તમ ગૃહમાં કેતુ ;
કે રાહૂ મંગલ શની, જિવે વર્ષ એહેતુ. ૩૩૨૭
થયૂં ગ્રહણ જે દિવસમાં, તે દિનનો શશિ જાણ ;
કોઈ ક્રૂર ગ્રહ સંગમાં, પડે ભુવન તન ખાણ. ૩૩૨૮
વળિ ત્હેને છઠ્ઠે ભુવન, બેઠો મંગલ લેખ ;
સુત જનની બન્યો મરે, વર્ષ એકમાં પેખ. ૩૩૨૯
ગ્રહણ હોય જે દીવસમાં, તે દિનનો જો ભાનુ ;
પડે સોમના સંગમાં, મધ્ય ભુવન તન માનુ. ૩૩૩૦
વળિ મંગલ અષ્ટમ ભુવન, બેઠો હોય વિચાર ;
તે સુત થોડા દિવસમાં, મરે જાણું નિર્ધાર. ૩૩૩૧
રવિ મંગલ શશિ શુક્રએ, ચારે તન ગૃહ જાણ ;
કે અષ્ટમ વા દ્વાદશે, કે નવમે ચિત આણ. ૩૩૩૨
એહ રીત જ્હેના ગ્રહો, ઉપર કહ્યે સ્થળ દેખ ;
તે બાળકના મર્ણનો, જન્મ કાળતૂં લેખ. ૩૩૩૩
પડે કદી ગૃહ એકમાં, ત્રણ ગ્રહ સંગે ભાનુ ;
અંશ એકમાં હોયતો, થાય વ્હાવરો માનુ. ૩૩૩૪
સ્વામી પંચમ ભુવનના, સંગ પડે જો ભાનુ ;
યુગલ અંશ થૈ એક જો, તવ વ્હાવરો હું માનુ. ૩૩૩૫

## સુયોગ.

જો પ્રિય ઉજ્વળ પક્ષમાં, જન્મ રાત્રિયે હોય ;
તો શશિ અવગુણ તેહને, નડે ન ગુણિજન કોય. ૩૩૩૬
ગુરુ બુદ્ધ શુક્ર કેન્દ્રમાં, કે ત્રિકોણમાં હોય ;
સકળ દોષ હરતા ઠરે, જાતક ફળ શુભ જોય. ૩૩૩૭
ત્હેમાં જો રજનીશને, રવિની દ્રષ્ટિ હોય ;
દ્રવ્ય આયુ ધનવન્ત અતિ, માણે વિરલા કોય. ૩૩૩૮
રવિ તૂલા ઘટ મકરનો, તનથી ત્રીજે રિપુ ધામ ;
અરિષ્ટ ત્હેને હોય નહિં, તન નિરોગિ અભિરામ. ૩૩૩૯
શુકલપક્ષની રાત્રિયે, જન્મ છતાં શશિ પૂર્ણ ;
સર્વારિષ્ટ હરણ કરણ, જ્યોતિષિ જો પરિપૂર્ણ. ૩૩૪૦
પાપ ગ્રહો શુભ રાશિમાં, શુભગ્રહ જોતા ખાસ ;
સર્વારિષ્ટ હરણ કરણ, જ્યોતિષિ કરો તપાસ. ૩૩૪૧
તેમજ શુભના અંતરે, પૂર્ણ ચંદ્ર શુભ રાશ ;
લગ્ન વિષે ગુરુ ઉચ્ચ તો, સર્વારિષ્ટજ નાશ. ૩૩૪૨
બળવાળો લગ્નાધિપતિ, પાપગ્રહો ન જોય ;
કેન્દ્ર રહ્યા શુભગ્રહ જુએ, તો દિર્ઘાયૂ હોય. ૩૩૪૩
લગ્નથિ છઠ્ઠે આઠમે, ચંદ્રે કર્યો નિવાસ ;
બુદ્ધ ગુરુ શુક્ર ત્રિભાગમાં, તવ દિર્ઘાયુ પ્રકાશ. ૩૩૪૪
સર્વ ગ્રહોયે જોયલો, પૂર્ણચંદ્ર પણ જાણ ;
મિત્ર રાશિ કે ઉચ્ચમાં, સર્વ ગ્રહો સુપ્રમાણ. ૩૩૪૫
શુભગ્રહ બળ પામેલ જો, કેન્દ્ર વિષેજ મુકામ ;
લાભસ્થાને સૂર્યતો, દૂર અરિષ્ટ તમામ ૩૩૪૬
કેન્દ્ર વિષે ગ્રહ રાશિ શુભ, વા નવાંશ પામેલ ;
શુભગ્રહ મહામૃત્યુંજયી, જાપ સમાન ઠરેલ. ૩૩૪૭
ત્રીજે છઠ્ઠે લાભમાં, રાહુ શુભગ્રહ યુક્ત ;
કે શુભગ્રહ જોયેલતો, સર્વારિષ્ટથિ મુક્ત. ૩૩૪૮

## સ્રીયોગ.

સપ્તમ ભુવને જેટલાં, પાપગ્રહ તું પ્રમાણ ;
કન્યા પરણી તેટલી, લાવે તે નર જાણ. ૩૩૪૯

મંગલ તન ગૃહમાં પડે, કે ચોથે ગૃહ હોય ;
કે દ્વાદશ પષ્ટાષ્ટ તો, પ્રિયાન છ્વે કોય. ૩૩૫૦

### અનફા સુનફા દુર્ધુરા યોગ.

અનફા વિધુથી બારમે, સુનફા બીજે હોય ;
બન્યો ગ્રહમાં દુર્ધુરા, રવિ વણ ગ્રહ જો કોય. ૩૩૫૧
સુખી ધની અનફા વિષે, સુનફા બુદ્ધિ નિધાન ;
શીલવંત જ્ઞાનીમહા, યોગ દુર્ધુરા માન. ૩૩૫૨

### કેમ દ્રુમ યોગ.

શશિથી બીજે બારમે, હોય નહીં ગ્રહ કોય ;
કેમ દ્રુમ તેને કહે, મહા દરિદ્રી હોય. ૩૩૫૩

### વેસી વોસી ઉભય ચરી યોગ.

વેસી રવિથી દ્વાદશે, બીજે વોસી પ્રમાણ ;
ઉભય ચરી એ થકિ થતો, શશિ વણ કોગ્રહ જાણ: ૩૩૫૪
બળ વિદ્યા ધનવંત અતિ, વેસીનું ફળ માણ ;
દયા ધર્મ વળિ જ્ઞાનયુત, વોસી તણા વખાણ. ૩૩૫૫
ઉભય ચરી વણ ચંદ્રમા, પડે યોગ સુવિવેક ;
અતિ સુખ પ્રાપ્તી દ્વારપર, ફરે લોક બહુ નેક. ૩૩૫૬

### કંટકદ્રુમ યોગ.

રવિથી બીજે બારમે, કોઇ ગ્રહજ નહોય ;
કંટકદ્રુમ તેને કહે, ફલ દરિદ્રતા જોય. ૩૩૫૭

### ગજબંધ યોગ.

સ્વામી દશમા ધામનો, નવમાધિપની સાથ ;
કેન્દ્ર કોણ બીજે પડે, હોય વાજિ ગજ નાથ. ૩૩૫૮

### છત્ર યોગ.

તન[1] ધન[2] સપ્તમ નેત્રિજે, રુદ્રે[11] સૂર્યે[12] જાણ ;
સકળ ગ્રહો એ પટ્ ગૃહે; છત્ર યોગ સુપ્રમાણ. ૩૩૫૯

છત્ર યોગ જ્હેને પડે, તે જાતક ફળ ભાવિ ;
જો જન્મ્યો તે કૂળમાં, દંયે અધિક બતાવિ. ૩૩૬૦

## રાજયોગ.

સ્વામી તનનો સબળ થૈ, કેન્દ્ર સ્થાનમાં હોય ;
કે પંચમ એકાદશે, આયુ વર્ષ શત જોય. ૩૩૬૧
વળી હોય ધનવાન અતિ, સુંદર વદન સુજાણ-
પુષ્ટ દેહથી રાજતો, નાયક શુચી વખાણ. ૩૩૬૨
એહ ભાતિના લગ્નમાં, ગમન કરે પરદેશ ;
તો ત્હેનૂં કારજ સફળ, પૂજે ગૌરિ મહેશ. ૩૩૬૩
જો કદાપિ એ લગ્નમાં, બેઠો ભૂપતિરાજ ;
તો જાણો બહુ વર્ષ લગિ, કરે રાજ શુભ કાજ. ૩૩૬૪
શુક્રસુ બીજા ભુવનમાં, વળિ નવમે ગુરુ હોય ;
રહે રાહુ છઠ્ઠે ભુવન, નિશ્ચય રાજા સોય. ૩૩૬૫
આયુ ધર્મમાં ગુરુ પડે, રાજાનો સુપ્રધાન ;
બહુ સેનાનિત સંગમાં, કે જાણો ધનવાન. ૩૩૬૬
સૌમ્ય ગ્રહ પંચમ નવમ, રાહુ અષ્ટ પટ્ માન ;
કે દ્વાદશમે જાણ તે, રાજાનોજ પ્રધાન. ૩૩૬૭

## ગ્રહ ઉચ્ચ ફ્લ.

એક ઉચ્ચ સુખ હોય અતિ, બેથકિ બહુ પરિવાર ;
ત્રણ ગ્રહ ઉચ્યથિ ભૂમિપતી, મહા મહીપતિ ચાર. ૩૩૬૮
પંચ પષ્ટ જો ઉચ્યતો, ફરે ચક્ર જગ સાર ;
વિના રામ અવતાર એ, હોયનયોગ વિચાર. ૩૩૬૯
મકર સહિત ત્રણ ઉચ્ય જો, એક લગ્નમાં લેખ ;
બે નિજ ગૃહના જાણિયે, વિના કૃષ્ણ નહિં પેખ. ૩૩૭૦

## દારિદ્ર યોગ.

તાનથી બીજા ભુવનો, પતિ જો દ્વાદશ હોય ;
કે દ્વાદશનો યૈબિજે, દારિદ્રી નર સોય. ૩૩૭૧

## ચેરા યોગ.

ત્રણ ગ્રહ હોયજ નીચના, તો તું ભેદ ચિત આણ;
નિશ્ચે તેહજ બાળને, ચેરા દાસ વખાણ. ૩૩૭૨

## એકગ્રહપ્રતિ યોગ.

રવિથી મંગલ જો બિજે, કે દ્વાદશમે રેહ;
તો જાણો ધનવાન નર, વળી શૂરવિર તેહ. ૩૩૭૩
જો રવિથી બીજેજ બુદ્ધ, કે દ્વાદશમે નેક;
તો તે નર હરિચરણનું, રાખે ધ્યાન વિશેક. ૩૩૭૪
સૂરજથી બીજે ગુરૂ, કે દ્વાદશમે વાસ;
તો જાણો વિદ્યા બહૂ, રહે મહીપતિ પાસ. ૩૩૭૫
શુક્ર રવીથી જો બિજે, કે દ્વાદશમે માન;
મગન રહે નિશિદિન સદા, હોય બહૂ ધનવાન. ૩૩૭૬
જો રવિથી બીજે શની, કે દ્વાદશે પવિત્ર;
સેવક સ્ત્રી સુખ ભ્રાત અતિ, વળી હોય બહુ મિત્ર. ૩૩૭૭

## દ્વીગ્રહ પ્રતિ યોગ.

જો રવિ શશિ બે ગ્રહ પડે, જાણો એકજ ધામ;
તો તે નરને ઓળખો, કરે કજાના કામ. ૩૩૭૮
રવિ મંગલ ગૃહ એકમાં, સૂમ નિર્દયી માન;
ભાનુ બુદ્ધ જો એક ગૃહ, હોય મહા ધનવાન. ૩૩૭૯
રવિ ગુરૂ જહેના એકગૃહ, મહાધની નરજોય;
કરે પત્નિ અતિ હેતને, વળી મિત્ર બહુ હોય. ૩૩૮૦
સૂર્ય શુક્ર જો એક ગૃહ, ચપળ શૂર સરદાર;
પડે એક ગૃહ ભાનુ શનિ, પરખે માણિક સાર. ૩૩૮૧
શશિ મંગલ જો એકગૃહ, હોય ચુગલ નર લેખ;
શશિ બુદ્ધ એક ગૃહજ તવ, બુદ્ધિ વિશેષજ પેખ. ૩૩૮૨
એક ઠામ શશિ ગુરૂપડે, અધિક કુટુમ્બી હોય;
ચંદ્ર શુક્ર જો એક ગૃહ, તો નૃપ મંત્રી સોય. ૩૩૮૩
ચંદ્ર શનિશ્ચર એક ગૃહ, વૃદ્ધપ્રિયા તવમાણ;
પર ખોળે તે બેસતાં, હય ગોપાળ પ્રમાણ. ૩૩૮૪

મંગલ બુદ્ધજ એક ગૃહ, તવ વિધવા પતિ જાણ;
મંગલ ગુરુ જો એક ગૃહ, બોલે વચન પ્રમાણ. ૩૩૮૫
મંગલ ભૃગુ જો એક ગૃહ, પ્રિયા ઉપર નિત ચિત્ત;
મંગલ શનિ જો એક ગૃહ, તો ન હોય પ્રિયવિત્ત. ૩૩૮૬
બુદ્ધ ગુરૂ ગૃહ એકતો, ચંચળ સત્ય સ્વભાવ;
નારી હોય પતિવ્રતા, પોતે મનથી રાવ. ૩૩૮૭
બુદ્ધ ભૃગુ ગૃહ એકતો, વાણિ મિષ્ટ પ્રિય માન;
હોય બુદ્ધ શનિ એક ગૃહ, કરે સદા કલકાન. ૩૩૮૮
ગુરૂ ભૃગુ જો ગૃહ એકનો, હોય સુવિધાવાન;
ગુરૂ શનિ જો ગૃહ એકતો, સેનાપતિ બળવાન. ૩૩૮૯
ભૃગુ શનિ જો ગૃહ એકતો, ઘુત કર્મે ચિતધાર;
મલ્લ પશુપતિ જાણિયે, કરે બહુ હિતનાર ૩૩૯૦
એક ધામ ગ્રહ જેટલા, પડ્યા જાણિયે મિત્ર;
તેનો શુભ ફળ આપતા, ધર પન્ડિત મન ચિત્ર. ૩૩૯૧

### અથ સૂર્ય દ્વાદશ ભાવ ફલં.

પડે ભાનુ લગ્નેજ તો, બાળક પણમાં દુઃખ;
વળી પ્રિયા કે પુત્રનૂં, કદીન દેખે સૂખ. ૩૩૯૨
પડે ભાનુ બીજે ભુવન, તો સુતથી સુખ ચેન;
વળિ તન લાંબૂ દુર્બળૂં, બહુ ધન રાતા નેન. ૩૩૯૩
વસે સદા પરદેશમાં, વિકટજ પંથ કઠોર;
રાત્ર દિવસ ચિંતા રહે, જુસ્સો માત્ર ન જોર. ૩૩૯૪
ત્રીજે ગૃહ રવિ એકલો, જિવેન કોઈ ભ્રાત;
સ્ત્રી પુત્રાદિથિ સુખરહે, બુદ્ધિવાન શુભ ગાત્ર. ૩૩૯૫
ચપલ ગવન ધનમાન અતિ, ચાહ્ય પરસ્ત્રીસાર;
બહૂ પરાક્રમ જાણુ વળિ, વિદ્યાવાન વિચાર. ૩૩૯૬
ચોથે ગૃહ જો રવિ પડે, જ્ઞાનવાન પ્રિયમાન;
સ્ત્રી સહીત આનંદમાં, બહુ વિદ્યા ધનવાન. ૩૩૯૭
વળી શૂર તે હોય બહુ, જીતે યુદ્ધ અપાર;
કરે પ્રિતિ ભૂપતિ સકળ, વ્યાપે યશ તરવાર. ૩૩૯૮

પડેભાનું ગૃહ પંચમે, સુતસૂં રહે વિયોગ ;
કર્મ ધર્મ થોડૂં કરે, રહે દેહમાં રોગ. ૩૩૯૯
વળી સભાચાતુર અધિક, તિક્ષણ બુદ્ધિ બળવાન ;
જાણે વિદ્યા તંત્રની, વળી યંત્રની માન. ૩૪૦૦
પડે ભાનુ છઠ્ઠે ભુવન, તો દુર્બળતન માન ;
બુદ્ધિવાન સુંદર વદન, ધર્મવાન યસવાન. ૩૪૦૧
કરે ઘણૂં હિત કુટુમ્બે, પરમ ભક્ત હરિજન્ન ;
પ્રિયા આપણી સૂં રમે, અવર માત ધરિમન્ન. ૩૪૦૨
સપ્તમ ગૃહજો રવિપડે, કરે પરસ્ત્રીય ભોગ ;
મહા અહંકારી કૃપણ, ગૃહસ્ત્રી સહે વિયોગ. ૩૪૦૩
અષ્ટમ ગૃહજો રવિપડે, લંબશરીર દુખિલોક ;
કરે ચાકરી નીચની, રહે દામનો શોક. ૩૪૦૪
નવમે ગૃહજો રવિપડે, ધર્મવાન નરમાન ;
બહુધન અતિ સુંદર યતી, વડૂં આયુ બળવાન. ૩૪૦૫
બાળાપણમાં હોય બહુ, રોગ કષ્ટ અતિદુઃખ ;
તરુણ અવસ્થા થાયતવ, પામે તનથી સૂખ. ૩૪૦૬
દશમે ગૃહજો રવિપડે, બહુસુખ લઘુ આહાર ;
ગર્વ બાળપણ વૃદ્ધમાં, થાય વિરક્ત વિચાર. ૩૪૦૭
એકાદશગૃહ રવિપડે, રહે મહીપતિ પાસ ;
બુદ્ધિવાન અતિ દુર્બળો, બહુધન સેવક દાસ. ૩૪૦૮
કરે પ્રીતિ પ્રિય કુટુમ્બથિ, સ્ત્રીસૂં રાખી હેત ;
એકચિત્ત કદી નહીં, જ્યોતિપિ એ કહિદેત. ૩૪૦૯
દ્વાદશ ગૃહમાં રવિપડે, અધિક દયા બુદ્ધિવાન ;
નયનરોગ દુખ દેહમાં, પામે કષ્ટ નિદાન. ૩૪૧૦

## ચંદ્રભાવફલ.

તન ગૃહમાં જો ચંદ્રમા, સુંદર શશિ સમજાણ ;
સ્ત્રીસૂં રાખે હેત અતિ, મહાધની નિર્માણ. ૩૪૧૧
ક્રુરગ્રહ સંગ ચંદ્રમાં, જો લગ્ને હરિ રેહ ;
મૂરખ ફરખાલી સદા, દારિદ્રી નર તેહ. ૩૪૧૨

જો બીજે ગૃહ શશિપડે, અતિ સુંદર સુખમાન;
બુદ્ધિવાન બહુધન ચતુર, વળી થાય યશવાન. ૩૪૧૩
હોય સુધાકર નીચનો, કે શનિ ગૃહનો હોય;
કે દૃષ્ટિ ક્રુર ગૃહતણી, તો અર્દ્ધું ફળ જોય ૩૪૧૪
જો ત્રીજે ગૃહ શશિપડે, સ્ત્રીરાખે બહુ હેત;
સકળ વસ્તુથી સુખ રહે, વિદ્યા મિત્ર સમેત. ૩૪૧૫
અબળ હોય શશિ જાણિયે, જીવે કોઇન ભાત;
વળી મૂઢ અતિ હોય તે, કઠિન સમજે વાત. ૩૪૧૬
ચતુરભુવન શશિ સ્ત્રીયહિત, વળિ સુખમાન પ્રમાણુ;
દ્વય હરતી સંયુક્ત જો, અબળ અર્ધસુખ જાણુ. ૩૪૧૭
પંચમ ગૃહ શશિ મૂઢ અતિ, સ્ત્રી સુતનૂં સુખ લેખ;
પ્રથમે કન્યા પ્રાપ્તિ કદિ, અબળ દરિદ્રિ પેખ. ૩૪૧૮
શશિ છઠ્ઠે ગૃહ જો પડે, બોલે વચન દુરુક્ત;
દયાહીન શત્રૂ અધિક, રોગી આળસ યુક્ત. ૩૪૧૯
સપ્તમ ગૃહ શશિ જાણવું, બહુધન સુંદર દેહ;
પામે સુંદર નારનો, તે પવિત્ર શુભ સ્નેહ. ૩૪૨૦
અબળ હોય શશિ સપ્તમે, સદા રોગ તન જાણુ;
વળિ ત્હેની રોગી પ્રિયા, જ્યોતિષિ કથે સુજાણુ. ૩૪૨૧
પડે સોમ ગૃહ અષ્ટમે, રોગી ચોર વખાણુ;
ચિત્તમાંહ્ય ઉદ્વેગ નિત, દારિદ્રી અતિ જાણુ. ૩૪૨૨
નવમે ગૃહ જો શશિ પડે, હોય મહા ધનવાન;
રાખે સ્ત્રી સૂં હેત અતિ, ધર્મ ધ્યાન બહુ માન. ૩૪૨૩
પડે નવમ ગૃહ અબળ શશિ, હોય મૂઢ અજ્ઞાન;
રડતે હાથ સદારહે, મહાદરિદ્રિ સમાન. ૩૪૨૪
હોય સોમ દશમે ભુવન, બુદ્ધિવન્ત પ્રિયગાન;
સ્ત્રી સહ આનંદે રહે, સદા સુખી ધનવાન. ૩૪૨૫
અબળ હોય નિશિનો પતી, જો રહિ દશમસ્થાન;
રહે રાત્ર દિન શોકમાં, દેહ દુર્બળી માન ૩૪૨૬
પડે સોમ અગિયારમે, ધન સેવક બહુ જાણુ;
દેહ દુર્બળી અબળ તો, મૂર્ખ દરિદ્રિ પ્રમાણુ. ૩૪૨૭

### ચતુર નર્ક ચિન્હ.

કુત્સિત ભોજન પુત્રિ ધન, વળિ લડાક ઘર નાર;
ચોથે વસન મલીન તન, નર્ક ચિન્ન એ ચાર. ૧૭૩

### ચતુર સ્વર્ગ ચિન્હ.

પાન પુરાણું ઘી નવું, ગૃહમાં કુળવતિ નાર;
ચોથે તુરી પલાણવો, સ્વર્ગ ચિન્હ એ ચાર. ૧૭૪

### ચતુર અવધી.

વિદ્યા સમ નહિં મિત્ર જગ, શત્રુમુર્ખતા માન;
સ્નેહ પાત્ર નહિં પુત્ર સમ, દૈવી ધન બળવાન. ૧૭૫
ક્ષમા તુલ્ય કો તપ નહીં, સુખ સંતોષ સમાન;
તૃષ્ણા સમ વ્યાધી દયા, સમોન ધર્મ નિદાન. ૧૭૬
નહિં વિદ્યા સમ ચક્ષુકો, સત્ય સમ ન તપ કોય;
પ્રીતિ સમૂં નહિં દુખ જગત, ત્યાગ સમુ ન સુખ હોય. ૧૭૭

### ચતુર પુણ્ય વિના દુર્લભ.

સંપત્તિ ને શરીર સુખ, વિદ્યા વળિ શુભ નાર;
પૂરવ પૂરા પૂણ્ય વણ. માગ્યાં મળેન ચાર. ૧૭૮
નર પ્રારબ્ધથિ મેળવે, વસ્તૂ ચાર પવિત્ર;
રાજ રસાયણ સુત સુભગ, અને નિપુણ નિજ મિત્ર. ૧૭૯
પિતા રાજ સુખ યુવા મદ, વળિ મનરંજન નાર;
મન ઇચ્છિત ધન ગૃહ વિષે, જગજીવન ફળ ચાર. ૧૮૦

### ચતુર ફળ.

અગ્નિ હોત્રછે વેદ ફળ, શ્રુતિ ફળ શીલ તું માન;
સંતતિ રતિ સ્ત્રી ફળ ગણો, ધન ફળ ભોગ સુ દાન. ૧૮૧

### ચતુર સાર.

આ સંસાર અસારમાં, ચાર સાર પ્રિય માન;
કાશિ વાસ સતસંગ શિવ, પૂજન ગંગા સ્નાન. ૧૮૨

દ્વાદશમે ગૃહ શશિ સુખી, ધાર્મિક અને નિરોગ ;
અબળ શોક દારિદ્રતા, એક આંખમાં રોગ. ૩૪૨૮

### ભોમ ભાવ ફલં.

તન ગૃહમાં મંગળ પડે, લહે બાળપણ દુઃખ ;
તન કાળું વળિ દુર્બળું, હોયન સુતનૂં સૂખ. ૩૪૨૯
ચુગલ ચપળ વળિ સુમ અતિ, કફની દેહજ હોય ;
નારી તેહની નવ જિવે, સુણો મિત્ર સૌ કોય. ૩૪૩૦
ક્રિયા કર્મ નિજનારનાં, કરે આપણે હાથ ;
એરિત સ્ત્રી નિજ પુરુષથી, સદા વિયોગી ગાય. ૩૪૩૧
બીજે ગૃહ મંગલ પડે, દારિદ્રતાજ દુઃખ ;
દેણદાર નિશિદિન રહે, કદીન પામે સૂખ. ૩૪૩૨
બળી રહે પરદેશમાં, દુર્બળ શરિર પ્રમાણ ;
કાર્ય ક્ષેત્ર ખેતીકરે, સદા ગવન ચિત આણ. ૩૪૩૩
ત્રીજે ગૃહ મંગલ પડે, હોય સદા સુખી લોક ;
વળી હોય તે નીચ તો, રાત્ર દિવસ અતિ શોક. ૩૪૩૪
ચોથે ગૃહ કુજ મિત્ર બહુ, વાહનતું અતિ દુઃખ ;
રહે સદા પરદેશમાં, લહે કદી નહિં સૂખ. ૩૪૩૫
પડે ભોમ ગ્રહ પાંચમે, જિવેન ત્હેને તન ;
સબળ હોય જો ભોમતો, એક જિવે ધરમન્ન. ૩૪૩૬
મંગલ છઠે ભુવન જો, સુત ધન સુખ રહેઠાણ ;
કદી હોય તે અબળ તો, થાય મૂઢમતિ જાણ. ૩૪૩૭
સપ્તમ ગૃહ મંગલ પડે, સ્ત્રી ચિન્તા નિત ચિત્ત ;
અબળ હોય તો નારિથી, રહે વિયોગી નિત્ત. ૩૪૩૮
અષ્ટમ ગૃહ મંગલ પડે, હોય ચપળ લઘુદાન ;
સુત ચિન્તા નિશિ દિન રહે, મૃત્યૂ શ્રેષ્ઠ સ્થાન. ૩૪૩૯
નવમે ગૃહ મંગલ પડે, જાણતું હિંશક યોગ ;
તન દુર્બળ ધીમંત પ્રિય, બહુધન સુત સુખ ભોગ. ૩૪૪૦
દશમ ગૃહે મંગલ પડે, કરે સદા ઉપકાર ;
દ્રવ્યવાન ઉત્સાહ સુત. કુળમાં શ્રેષ્ઠ વિચાર. ૩૪૪૧
એકાદશ ગૃહ ભોમતો, કર્મવાન જિવ જાણ ;

કરે તાત માતા તણી, સેવા ચતુર સુજાણ. ૩૪૪૨
દ્વાદશમે ગ્રહ ભોમતો, કરે મિત્રસૂં દ્વેશ ;
તેજહીન વળિ ક્રોધ સહ, ખરચે દ્રવ્ય વિશેષ. ૩૪૪૩

## બુદ્ધ ભાવ ફલં.

પડે બુદ્ધ તન ભુવનતો, મિષ્ટ વચન પ્રિયમાન ;
કરે હિત બહુ કુટુમ્બથી, ધર્મવાન ધીમાન. ૩૪૪૪
બીજે ગ્રહ જો બુદ્ધતો, કાવ્ય કુશળતા માન ;
કાન્તિ યુક્ત ધનવાન અતિ, વિમળ શીળ ગુણવાન. ૩૪૪૫
બુદ્ધ ભુવન બેઠો ત્રીજે, કરે પુણ્ય લઘુદાન ;
હોય બહૂ સેવક પ્રિયા, ધન યૌવન સન્માન. ૩૪૪૬
ચોથે ગ્રહજો બુદ્ધ તો, નૃત્ય ગાનમાં પ્રિત ;
ધન્ન ધાન્ય વિદ્યા બહૂ, મળેજ મિત્ર પુનીત. ૩૪૪૭
જો કદિસંગે રાહુ કે, રવિસુત કે કુજ હોય ;
તો તે નરને જાણિયે, ભ્રાતન જીવે કોય. ૩૪૪૮
રહે બુદ્ધ પંચમ ભુવન, ચાતુર કવિ ગુણવાન ;
બહૂ પુત્ર સૂખમાં વળી, હોય રાજ સન્માન. ૩૪૪૯
પડે બુદ્ધ છઠ્ઠેભુવન, ત્હેના રિપુ બહુ જાણ ;
આળસ સહ વ્યાકુળ સદા, જ્યોતિષિ કહે સુજાણ. ૩૪૫૦
બુદ્ધ પડે સપ્તમ ભુવન, પામે સુંદર વામ ;
શીળવંત સતવાક્ય મુખ, સદા વિભવતે ધામ. ૩૪૫૧
બુદ્ધ અષ્ટમે આયુ બહુ, વળી રાજ સન્માન ;
પામે તે નર મૃત્યુ શુભ, કાશી ગંગા સ્થાન. ૩૪૫૨
નવમે બુદ્ધ સુપુત્ર બહુ, પરોપકારી હોય ;
સદા હર્ષમાં તે રહે, મહાધની સુખજોય. ૩૪૫૩
દશમે બુદ્ધ કરેજ તે, બહૂ પુણ્ય વળિ દાન ;
સેવામાં અતિચિત રહે, તાત માતની માન. ૩૪૫૪
બુદ્ધ પડે અગીયારમે, સ્ત્રીસૂં અતિ હિત આપ ;
સદારહે આનંદમાં, વિદ્યા લાભ પ્રતાપ. ૩૪૫૫
પડે બુદ્ધ ગ્રહ બારમે, ચાહે પરધન નાર ;
મલિન ધૂર્ત નિર્દયમહા, જ્યોતિપશાસ્ત્ર વિચાર. ૩૪૫૬

## ગુરૂ ભાવ ફ્લં.

તન ગૃહમાં જો ગુરુ પડે, બહુ વિદ્યા ધનવાન;
કરે પ્રિતિ ભૂપતિસકળ, અતિ ઉદાર સહ જ્ઞાન. ૩૪૫૭
સુરગુરુજો બીજે ગૃહે, મગન રહે દિન રેણિ;
હોય ધની અતિ અહંકૃતિ, વદે જ્યોતિવિ ક્હેણિ. ૩૪૫૮
ત્રીજા ગૃહમાં ગુરુપડે, અતિ કૃતઘ્નિ તે માન;
રાખે પ્રીતિ ન કુટુમ્બમાં, મહાકૃપણુ ધનવાન. ૩૪૫૯
ચોથે ગૃહ ગુરુ જો પડે, હોય પ્રિયા સુત સૂખ;
સદારહે આનંદમાં, કદીન દેખે દુઃખ. ૩૪૬૦
પંચમ ગૃહમાં ગુરુ પડે, પ્રિયા પુત્ર બહુ હોય;
વિશાળ તન ધીમાન અતિ, સદા વિભવ જન જોય. ૩૪૬૧
છઠ્ઠે ગૃહ ગુરુ જો પડે, ત્હેને રિપુ બહુ જાણુ;
અબળ હોયતો દેહમાં, રોગ કષ્ટ નિર્માણ. ૩૪૬૨
સપ્તમ ગૃહ ગુરુ જો પડે, અતિઆનંદ નિધાન;
મિષ્ટ વચન ચાહેપ્રિયા, બુદ્ધિવાન ધનવાન. ૩૪૬૩
અષ્ટમ ગૃહ જો ગુરુપડે, ચાકર દીન કૃપીણ;
આળસ યુક્ત રહે સદા, નિર્વિવેક તન ક્ષીણ. ૩૪૬૪
નવમે ગૃહ જો ગુરુ પડે, હોય મહા ધનવાન;
રાખે હિત બહુ કુટુમ્બે, કરે પુણ્ય અતિ દાન. ૩૪૬૫
વળી લહે પદવી વડી, કર્મવાન ધનવાન;
સદા રહે આનંદમાં. હોય મહા બળવાન. ૩૪૬૬
દશમે ગૃહ જો ગુરુ પડે, રાજ ચ્હિન્હ સહમાન;
ઉત્તમ વાહન કુટુમ્બી, દયા ધર્મ યશવાન. ૩૪૬૭
પડે ગુરૂ એકાદશે, સામર્થી બહુ જોય;
વસ્ત્ર રત્ન વાહન અધિક, રાજ કૃપાથી હોય. ૩૪૬૮
પડે ગુરુ ગૃહ દ્વાદશે, રહે રોગ દિન રેણ;
દાન પુણ્ય થોડું કરે, જૂઠાં બોલે વેણ. ૩૪૬૯

## શુક્ર ભાવ ફ્લં.

પડે શુક્ર જો લગ્નમાં, કરે પુણ્ય બહુ દાન,
પ્રસન વદન પ્રિય પ્રીતિમન, વિદ્યા ધન યશવાન. ૩૪૭૦

શુક્ર બીજે ભુવને પડે, સ્ત્રીસૂં રાખે હેત ;
અણચિન્ત્યૂં ધન પામતો, શ્રીધીમાન સચેત. ૩૪૭૧
ત્રીજેગૃહ ભૃગુજો પડે, હોય કુત્સિત ધનહીન ;
અપ્રિય વચન વદે સદા, કામી મહા મલીન. ૩૪૭૨
જો ભૃગુ ચોથે ગૃહ પડે, હોય પ્રિયા બહુ પુત્ર ;
રહે ભક્તિ ગુરુ દેવમાં, વળી હોય બહુ મિત્ર. ૩૪૭૩
પડે શુક્ર પંચમ ભુવન, કાવ્ય કળારુચિ જોય ;
ચતુર ધની અતિ જાણિયે, રસિક વિલાસી હોય. ૩૪૭૪
છઠ્ઠેગૃહ ભૃગુ જો પડે, કરે સ્ત્રીયોની વાત ;
હોય શત્રુ ત્હેના અધિક, વિશ્વમાંહ્ય સુણ ભ્રાત. ૩૪૭૫
સપ્તમ ગૃહ ભૃગુ જો પડે, હોય પ્રિયા સુત સૂખ ;
બહુધન આનંદી રહે, દેખે કદીન દુઃખ. ૩૪૭૬
અષ્ટમ ગૃહ જો શુક્ર તો, અતિ પ્રસન્ન મુખમાન ;
સ્ત્રી સુતની ચિન્તા સદા, વળિ નિશંક બળવાન. ૩૪૭૭
નવમેગૃહ ભૃગુ હોયતો, ભાગ્યવાન ઉરઆણ ;
નિશિદિન મન આનંદમાં, ધર્મવાન ગુણિ જાણ. ૩૪૭૮
દશમ ગૃહે કદિ શુક્રતો, રહે સુખી દિન રેન ;
સ્ત્રીસુતસૂં અતિ પ્રીતિનિત, મહાધની મન ચેન. ૩૪૭૯
પડે ભૃગુ એકાદશે, નૃત્ય ગાન રુચિ હોય ;
દ્રવ્યાગમન સદા રહે, ધર્મવાન નર સોય. ૩૪૮૦
દ્વાદશમે ગૃહ ભૃગુ પડે, રહેજ ચિત્ત મલીન ;
ક્રોધી વળી વિરોધિ સહ, કામી સત્ય વિહીન. ૩૪૮૧

## શની ભાવ ફલં.

શનિ તન[૧] ગૃહમાં જો પડે, લગ્ન તુલા વા મીન ;
હોય નૃપતિ જગમાં વિદિત, કે કુલદિપક પ્રવીણ. ૩૪૮૨
મકર કુમ્ભમાં ધન બહૂ, અન્ય રાશિમાં દુઃખ ;
તનમાં રોગ સદા રહે, કદી ન દેખે સૂખ. ૩૪૮૩
પડે શનિશ્ચર જો બિજે, દેશાન્તરમાં જાય ;
તો પામે અતિ દુઃખ તે, નહિંતો દુખી ગવાય. ૩૪૮૪

પડે શનિશ્ચર જોવિજે, વાહનાઢય નૃપ માન ;
પાળે બહુ જનને સદા, વિક્રમ સમ બળવાન. ૩૪૮૫
પડે ભુવન ચોથે શની, દારિદ્રી ઉરઆણ ;
વળિ કુશીલ દુર્બળ પ્રકૃતિ, વાત પિત્ત મય જાણ. ૩૪૮૬
પડે શનિશ્ચર પાંચમે, મહા મૂઢમતિ જાણ ;
વિત્તહીન રોગીસદા, પુત્ર સૌખ્યની હાણ. ૩૪૮૭
છઠ્ઠે હોય શનિશ્ચરસુ, ત્હેને શત્રુન કોય ;
પુષ્ટ અંગ બળવાન તે, સદાસૂખી નર હોય. ૩૪૮૮
પડે શનિશ્ચર સપ્તમે, સ્રીનૂં દુખ બહુ જાણ ;
હીન વૃત્તિ બળહીન પણ, મકર કુમ્ભ સુખ માણ. ૩૪૮૯
પડે શનિશ્ચર આઠમે, કૃશતન આળસ યુક્ત ;
હોય વાયુ ઇત્યાદિ વળિ, કહું સંતોષ વિમુક્ત. ૩૪૯૦
નવમ ગૃહે શનિ જો પડે, ધર્મ કર્મ મતિ હીન ;
કામ શક્તિ નહિ તન વિષે, રહે સદાજ મલીન. ૩૪૯૧
તુલા મીનનો હોય તો, ધર્મ કર્મ પર પ્રીત ;
સુખી ધની મોસાળથી, વિદ્યા જ્ઞાન વિદીત. ૩૪૯૨
દશમ ગૃહે શનિ ઉચ્ચનો, બુદ્ધિવાન ધનવાન ;
હોય શનિશ્ચર નીચ તો, દારિદ્રી નર માન. ૩૪૯૩
એકાદશ ભુવને શની, લહે સભામાં માન ;
હોય શનિશ્ચર નીચનો, મળે અર્ધ સન્માન. ૩૪૯૪
પડે શનિશ્ચર દ્વાદશે, દયા ન રાખે ચિત્ત ;
નીચ સંગતી નિતરહે, કદી હોય નહિં વિત્ત. ૩૪૯૫
કદી બારમે સ્વગૃહી, હોય શનિશ્ચર જાણ ;
ધન આવે ખરચે અધિક, જ્યોતિષિ કરે વખાણ. ૩૪૯૬

## રાહુ કેતુ ભાવ ફલં.

રાહુ કેતુ લગ્ને પડે, સુણો જોતિષિ મિત્ર ;
રહે રોગ તનમાં સદા, વળિ દરિદ્ર અપવિત્ર. ૩૪૯૭
રાહુ કેતુ બીજે ભુવન, તો ત્યાં ધન નવ હોય ;
વિપત્તિમાંહ્ય સદારહે, કદીન સુખ તે જોય. ૩૪૯૮

રાહુ કેતુ ત્રીજે ભુવન, છવે નહિં કે ભ્રાત ;
સકળ અરિષ્ટ નાશક કરે, શરિર સુખી શુભ વાત. ૩૪૯૯
રાહુ કેતુ ચોથે ભુવન, હોય દ્રવ્યનું દુઃખ ;
વળી ભ્રાત સુત માતનું, કદીન દેખે સૂખ. ૩૫૦૦
રાહુ કેતુ પંચમ ભુવન, જિવેન પુત્ર પ્રમાણ ;
પડે રાહુ જો ઉચ્ચનો, હોય ધનાઢ્ય વખાણ. ૩૫૦૧
રાહુ કેતુ ષષ્ટમ ભુવન, ત્હેને શત્રુ ન કોય ;
પામે પદ્દી ઉચ્ચની, દ્રવ્ય માન અતિ હોય. ૩૫૦૨
રાહુ કેતુ સપ્તમ ભુવન, તવ ખુશિમાં તે લેખ ;
પુણ્ય દાન થોડૂં કરે, પ્રિયાન જીવે પેખ. ૩૫૦૩
રાહુ કેતુ અષ્ટમ ભુવન, રોગવાન તે માન ;
ચપળ શૂરવિર તે ખરો, બુદ્ધિવાન ધનવાન. ૩૫૦૪
રાહુ કેતુ નવમે ભુવન, હોય ચુગલ બહુ જાણ ;
દાન પુણ્ય કદિ નવ કરે, જન્મારેજ સુજાણ. ૩૫૦૫
રાહુ કેતુ દશમે ભુવન, રહે નિધન નર લેખ ;
ધરે ચિત્ત પરદ્રવ્યમાં, પામે સુખ નવ પેખ. ૩૫૦૬
રાહુ કેતુ એકાદશે, ગજ ઘોડા બહુમાન ;
કદીરાહુ હોયે અબળ, તોન એહ સન્માન. ૩૫૦૭
રાહુ કેતુ ગૃહદ્વાદશે, પડે કરે લઘુ દાન ;
એક માર્ગ ખર્ચેજ ધન, ઉપકારી ગુણવાન. ૩૫૦૮
રાહુ ત્રિજે છઠ્ઠે અને, એકાદશે નિદાન ;
મકર કન્યા વૃષભ મિથુન, કર્ક મેશ શુભ માન. ૩૫૦૯

### ગ્રંથાન્તરે ભાવ સમાસ વિચાર.

પોતાનો સ્વામી અને, શુભગ્રહો યુત સાર ;
શુભગ્રહોયે જોયલા, ભાવનિ વૃદ્ધિ વિચાર. ૩૫૧૦
પાપગ્રહોયે હાનિ વળિ, મિશ્રથિ મિશ્ર વખાણ ;
એ રિત ભાવ વિચારતા, જ્યોતિષિ સર્વ સુ જાણ. ૩૫૧૧
ઉચ્ચરાશિ વા મિત્ર ગૃહ, રહેલ ગ્રહ કહું નેક ;
ભાવતણી અતિ પુષ્ટિ કર, જ્યોતિષિ જાણ વિશેક. ૩૫૧૨

શત્રુ વા નિચ રાશિમાં, રહેલ ગ્રહથી નાશ ;
ભાવ તણા બીજા અને, પંચમ કેન્દ્ર તપાસ. ૩૫૧૩
જો શુભ પાપ ગ્રહો અને, મિશ્ર મળે કે જોય ;
અનુક્રમ વૃદ્ધિ હાની અને, મિશ્રપણું તવ હોય. ૩૫૧૪
ભાવ સ્વામિ ત્રિક ભુવનમાં, ત્રિકસ્થાનનો ભાવ ;
માંહ્ય હોય તે ભાવનો, નાશ જ્યોતિષિ બતાવ. ૩૫૧૫
ભાવ તણો સ્વામી કદી, શત્રુ નીચ વા અસ્ત ;
પામ્યો નહિં શુભ યુક્ત તે, જોય ન તવ ઉદવસ્ત. ૩૫૧૬

## ધન પ્રાપ્તી વિચાર.

લગ્ન અને શશિથી કદી, દશમે રહ્યલા સાર ;
સૂર્યાદિ ગ્રહો અનુક્રમે, જો ધન પ્રાપ્તિ વિચાર. ૩૫૧૭
પિતા માત શત્રુ અને, મિત્ર ભાઇથી જાણ ;
વળિ સ્ત્રી સેવકથી કરે, ધન પ્રાપ્તિજ પ્રમાણ ૩૫૧૮
લગ્ન અને શશિથી કહૂં, દશમે ગ્રહ નવ કોય ;
તવ લગ્ન ચંદ્ર સૂર્યથી, દશમ સ્વામિ જે હોય. ૩૫૧૯
તે નવમાંશ રાશી રહ્યા, સ્વામિનિ વૃત્તિ જાણ ;
એ રિત ધન પ્રાપ્તિ તણા, દલપતિ કરે વખાણ. ૩૫૨૦
નવમાંશ તણો સ્વામિજો, સૂર્ય હોય તવ લેખ ;
સુવર્ણ ઉર્ણ અને કહૂં, મંત્રોપદેશ પેખ. ૩૫૨૧
અથવા વૈધક સુગંધી, વસ્તુ મોતિ મણિનેક ;
વ્યાપારે શુભ વૃત્તિથી, ધન પ્રાપ્તિ સુવિશેક. ૩૫૨૨
નવમાંશ તણો સ્વામિ શશિ, રાજ્યાંગનાથિ સાર ;
આશ્રય મળતો મોતિ વળિ, પ્રવાલ શંખ વિચાર. ૩૫૨૩
વાણિ વિનોદિત માર્ગ જળ, વિષે પદાર્થ ઉત્પન્ન ;
તેહતણો વ્યાપાર વળિ, કૃષિથી પ્રાપ્તી ધન. ૩૫૨૪
કુજ સ્વામિ નવમાંશ તો, ખડ્ગ ચક્ર તરવાર ;
અગ્નિ ક્રિયા મનસિલ અને, હરિતાલ ખનિજ સાર. ૩૫૨૫

હિંગળોક અંજન થકી, ધન પ્રાપ્તીજ સુજાણ;
જો નવાંશપતિ બુદ્ધનો, ગણિતાક્ષરે વખાણ. ૩૫૨૬
કાવ્ય ચિત્ર સિલ્પક્રિયા, વેદાધ્યયનજ તેક;
ધન પ્રાપ્તી કરતો સુઘડ, આગ્રહ રાખિ વિશેક. ૩૫૨૭
ગુરુ નવમાંશે સ્વામિ તવ, ધર્મોપદેશ ધ્યાન;
પુરાણ વાર્તા દેવને, બ્રાહ્મણ પંડિત માન. ૩૫૨૮
તીર્થોપવાસ ગુરુ તણી, સેવનાથિ અભિરામ;
ધન પ્રાપ્તી શુભ જાણવી, મોક્ષપદે વિશ્રામ. ૩૫૨૯
શુક્ર નવાંશ પતિજ તવ, ગજ હય મહિષી ગાય;
જવાહિર સુવર્ણ રજતથી, પ્રાપ્તી સુલભ ગણાય. ૩૫૩૦
રવિજ નવાંશે સ્વામિ તવ, કાસદ મજૂર લેખ;
વૈતરાથિ પ્રાપ્તી કહી, વિષેપ જ્યોતિષિ પેખ. ૩૫૩૧
ધન પ્રાપ્તી સુપ્રકારમાં, કહ્યા પ્રમાંણે સાર;
સૂર્ય ઉચ્ચ સ્વપરાક્રમે, ધન પ્રાપ્તી સુવિચાર. ૩૫૩૨
છઠ્ઠાનો સ્વામી ત્રિજે, તવ કાષ્ટાદિક મ્હાણ;
વેચવાનિ વૃત્તી થકી, ધન પ્રાપ્તીજ પ્રમાણ. ૩૫૩૩
શુભગ્રહોની દ્રષ્ટિયે, હીન સોમ જો હોય;
તવ ચાકર કે ભિક્ષુકી, એ રિત પ્રાપ્તી જોય. ૩૫૩૪
નીચ અને અસ્તાંશને, પામેલા ગ્રહ સર્વ;
શુભ દશમ ભુવન વણ રહ્યા, ભિક્ષુક માગે પર્વ. ૩૫૩૫
લગ્ને શશિ કેન્દ્રે રવિજ, ગુરુ દ્વાદશેજ જાણ;
તે પણ ભિક્ષુક જાણવો, જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણ. ૩૫૩૬
અંશ વિષે જો શુક્રને, સૂર્ય જોયો હોય;
તવ તે સેવક રાજનો, ચતુર જ્યોતિષી જોય. ૩૫૩૭
શુભ ગ્રહ દ્રષ્ટિ વિશેષ જવ, દલપતિ દશમે ધામ;
તવ તે સુખિ ધનિ સેવકો, પુત્ર પ્રિયા અભિરામ. ૩૫૩૮

## ગ્રંથાન્તરે પુરૂષ જાતક કોષ્ટક.

### જન્મ લગ્નાદિ દ્વાદશ ભાવસ્થાને જે જે ગ્રહ આવે ત્હેનાં પૃથક પૃથક ફલ દર્શાવનાર કોષ્ટક. રાહુ—કેતુનાં ફળ મતાંતરે શનીની બરાબર છે.

| ભાવ સંખ્યા. | રવિ. | ચંદ્ર. | મંગલ | બુદ્ધ. | ગુરૂ. | શુક્ર. | શની-રાહુ-કેતુ. |
|---|---|---|---|---|---|---|---|
| લગ્ન. ૧. | શરીરપીડા......... | કાન્તિમાન સુખ.... | રક્ત કોપ......... | કાન્તિમાન સુખ.... | કાન્તિમાન સુખ. | કાન્તિમાન સુખ.... | અતિદુઃખદાયક. |
| ધન. ૨. | અતિદુઃખ. ધનનાશ. | વિશેષ સંપત્તિપ્રાપ્ત. | દુખપ્રાપ્ત ધનનાશ. | વિવિધસંપત્તિ પ્રાપ્ત. | વિવિધ સંપત્તિ પ્રાપ્ત. | વિવિધ સંપત્તિ પ્રાપ્ત. | દુઃખપ્રાપ્ત ધનનાશ. |
| સહજ. ૩. | નિરોગી. ......... | કીર્તિમાન......... | કોપ યુક્ત......... | સમૃદ્ધિ વાન. ...... | સુબુદ્ધિવાન. ...... | વિવિધ વેષધારી. ... | સૌને પ્રિયકર. |
| સુહૃદ્. ૪. | શરીરે વિશેષ પીડા. | સુખ લોગ્તા. ...... | શરીરે વિશેષ પીડા. | સુખભોગી. ...... | સુખભોગી. ...... | સુખભોગી......... | શરીરે વિશેષ પીડા |
| સુત. ૫. | મહા પરેમાળ. ... | બહુપુત્રવાન. ...... | સંતતિ થાય નહી. | પુત્ર સંતતિ અલ્પ. | વિશેષ પુત્ર પ્રાપ્ત. | વિશેષ પુત્ર પ્રાપ્ત. | સંતતિનાશ વાથાયનહી |
| રિપુ. ૬. | શત્રુ નાશ. ...... | મર્ણ થાય......... | શત્રુ નાશ. ...... | બુદ્ધિહીનઘણોજરોગી | શરીરે વિકળ. ...... | બુદ્ધિહીનઘણોજરોગી | શત્રુગ્રહે પુજ્ય ગણાશે |
| જાયા. ૭. | સ્ત્રીદુષ્ટકર્મી સંતતિ અલ્પ. | સ્ત્રીરૂપ ગુણવાન. પુત્રવાન. | સ્ત્રીદુષ્ટકર્મી સંતતિ અલ્પ. | સ્ત્રી રૂપવાન મનોહર બહુ પુત્ર. | સ્ત્રી રૂપવાન મનોહર બહુ પુત્ર. | સ્ત્રી રૂપવાન મનોહર બહુ પુત્ર. | સ્ત્રી દુષ્ટકર્મી સંતતિ થોડી. |
| મૃત્યુ. ૮. | સર્વ ગ્રહોનું એકજરીતે ફળછે, દુષ્ટબુદ્ધિ, શસ્ત્રઘાતથી શરીરપીડા, સુખરહિત રોગી, માટે જે ગ્રહ અસ્થળે પડેલો હોય તેની ભક્તિ, વા પુજન, દાન, જપ કરાવવાથી શાંતિ. | | | | | | |
| ધર્મ. ૯. | અધર્મી દુષ્ટમતિ દુઃશીલ. | ધર્મ પ્રવૃત્તિ. ...... | અધર્મી દુષ્ટમતિ ... દુઃશીલ. | નિરંતર ધર્મ પ્રવૃત્તિ. કાન્તિમાન. | નિરંતર ધર્મ પ્રવૃત્તિ. | નિરન્તર ધર્મ પ્રવૃત્તિ. | અધર્મી, દુષ્ટબુદ્ધિ બુદ્ધિહીન. |
| કર્મ. ૧૦. | અત્યંત દુષ્ટકર્મી કુપુત્ર વાન. | અત્યંત કીર્તીવાન. | દુષ્ટકર્મી કુપુત્રવાન. | વિવેકયુકત સુંદર | શુભ કર્મ કર્તા. ... | સંપત્તિવાન. ...... | ઘણોજ દુષ્ટકર્મી કુપુત્રવાન. |
| લાભ. ૧૧. | રાજ્યસમાગમપ્રાપ્ત. | ધનસંગ્રહ પુષ્કળ. | પૃથ્વીપતિથી લાભ. | સ્વભાવ. ......... | ધનવાન આયુષ્યવાન | ગુણવાન. ......... | સારી કીર્તિ મેળવનાર. |
| વ્યય. ૧૨. | દુઃશીલ. ...... | કાંણો થાય. ...... | પાપાચરણી ...... | ગતધની......... | કુસંગ હોય. ...... | વ્યાધિસ્થ......... | તિમતા વાન. |

## અથાન્તરે સ્ત્રી જાતક.

### હરિગીત છંદ.

સ્ત્રી જાતકમાં સ્ત્રી શરિર સુખ લગ્ન ચંદ્રથિ જાણવું,
સૌભાગ્ય ભુવન કલત્રથી૭ વૈધવ્ય મૃત્યુથિ૮ પ્રમાણવું;
વિષમ રાશિમાં લગ્ન અને શશિ હોયતો સ્ત્રિ પુરૂષ સમી,
સમ રાશિમાં કદિ હોય તો સ્ત્રિ સ્વભાવમાં નહિં ગણુ કમી. ૩૫૩૯

### દોહરા.

લગ્ન ચંદ્ર બે શુભ ગ્રહે, જોયાથી સુસ્વભાવ ;
પાપગ્રહે જોયા થકી, હિણુ ગુણ રૂપ બતાવ. ૩૫૪૦
લગ્ન અને કહું ચંદ્રમા, બળ વિશેષ પામેલ ;
તેહતણા ત્રીશાંશમાં, ફળ શુભ કારિ ઠરેલ. ૩૫૪૧
શુક્ર કુજકે શનિ રાશિના, લગ્ને ચંદ્ર નિવાસ ;
પાપગ્રહે જોયેલ તો, માત સહિત તે ખાસ. ૩૫૪૨
પરપુરૂષસું વિલાસતાં, જ્યોતિવિ જાણે કોય :
વ... ... ... કુજ રાશી અંશમાં, કલત્ર ભુવનજ હોય. ૩૫૪૩
... શનિયે જોયેલ તો, રોગ યુક્ત ભગ જોય ;
શુભ રાશીના અંશમાં, કલત્ર ભુવનજ રહોય. ૩૫૪૪
વળિ શુભ ગ્રહજ નિરિક્ષતા, સુભગ ગણે સો કોય ;
શુભગ્રહ જોયૂં સપ્તમૂં, રવિરાસ્યાંશજ હોય. ૩૫૪૫
તવ તે સ્ત્રીનો સ્વામિ જો, મંદ કામિ ઉર આણ ;
શશિરાસ્યાંશે જો કદી, કલત્ર કામિ સુ જાણ. ૩૫૪૬
કલત્ર કુજરાસ્યાંશમાં, સ્વામિ ક્રોધ મય જાણ ;
બુદ્ધરાસ્યાંશે હોયતો, વિદ્યાવાન વખાણ. ૩૫૪૭
ગુરુરાસ્યાંશ કલત્ર તો, સ્વામિ જિતેન્દ્રિય લેખ ;
શુક્રરાસ્યાંશે તવ પતી, સ્વરૂપ ભાગ્યવત પેખ. ૩૫૪૮
શનિરાસ્યાંશ કલત્ર તો, ધરડો મૂર્ખ વિચાર ;
એ રિત સપ્તમ ભુવનનો, કહ્યો સુઘડ વિસ્તાર. ૩૫૪૯
ચંદ્ર શુક્ર લગ્નેજ તો, સુખિ પણ ઈર્ષા ભાવ ;
ચંદ્ર બુદ્ધ લગ્નેજ તો, સગ્દુણિ સુખી બતાવ. ૩૫૫૦

### ચતુર નર્મદા નામ.

રેવા અને સુ નર્મદા, મેકલકન્યા જાણ;
સોમોદ્ભવા ચતુર ભણે, મુનિજન નામ પ્રમાણ. ૧૮૩

### ચતુર મધ્ય ગમન વર્જિત.

હળ ગર્ધભ ને દંપતી, ગુરૂ શિષ્ય લે માનિ;
એહનિ મધ્ય જવા થકી, કર્મ પુણ્યની હાનિ. ૧૮૪

### ચતુર રોગી ઉપચાર.

વૈદ્ય ઔષધી ચાકરી, વળી રોગ લે માનિ;
ચાર માંહ્યનૂં એક નહિં, તો રોગીની હાનિ. ૧૮૫

### ચતુર વણ હીન.

વસન હીન ભૂષણ વળી, ભોજન ઘૃત વણ હીન;
ત્રિય વિહીન ગુણ હીન દ્વિજ, વિદ્યા વિનય વિહીન. ૧૮૬

### ચતુર અવશ્ય કર્તવ્ય.

સો કારજ તજ ભોજને, ન્હાતાં સહસ્ત્ર કામ;
દાન કરંતાં લક્ષ તજ, કોટિ ત્યાગિ પ્રભુ નામ. ૧૮૭

### એક નમસ્કાર વર્જનીય.

સભા યજ્ઞ ને દેવ ગુરુ, એને એક પ્રણામ;
કરેન નર અભિમાનથી, તો નિજ નર્કે ધામ. ૧૮૮

### ચતુર આનંદ પ્રકાર.

વિષયાનંદ સંસાર છે, ભજનાનંદ પ્રભુ દાસ;
સહજાનંદ ચિતમાં ગણે, સગુણ રૂપનો વાસ. ૧૮૯
ચોથે બ્રહ્માનંદનૂં, કો કરિશકે વખાણ;
જિવનમુક્ત થાવા થકી, નાશ વાસના જાણ. ૧૯૦

### ચતુર વર્ણ.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને, ચતુર્થ શૂદ્ર વિચાર;
ચારનિ વર્ણોત્પત્તિ કહું, ને વળિ ધર્મ પ્રકાર. ૧૯૧

બુદ્ધ શુક્ર લગ્ને જતો, કળાકુશળ બહુ વ્હાલિ ;
લગ્ને શુભગ્રહ હોય તો, અનહદ સુખ ગુણ વાળિ. ૩૫૫૧
વૃષભ સિંહ કન્યા અને, વૃશ્ચિકમાં શશિ વાસ ;
તો તે સ્ત્રીને સંતતી, ઓછિ જાણવી ખાસ. ૩૫૫૨
મંગલ બુદ્ધ ગુરૂ અને, શુક્ર સુબળ પામેલ ;
હોય જ્યોતિષી તો કહો, બ્રહ્મ નિશ્ચાજ ઠરેલ. ૩૫૫૩
પાપ ગ્રહે જોયેલ કદિ, પાપ રાશિજ કલત્ર ;
હોય ન ત્હેને છોકરાં, કહો જ્યોતિષી અત્ર. ૩૫૫૪
સપ્તમ સ્થાને બેયકે, વધુ શુભગ્રહ જો હોય ;
રાજાની તે માનિતી, રાણી જગ જન જોય. ૩૫૫૫
સપ્તમ ભુવને રાહુ તો, કુલ કલંક દેતાજ ;
લગન શશિથિ સપ્તાષ્ટમે. પાપગ્રહથિ વિધવાજ. ૩૫૫૬
શુભગ્રહે નવ જોયલા, લગન ચંદ્ર નિર્ધાર ;
પાપગ્રહ વચ્ચેજતો, ઉભયકુલ નાશક નાર. ૩૫૫૭
સપ્તમ ભુવને કર્કના, રવિ મંગલ જો હોય ;
પર પુરૂષે આશક્ત તે, ચતુર જ્યોતિષી જોય. ૩૫૫૮
પાપગ્રહે જોયેલ કદિ, સપ્તમ મંગલ વાસ ;
બાળરાંડ તે જાણવી, જ્યોતિષિ કરો તપાસ. ૩૫૫૯
અષ્ટમ સ્વામી સપ્તમે, સપ્તમ સ્વામી અષ્ટ ;
પાપગ્રહે જોયેલતો, બાળરાંડ તે સ્પષ્ટ. ૩૫૬૦
ષષ્ટમ અષ્ટમ સ્વામિ જો, ષષ્ટમ દ્વાદશ લેખ ;
પાપગ્રહે જોયેલ તો, બાળરાંડ તે પેખ. ૩૫૬૧
અષ્ટમ ગુરૂ કે શુક્ર તો, ગર્ભપાત થાનાર ;
અથવા જાણો મૃતપ્રજા, જ્યોતિષશાસ્ત્ર વિચાર. ૩૫૬૨
અષ્ટમ મંગળ હોય તો, લંપટ તેહ ગણાય ;
અષ્ટમ શનિ તો તેહેનો, સ્વામિ રોગિ ભણાય. ૩૫૬૩
અષ્ટમ જો રવિ હોય તો, તે ઠરતી સંતાપિ ;
અષ્ટમ જો કદિ રાહુ તો, દે કુળધર્મ ઉથાપિ. ૩૫૬૪
આશ્લેષા નક્ષત્ર તિથિ, બીજ અને શનિવાર ;
એ યોગે કદિ જન્મતો, વિષકન્યાજ વિચાર. ૩૫૬૫

નક્ષત્ર શતભિષા તિથી, દ્વાદશિને રવિવાર ;
એ યોગે કદિ જન્મતો. વિષકન્યા ચિતધાર. ૩૫૬૬
નક્ષત્ર વિશાખાતિથી, સપ્તમિ મંગળવાર ;
એ યોગે પણ જન્મંતો, વિષકન્યાજ ઉચાર. ૩૫૬૭
પાપગ્રહ સહ લગ્નમાં, પાપરાશિ નિમાણ ;
વળિ છઠ્ઠે પાપગ્રહો, તે વિષકન્યા જાણ. ૩૫૬૮
લગ્ને શનિ પંચમ રવી, નવમે મંગલ વાસ ;
તે પણ વિષકન્યાજ છે, ચતુર જ્યોતિષિ તપાસ. ૩૫૬૯
ભાગ્ય હીન ધન હીન વળિ, શોકયુક્ત જન જોય ;
વિષકન્યા વ્યાખ્યા પ્રકટ, વળિ સંતતી નહોય. ૩૫૭૦
સપ્તમ સ્વામિ સપ્તમે, અથવા શુભગ્રહ નેક ;
તો તે વિષકન્યા નથી, શુભ કર હોય વિશેક. ૩૫૭૧
જો અષ્ટમ કદિ બુદ્ધ તો, જાણ કાકવંધ્યાજ ;
અષ્ટમ રવિ શનિ હોય તો, તે ગણતા વંઝ્યાજ. ૩૫૭૨
કુજ રાશીમાં કુજ તણો, હોય ત્રિશાંશ વિચાર ;
બાળપણે બગડેલિ તે, દાનપાત્ર નવધાર. ૩૫૭૩
બુદ્ધ તણો ત્રીશાંશ તો, પ્રપંચિ તેહ ગણાય ;
ગુરુનો કદી ત્રિશાંશ તો, સતી સ્વરૂપ ભણાય. ૩૫૭૪
શુક્રતણો ત્રીશાંશતો, કુળનીતિયે વખાણ ;
શનિનો કદી ત્રિશાંશ તો, દાસી તેહ સુજાણ. ૩૫૭૫
શુક્રરાશિમાં શુક્રનો, જો ત્રિશાંશ ગુણવાન ;
બુદ્ધતણો કદિ હોય તવ, કળાકુશળ સન્માન. ૩૫૭૬
જો ગુરુનો ત્રીશાંશતો, સદ્‌ગુણતાજ સુજાણ ;
જો શનિનો કદિ હોયતો નાતરિયા ઉરઆણ. ૩૫૭૭
મંગળનો કદિ હોયતો. તેહ નઠારી નાર ;
બુદ્ધરાશિમાં બુદ્ધનો, તવ ગુણવન્ત અપાર. ૩૫૭૮
બુદ્ધરાશિમાં કુજ તણો, ત્રિશાંશ કપટી લેખ ;
ગુરુનો કદી ત્રિશાંશતો, તેહ સતી શુભ પેખ. ૩૫૭૯
વળિ ભૃગુનો બુદ્ધેજતો, કામી તે ચિત ધાર ;
શનિનો જો બુદ્ધેજતો, પરે ગણાતી નાર. ૩૫૮૦

કર્કરાશિમાં કુજતણો, હોય ત્રિશાંશ સુજાણ;
તે વનિતા વેશ્યા પ્રકટ, જ્યોતિષ શાસ્ત્ર પ્રમાણ. ૩૫૮૧
એરિત બુદ્ધ તણોજ તો, શિલ્પ કળામાં શિષ્ટ;
એરિત ગુરુનો હોયતો, તે ગુણવાન વરિષ્ઠ. ૩૫૮૨
એરિત શુક્રતણોજતો, તે લંપટજ ગણાય;
એરિત શનિનો હોય તો, સ્વામિઘાતક ભણાય. ૩૫૮૩
સિંહરાશિમાં કુજતણો, જો ત્રીશાંશ વખાણ;
પુરુષાચરણી તે સદા, જ્યોતિષિ જાણ સુજાણ. ૩૫૮૪
એરિત બુદ્ધતણોજતો, પુરુષ જેહેવિ ચેષ્ટાળિ;
એરિત ગુરુનો હોયતો, રાણિ રાજ સુખ વાળિ. ૩૫૮૫
એરિત શુક્રતણોજતો, શિશુસંગે રમનારિ;
એરિત રવિજતણો તદા, કુળથી ભ્રષ્ટ થનારિ. ૩૫૮૬
ગુરુ રાશીમાં કુજ તણો, જો ત્રિશાંશ ગુણ વાળિ;
એરિત બુદ્ધતણોજતો, વખણાય બુદ્ધિશાળિ ૩૫૮૭
એરિત ગુરુનો હોય તો, ગુણ તત્વે વખણાતિ;
એરિત ભૃગુનો હોય તો, સતિ જગમાંહ્ય ગણાતિ. ૩૫૮૮
એરિત શનિનો હોય તો, તે લંપટજ ગણાય;
શનિરાશીમાં કુજ તણો, તવ ત્યાં દાસિ ભણાય. ૩૫૮૯
શનિરાશીમાં બુદ્ધનો, તો તે નાર નઠારિ;
શનિરાશીમાં ગુરુ તણો, તે હસતી શુભકારિ. ૩૫૯૦
શનિ રાશીમાં શુક્રનો, તવતે વંઝા નાર;
શનિમાં શનિ ત્રીશાંશતો, તે લંપટ ચિતધાર. ૩૫૯૧
જો સપ્તમ શનિ બુદ્ધ સહ, તવ હિઝડાની નાર;
વળિ જો તે ચર લગ્નતો, સ્વામિ પ્રવાસિ વિચાર. ૩૫૯૨
જો સપ્તમ કદિ સૂર્ય તો, સ્વામી કરશે ત્યાગ;
પાપગ્રહે જોયેલ શનિ, કલત્ર આવરિ અભાગ્ય. ૩૫૯૩
કલત્ર ભુવને શુભ અને, પાપ ગ્રહોનો સંગ;
તવ નાતરિયા તેહ સ્ત્રી, જાણ જ્યોતિષી વ્યંગ. ૩૫૯૪
આ જાતક સંક્ષેપમાં, કથ્યૂં શાસ્ત્ર અનુસાર;
ગુર્જર પ્રજા સુહિતકરણ, દલપતિ જોયશદ્વાર. ૩૫૯૫

# ગ્રંથાન્તરે સ્ત્રી જાતક કોષ્ટક.

## જન્મ લગ્નાદિ દ્વાદશ ભાવ સ્થાને જે જે ગ્રહ આવે તેહેનાં પૃથક પૃથક ફળ દર્શાવનાર કોષ્ટક—રાહુ કેતુનાં ફળ મતાંતરે એકજછે.

| ભાવ સંખ્યા. | રવિ. | ચંદ્ર. | મંગળ. | બુદ્ધ. | ગુરૂ. | શુક્ર. | શની. | રાહુ—કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| લગ્ન. ૧. | વિધવા. | આયુષ્યનાશ. | વિધવા. | પતિવ્રતા. | પતિવ્રતા. | પતિવ્રતા. | દરિદ્રી. | પુત્રનાશ. |
| ધન. ૨. | દરિદ્રદુઃખ. | બહુપુત્રવાન. | દરિદ્રદુઃખ. | સૌભાગ્ય સંપત્તિ. | સૌભાગ્ય સંપત્તિ. | સૌભાગ્ય સંપત્તિ | દરિદ્ર દુઃખ. | દરિદ્રદુ.ખ. |
| સહજ. ૩. | પુત્રવાનધનવાન. | પુત્રવાન ધનવાન. | પુત્રવાન ધનવાન. | પુત્રવાન ધનવાન. | પુત્રવાન ધનવાન. | પુત્રવાન ધનવાન | લક્ષ્મીવાન. | લક્ષ્મીવાન. |
| સુહૃત્. ૪. | દરિદ્રતા. | દુરભાગ્ય. | અલ્પસંતતિ. | અતિસૌખ્ય. | અતિસૌખ્ય. | અતિસૌખ્ય. | દુગ્ધ અલ્પ. | પુત્રનાશ. |
| સુત. ૫. | સંતતિનાશ. | કન્યા સંતતિ. | સંતતિનાશ. | બહુફલપ્રાપ્તિ. | બહુફળપ્રાપ્તિ. | બહુફલપ્રાપ્તિ. | રોગી. | મર્ણે. |
| રિપુ. ૬. | ધનવાન. | વિધવા. | ધનવાન. | કલહરૂપઅપ્રિયા. | ધનવાન. | દરિદ્રી વેશ્યા. | ધનવાન. | ધનવાન. |
| જાયા. ૭. | રોગી. | પ્રવાસી. | વિધવા. | દ્રાય. | ભયબન્ધન. | મૃત્યુ. | વૈધવ્યમર્ણે. | વિત્તનાશ. |
| મૃત્યુ. ૮. | વિધવા. | વિયોગ મર્ણપર્યંત. | ધનવાન. | સ્વજન વિયોગ. | સ્વજન વિયોગ. | મર્ણાન્ત વિયોગ. | અતિપુત્રસંતતી. | મર્ણાન્તવિયોગ. |
| ધર્મ. ૯. | ધરમીષ્ટ. | સંતતિ વાન. | ધર્મકાર્ય કર્તા. | ધર્મકાર્ય કર્તા. | ઊત્તમ ભાગ્રી. | ધર્મવૃત્તી. | વંધ્યા. | વંધ્યા. |
| કર્મ. ૧૦. | પાપીષ્ટ. | દરિદ્રી ભારિણી. | મૃત્યુ. | ધનવતી સ્વામિપ્રિયા. | ધનવતી પતીપ્રિયા. | ધનવતિ પતીપ્રીયા | પાપ કરમી. | વૈધવ્ય. |
| લાભ. ૧૧ | અતિપુત્ર પ્રાપ્તિ | લક્ષ્મીવાન. | પુત્રઘણા. | સુખી. | આયુષ્યવાન. | પુત્રવાન. | ધનવાન. | સૌભાગ્યવતિ. |
| વ્યય. ૧૨. | ખરચાળ. | દિનાન્ધ. | વંધ્યાભારિણી. | સુપુત્રવાંન. | સુશિલ. | પતિવ્રતા | ખરચાળ. | ભાગિણી. |

## ગ્રંથાતરે વિવાહાષ્ટક પ્રકર્ણ.

વર્ણ[1] વશ્ય[2] તારા[3] અને, યોનિ[4] મૈત્રિગ્રહ[5] સાર ;
ગણુમૈત્રી[6]જ ભકૂટ[7] વળિ, નાડી[8] અષ્ટ પ્રકાર. ૩૫૯૬

### વર્ણ વિચારં.

મીનરાશિથી આદિ ગણિ, ચતુરવર્ણ ચિતધાર ;
વરકન્યાથી અધિક સમ, હોયજ તવ સુખકાર. ૩૫૯૭
પણુ કદિ કન્યા ઊચતી, નીચ વર્ણ વરરાય ;
તવ ત્યાં જાણો જ્યોતિષી, નરસી રાશિ ગણાય. ૩૫૯૮

### વર્ણ ચક્રમ્.

| બ્રાહ્મણ | ક્ષત્રીય. | વૈસ્ય. | શુદ્ર. |
|---|---|---|---|
| મીન.. ... ... | મેષ. ... ... | વૃષભ. ... ... | મિથુન. |
| કર્ક ... ... ... | સિંહ. ... ... | કન્યા. ... ... | તુલા. |
| વૃશ્ચિક ... ... | ધન. ... ... | મકર. ... ... | કુમ્ભ. |

### વશ્ય વિચાર.

વર કન્યા જળચર સુખદ, વનચર વનચરસાર ;
મનુષ્યચર સુખ ઉભયને, મનુષ્ય પશુ સુવિચાર. ૩૫૯૯
પશુ જળચર આવે સુલભ, એમ જોય વશ્ય નેક ;
જળચર મનુષ્યચર નરસ, જ્યોતિષિ જાણ વિશેક. ૩૬૦૦

### વશ્ય ચક્રમ્.

| જળચર પ્રાણી. | વનચર પશુ. | મનુષ્યચર. |
|---|---|---|
| કર્ક.... ... ... ... | મેષ. વૃષભ. ... ... | મિથુન. કન્યા. |
| મકર. ... ... ... | વૃશ્ચિક. ... ... ... | તુલા.. ધન. |
| મીન. ... ... ... | સિંહ. ... ... ... | કુમ્ભ. |

## વિશેષ.

પ્રથમ ભાગ રાશી મકર, વનચર પછિ જળ જંત;
ધન પૂર્વ ભાગમાં મનુષ્ય, પછિવનચરજ ગણુંત. ૩૬૦૧

## તારા વિચાર.

વર કન્યા નક્ષત્ર થકિ, અંક પરસ્પર લેખ;
ભાગો નવથી શેષ શુભ, ત્રણ સુપંચ મુનિ પેખ. ૩૬૦૨

## યોનિ વિચાર.

પ્રથમ બિજાનો શત્રુ છે, યોનિક્રમ ચૌદ પ્રકાર;
અશ્વ મહિષને સિંહ ગજ, એ વિધિ યોનિ વિચાર. ૩૬૦૩

## યોનિ ચક્રમ્.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અશ્વ. ૧ | સિંહ. ૩ | મેષ. ૫ | નકુલ. ૭ | મૃગ. ૯ | માંઝાર ૧૧ | વ્યાઘ્ર. ૧૩ |
| અશ્વિની. શતતારકા | ધનેષ્ટા. પૂર્વાભાદ્રપદ. | પુશ્ય. કૃત્તિકા. | ઉત્તરાષાઢા શ્રવણ. | જ્યેષ્ટા. અનુરાધા | પુનર્વસુ. અશ્લેષા. | વિશાખા. ચિત્રા. |
| મહિષ. ૨ | ગજ. ૪ | કપિ. ૬ | સર્પ.. ૮ | શ્વાન. ૧૦ | મુષક ૧૨ | ગૌ. ૧૪ |
| સ્વાતી. હસ્ત. | રેવતી. ભરણી. | પૂર્વાષાઢા અભિજિત. | મૃગશિર રોહિણી. | મૂળ. આર્દ્રા. | પૂર્વાફાલગુણી. મઘા. | ઊત્તરા ભાદ્રપદ. ઉત્તરા ફાલગુણી. |

## ગ્રહ મૈત્રિ વિચાર.

વર કન્યાના રાશિ પતિ, હોય મિત્ર સમ જોય;
બન્યોને શુભ જાણવા, અમિત્રતા દુ:ખ દેય. ૩૬૦૪

| મ. ૦॥ ઉ. | મ. ૧ શ્ર. | મ. ૦॥ ધ. | કું. ૦॥ ધ. | કું. ૧ શ. | કું. ૦॥ પૂ. | મી ૦। પૂ. | મી ૧ ઉ | મી ૧ રે | શ્રી શ્રી થી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૬ | ૨૭ | ૨૧ | ૨૧ | ૧૬ | ૧૭ | ૨૨ | ૩૧॥ | ૩૪ | ૧ |
| ૨૮॥ | ૨૭॥ | ૨૧ | ૧૧ | ૨૧ | ૨૫ | ૩૦॥ | ૨૪॥ | ૩૨॥ | ૨ |
| ૧૪॥ | ૨૪॥ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૦ | ૨૫॥ | ૨૬॥ | ૧૪॥ | ૩ |
| ૨૪ | ૨૦ | ૩૧॥ | ૩૦॥ | ૩૧॥ | ૨૪॥ | ૨૧ | ૨૧॥ | ૧૪ | ૪ |
| ૧૮ | ૨૬ | ૩૪ | ૩૩ | ૩૧॥ | ૨૧॥ | ૨૮ | ૨૮ | ૨૭ | ૫ |
| ૨૩॥ | ૩૪ | ૨૧ | ૨૦ | ૨૮ | ૩૦॥ | ૨૭ | ૧૯ | ૨૮ | ૬ |
| ૨૧॥ | ૨૬ | ૧૩ | ૧૪ | ૨૨ | ૨૪॥ | ૨૭ | ૧૯ | ૨૮ | ૭ |
| ૨૪॥ | ૨૬ | ૧૯ | ૨૦ | ૧૩ | ૧૮ | ૨૦॥ | ૨૮.। | ૨૮॥ | ૮ |
| ૨૩॥ | ૨૪॥ | ૧૮॥ | ૧૯॥ | ૧૪ | ૧૭ | ૧૯॥ | ૨૮॥ | ૨૮ | ૯ |
| ૨૭ | ૨૭ | ૨૧ | ૧૪ | ૮॥ | ૧૧॥ | ૨૦ | ૨૬ | ૧૫॥ | ૧૦ |
| ૨૬ | ૨૭ | ૧૩ | ૧૬ | ૧૫ | ૧૯ | ૨૮ | ૧૮ | ૨૭ | ૧૧ |
| ૧૩ | ૧૩ | ૨૧ | ૧૯ | ૨૦ | ૧૩ | ૨૪॥ | ૨૧ | ૧૩ | ૧૨ |
| ૪ | ૪ | ૧૯ | ૨૪॥ | ૨૪ | ૧૮॥ | ૧૮ | ૧૮ | ૧૧॥ | ૧૩ |
| ૧૯॥ | ૧૮ | ૫ | ૯॥ | ૧૮॥ | ૨૪॥ | ૨૪ | ૧૯ | ૨૪ | ૧૪ |
| ૧૯॥ | ૧૯॥ | ૧૨ | ૨૯॥ | ૧૦॥ | ૧૪॥ | ૧૫ | ૨૬ | ૨૪ | ૧૫ |
| ૨૬ | ૨૬ | ૧૮॥ | ૧૬॥ | ૯॥ | ૧૪॥ | ૧૮ | ૩૦ | ૨૮ | ૧૬ |
| ૨૫ | ૨૬ | ૨૧ | ૧૯ | ૧૦॥ | ૧૧॥ | ૧૭ | ૨૮ | ૨૮ | ૧૭ |
| ૧૮॥ | ૧૯ | ૧૮ | ૧૬ | ૨૨॥ | ૨૭ | ૨૦ | ૧૨ | ૨૨ | ૧૮ |
| ૨૫ | ૨૪ | ૨૪ | ૨૪ | ૩૦ | ૨૬ | ૧૪ | ૫ | ૧૫ | ૧૯ |
| ૨૩ | ૨૪ | ૨૭ | ૨૭ | ૨૯ | ૩૪ | ૨૦॥ | ૨૧ | ૧૩ | ૨૦ |
| ૧૮॥ | ૧૬॥ | ૩૦॥ | ૩૧॥ | ૩૧ | ૩૦ | ૧૫ | ૧૪ | ૭ | ૨૧ |
| ૧૩ | ૧૫॥ | ૨૯॥ | ૨૪ | ૨૫॥ | ૧૯॥ | ૨૬ | ૨૫ | ૧૮॥ | ૨૨ |
| ૨૮ | ૩૧॥ | ૧૬॥ | ૧૧ | ૨૧ | ૨૪॥ | ૩૧ | ૨૫ | ૩૪ | ૨૩ |
| ૨૫॥ | ૨૧॥ | ૨૯॥ | ૨૪ | ૨૬ | ૧૦ | ૨૬॥ | ૨૮॥ | ૨૮॥ | ૨૪ |
| ૩૨॥ | ૨૬॥ | ૨૦॥ | ૨૭॥ | ૧૦॥ | ૧૨॥ | ૧૬॥ | ૧૬॥ | ૨૮ | ૨૫ |
| ૨૪ | ૩૪॥ | ૧૬॥ | ૧૩॥ | ૨૩॥ | ૨૭॥ | ૩૦॥ | ૧૨ | ૩૨॥ | ૨૬ |
| ૩૫ | ૨૬ | ૩૨ | ૨૩॥ | ૨૨॥ | ૨૯॥ | ૩૨॥ | ૩૨॥ | ૨૪ | ૨૭ |
| ૩૬ | ૩૪ | ૩૨॥ | ૩૧ | ૧૮॥ | ૩૧॥ | ૩૦॥ | ૩૦ | ૨૨॥ | ૨૮ |
| ૩૪ | ૩૬ | ૨૩ | ૨૬ | ૨૯॥ | ૨૯॥ | ૨૭॥ | ૨૯॥ | ૨૨॥ | ૨૯ |
| ૩૨॥ | ૩૩ | ૩૪ | ૩૩ | ૨૫ | ૨૫॥ | ૨૪॥ | ૧૪॥ | ૨૨॥ | ૩૦ |
| ૨૬॥ | ૧૯ | ૩૧ | ૩૪ | ૩૩ | ૩૨ | ૧૨ | ૮॥ | ૧૫॥ | ૩૧ |
| ૨૬॥ | ૨૮॥ | ૨૫ | ૩૩ | ૩૬ | ૧૨ | ૧૮ | ૧૮॥ | ૧૭॥ | ૩૨ |
| ૩૨॥ | ૩૩॥ | ૧૮॥ | ૩૨॥ | ૩૩ | ૩૪ | ૩૪ | ૨૪ | ૨૧॥ | ૩૩ |
| ૨૯॥ | ૩૦॥ | ૩૧॥ | ૧૭॥ | ૧૦ | ૨૭ | ૩૪ | ૩૩ | ૩૦॥ | ૩૪ |
| ૨૯.। | ૨૭॥ | ૨૨॥ | ૧૮॥ | ૧૯॥ | ૨૪॥ | ૩૩ | ૨૮ | ૩૪ | ૩૫ |
| ૨૦॥ | ૨૩॥ | ૨૭॥ | ૧૬॥ | ૧૭॥ | ૨૦ | ૩૦॥ | ૩૪ | ૩૪ | ૩૬ |

## ભકૂટ વિચાર.

ષષ્ટા ષ્ટમ મૃત્યૂ ગણે, નવ પંચમ સુત હાણ્ય;
દ્વી દ્વાદશ દારિદ્ર એ, શશી થકી વખાણ્ય. ૩૬૦૯
વર્ગ વર્ણ ગણ યોનિને, વળિ ભકૂટ જો દુષ્ટ;
ગ્રહમૈત્રી શુભ હોય તો, સકળ જાણ અતિ પુષ્ટ. ૩૬૧૦

## નાડી વિચાર.

એક નાડિ જો ઉભયની, તો વિધવા વા વાંઝ;
ભિન્ન ભિન્ન જો ઉભયની, થતાં રહે સુખમાંઝ. ૩૬૧૧

## નાડી ચક્રમ.

| ૧. આદ્યનાડી. | ૨. મધ્યનાડી. | ૩. અંત્યનાડી. |
|---|---|---|
| અશ્વિની-આર્દ્રા. ... ... | ભરણી-મૃગશિર ... ... | કૃત્તિકા-રોહિણી ... ... |
| પુનર્વસુ-મૂળ. ... ... | પુષ્ય-પૂર્વાફાલ્ગુણી... ... | અશ્લેષા-મઘા. ... ... |
| ઉત્તરા ફાલ્ગુણી-હસ્ત. ... | ચિત્રા-અનુરાધા ... ... | સ્વાતી-વિશાખા ... ... |
| જ્યેષ્ટા-શત્તારકા. ... ... | ધનેષ્ઠા-પૂર્વાષાઢા ... ... | ઉત્તરાષાઢા. ... ... |
| પૂર્વાભાદ્રપદ. ... ... | ઉત્તરાભાદ્રપદ ... ... | શ્રવણ-રેવતી. ... ... |

## અષ્ટ વર્ગ વિચાર.

ગરુડ સર્પ માંઝારને, મુષક સિંહ મૃગ હેર;
તેમ શ્વાન ને મેષ સહ, અષ્ટ વર્ગને વેર. ૩૬૧૨
અનુમત સર્વાચાર્યનો, યાજ્ઞિક નાથ પ્રમાણ;
નક્ષત્ર પાદ વર્ણથી, વર્ગ જ્યોતિષિ વખાણ. ૩૬૧૩

## અષ્ટ વર્ગ.

| ગરુડ. | સર્પ. | માંઝાર. | મુષક. | સિંહ. | મૃગ. | શ્વાન. | મેષ. |
|---|---|---|---|---|---|---|---|
| અ—ઈ | ત—થ | ક—ખ | પ—ફ | ચ—છ | ય—ર | ટ—ઠ | શ—ષ |
| ઉ—એ | દ—ધ | ગ—ઘ | બ—ભ | જ—ઝ | લ—વ | ડ—ઢ | સ—હ |
| ૦ | ન | ઙ | મ. | ઞ. | ૦ | ણ. | ૦ |

## વિવાહના શુભ નક્ષત્ર.

રોહિણિ સ્વાતી રેવતી, અનુરાધાને મૂળ;
મૃગશિર વળિ ત્રણ ઉત્તરા, મઘા હસ્ત અનુકૂળ. ૩૬૧૪

## વિવાહના શુભ માસ.

માઘ વિવાહ જે કન્યકા, તે ધનવંતી હોય;
ફાલ્ગુણ માંહ્ય વિવાહ તો, સદા સુહાગિણિ જોય. ૩૬૧૫
વૈશાખ જ્યેષ્ઠ માંહ્ય જો, વિવાહ પરમ વિલાસ;
વ્હાલી પતિની પ્રીતિમાં, પામે સુત સુખ ખાસ. ૩૬૧૬
લગન સુ આષાઢે જતો, વાધે બહુ પરિવાર;
પાંચ માસ સુવિવાહના, ઋષિ મુનિ મત સુવિચાર. ૩૬૧૭

## પક્ષ વિચાર.

બાવિશ લાભા લાભના, જિવન મર્ણના વીશ;
આઠત્રિશ સુખ દુઃખના, ગમનાગમન છત્રિશ. ૩૬૧૮
જય પરાજયે ચોતરિશ, વર્ષાવર્ષ બત્રિશ;
ત્રીશ ભયા ભય જાણિયે, એ રિત ધ્રુવા ગણીશ. ૩૬૧૯
ફળ અક્ષરમાં ભેળિને, ભાગ શિવ નયન ખાસ;
ઉત્તમ મધ્યમ અધમ પછિ, ક્રમથી ફળ સુપ્રકાશ. ૩૬૨૦

## પુત્રી પુત્ર વિચાર.

ગુરૂવિણ નામાક્ષર વિષે, મળે એક તિથિ હીણ;
વિષમ પુત્ર સમ કન્યકા, નવથી ભાગ પ્રવીણ. ૩૬૨૧
નામાક્ષર ગુણિ ચૌદથી, એક બાદ કરિ સાર;
નવથી ભાગી સમ વિષમ, પુત્રી પુત્ર વિચાર. ૩૬૨૨
નામાક્ષર ગુરૂ વણ મળે, તિથિ નક્ષત્ર વળિ વાર;
ત્રણથી ભાગી સમ વિષમ, પુત્રી પુત્ર વિચાર. ૩૬૨૩
પ્રશ્ન લગનથી વિષમમાં, શનિ તવ પુત્ર વખાણ;
સમ સંખ્યા કે કન્યકા, એરિત કહું પ્રમાણ. ૩૬૨૪

## આનન્દ ઇત્યાદિ અઠાવિશ યોગ.

કહું અષ્ટવિશ યોગ જે, મળિ નક્ષત્ર ને વાર;
ઉત્તરાષાઢાની તળે, અભિજિત જ્યોતિષિ સાર. ૩૬૨૫
ચાર ઘટી પાઢાન્તની, શ્રવણ ચરણ શશિ૧ જાણ;

એરીતે અભિજીતની, ઓગણિ ઘટી પ્રમાણ. ૩૬૨૬
અશ્વિનિ મૃગશિર જાણિયે, આશ્લેષા વળિ હસ્ત ;
મિત્રઉત્તરાષાઢને, શતભિષ વાર પ્રશસ્ત. ૩૬૨૭
પ્રથમ યોગ આનંદને. કાલ દંડ પછિ જાણુ ;
ધુમ્ર સુધાતા સૌમ્ય પછિ, ધ્વાંક્ષકેતુ ઊર આણ. ૩૬૨૮
શ્રીવત્સ વજ્ર મુદ્ગરસુ, મિત્ર છત્ર ગુણવાન ;
માનસ પદ્મસુ લંબ વળિ, ઉત્પાત મ્રત્યુ માન. ૩૬૨૯
સિદ્ધ શૂભ અમૃત અને, મુશલ ગદા માતંગ ;
રાક્ષસ ચર અસ્થિર ગણો, વળી પ્રવર્ધન સંગ. ૩૬૩૦
એમાં તેરજ યોગની, ઘટી ત્યાગનિય જાણુ ;
ધ્વાંક્ષ વજ્ર મુદ્ગરસુ ત્રણ, પાંચ પાંચ ઘટિ નાણ. ૩૬૩૧
ચાર પદ્મ વળિ લંબની, ગદા મુનિ ધુમ્રસુ એક ;
કાન મુશલ દ્વે દ્વે ઘટી. ત્યાગ સહીત વિવેક. ૩૬૩૨
રાક્ષસ મ્રત્યુ ઉત્પાત વળિ, કાલ દંડ સહ ચાર ;
ત્યાગ કુયોગ સમસ્ત ગણિ, શેષ પંચદશ સાર. ૩૬૩૩

## સુયોગ કુયોગ ચક્રમ.

| વાર નામ. | રવી. | ચંદ્ર. | મંગળ | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. |
|---|---|---|---|---|---|---|---|
| મ્રૃત્યુયોગ ... ... ... | નંદા. | ભદ્રા. | નંદા. | જયા. | રિક્તા. | ભદ્રા. | પૂર્ણા. |
| દગ્ધનક્ષત્ર ... ... | ભરણી | ચિત્રા. | ઉત્તરા-ષાઢા. | ધનેષ્ટા. | ઉત્તરા-ફાલ્ગુ. | જ્યેષ્ઠા. | રેવતી. |
| ક્રરકચયોગ ... ... | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ |
| અધમ યોગ ... ... | ૭ | | | ૧ | | | |
| દગ્ધ યોગ... ... ... | ૧૨ | ૧૧ | ૫ | ૩ | ૬ | ૮ | ૯ |
| વિષ યોગ... ... ... | ૪ | ૬ | ૭ | ૨ | ૮ | ૯ | ૭ |
| હુતાસ યોગ ... ... | ૧૨ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| યમઘંટ યોગ ... ... | ભ. | વિ. | આં. | મૂ. | કૃ. | રો. | હ. |
| સિદ્ધ યોગ ... ... | હ. | શ્ર. | ઉત્તરા- | રો. | પુ. | રે. | શ્ર. |
| | મૂ. | રો. | ભાદ્રપદ | અ. | રે. | પુ. | રો. |
| | ત્રણ | મૃ. | અ. | હ. | | | |
| | ઉત્તરા. | | કૃ. | કૃ. | અ. | અ. | સ્વા. |
| | અ. | પૂ. | આશ્લે. | મૃ. | અ. | અ. | |
| | પૂ. | ઉ. | | | પૂ. | શ્ર. | |

### ચતુર વર્ણોત્પત્તિ.

ઉત્પત્તિ એહનિ લહો, મુખ બાહુ કટિ ચર્ણ ;
બ્રહ્માજીના અંગથી, પ્રકટી ચતુર્થ વર્ણ. ૧૯૨

### બ્રાહ્મણનાં ષટ્ કર્મ.

ભણી ભણાવે શાસ્ત્ર સૌ, કરે કરાવે યજ્ઞ ;
દાતા વળિ ગ્રાહિક ઠરે, બ્રાહ્મણ કર્મ ષડજ્ઞ. ૧૯૩

### બ્રાહ્મણના નવ ધર્મ.

શમતા[૧] દમતા[૨] શૌચ[૩] તપ,[૪] ક્ષમતા[૫] ઋજુતા[૬] જ્ઞાન[૭] ;
આસ્તિક[૮] મતિ વિજ્ઞાન[૯] ઇતિ, વિપ્ર ધર્મ નવ માન. ૧૯૪

### ક્ષત્રિય ધર્મ.

ભણે કરે અતિ દાન મદ, ઇશ ધીરતા જ્ઞાન ;
તેજ શૂરતા યુદ્ધ ઇતિ, ક્ષત્રિય ધર્મ વિધાન. ૧૯૫

### વૈશ્ય ધર્મ.

ખેતિ ગૌપાળણ કરણ, સ્વાર્થકાર વ્યાપાર ;
એહ વૈશ્યના ધર્મછે, ગુણિજન ચિત્ત વિચાર. ૧૯૬

### શૂદ્ર ધર્મ.

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યની, સેવા વિનયથી વાત ;
એહ ધર્મછે શૂદ્રના, કહું જગમાં વિખ્યાત. ૧૯૭

### ચતુર વર્ણના તહેવાર.

બળેવ બ્રાહ્મણની ભલી, ક્ષત્રિ દશેરા જાણ ;
દીપવાળિ તે વૈશ્યની, શૂદ્રનિ હોળિ પ્રમાણ. ૧૯૮

### ચતુર વર્ણની વડાઇ.

વિપ્ર વડાઈ તેજ તપ, ક્ષત્રિ તેજ બળ સાર ;
વૈશ્ય વડાઈ દ્રવ્યની, શૂદ્ર વૃદ્ધ વય ધાર. ૧૯૯

## વાયુ પરિક્ષા.

અષાઢિ શુક્લ પૂર્ણિમા, વાયુ પરિક્ષા જાણ;
માત્ર અગ્નિ દક્ષિણ અને, નૈરુત અશુભ વખાણ. ૩૬૩૪

## સંક્રાન્તિ શુભાશુભ વિચાર.

સંક્રાન્તિથિ સંક્રાન્તિ જો, વાર શશિ[1] દ્વિ[2] ત્રણ સાર;
પડે જાણ તે સમય શુભ, સોંઘૂ અન્ન વિચાર. ૩૬૩૫
ચાર પાંચથી મોઘું અતિ, સપ્તાષ્ટે દુર્ભિક્ષ;
જગ જન પીડા પામતાં, અન્ન મળે નહિ ઇક્ષ. ૩૬૩૬

## છીંક શુભાશુભ વિચાર.

શયન આસન સુદાન વળિ, ભોજન સહ એ ચાર;
છીંક સુદુર્લભ જાણવી, પંડિત જન સુવિચાર. ૩૬૩૭
લાભ શોક વળિ હાનિ પછિ, પ્રિય સંગમ શુભ ભોગ્ય;
સંપત્તિ કલહ ધન મળે, અષ્ટ દિશા ફળ યોગ્ય. ૩૬૩૮
પ્રથમ પ્રહર પૂર્વાદિ ગણિ, બીજે અગ્નિ પ્રમાણ;
એ અનુક્રમ ગણવી દિશા, છીંક શુભાશુભ જાણ. ૩૬૩૯
સર્વ સમયમાં શુભ ગણે, કદિ અધ ઉર્ધ્વજ નેક;
બ્રહ્મ હાંક તે છીંકને, પંડિત કહે વિશેક. ૩૬૪૦

## સપ્તવારમાં કર્તવ્ય કાર્ય.

અભિષેક સુમંગળ ગમન, પૌષ્ટિક વાહન ધાન્ય;
ઔષધિ સેવા શ્રેષ્ટ કર, કાર્ય રવીયે માન્ય. ૩૬૪૧
શંખ સુમુક્તા નીર કૃષિ, રૂપું ભૂષણ ફૂલ;
યજ્ઞ નારિ પય ગાન તરુ, સોમે ગણ અનુકૂલ. ૩૬૪૨
ચોરી બંધન અગ્નિ વિષ, વિગ્રહ સંધિ પ્રવાલ;
ધાતુ ખાણ શુભ મંગળે, વસ્ત્ર પ્હેરવૂં લાલ. ૩૬૪૩
શિલ્પ વાદ રણધાન વળિ, સંગ્રહ ગાયન જાણ;
બુદ્ધ વાર કૃત એટલાં, શુભદાયક સુવખાણ. ૩૬૪૪
પ્રૌષ્ટિક મંગળ યજ્ઞ નૃપ, વાહન કાન્ચન નાર;
રંગ વિભૂષણ તરુલતા, ગુરુયે શુભદ વિચાર. ૩૬૪૫

પંખો ભૂષણુ ભૂમિ હય, ગૌ કરિ રત્ન દુકાન ;
સ્ત્રી અનાજ કાન્ચન સુખદ, શુક્રે નૃત્ય સુગાન. ૩૬૪૬
લોહૂ સીસૂં પાપ વિષ, મિથ્યા વાસ્તુ પ્રવેશ ;
હઠ ધરવી સ્થિર કાર્ય શુભ, રવિજે જાણુ વિશેષ. ૩૬૪૭

## અથ શિવોક્ત મુહૂર્ત.

વારયો ગજ નક્ષત્ર તિથિ, કર્ણું ચંદ્ર બલ કાલ ;
શૂલ યોગિની સકળ એ, ત્યાગ સર્વ જંજાળ. ૩૬૪૮
શિવા ગણિત અવલોકિને, નિશ્ચય મનમાં રાખ ;
કર્યા કાર્ય સૌ થાય સિદ્ધ, પંડિત પુરતા શાખ. ૩૬૪૯
આશ્વિન કાર્તિક માર્ગશિર, પૌષ એક ક્રમ જાણુ ;
જ્યેષ્ઠા પાઢે એક ક્રમ, શેષ તૃતીય વખાણુ ૩૬૫૦
માહેન્દ્ર સુઅમૃત બિજે, વક્ર શુન્ય સહચાર ;
વિજય શોભન વિલંબ ફળ, ચોથે મર્ણુ વિચાર. ૩૬૫૧

## આશ્વિન કાર્તિક માર્ગશિર પૌષાનુક્રમ.

| | | | |
|---|---|---|---|
| રવી. | શું-અં-વ-અં-શું-શું. | રવી. | વ-શું-અં-શું-વ-મા. |
| દિવસ. | ૨—૬•૮-૮—૨—૪. | રાત્રી | ૧૪-૪-૨—૬-૨—૨. |
| સોમ. | અં-શું-અં-વ. | રા. | વ—અં-વ-અં-વ. |
| | ૪—૪—૬-૧૬. | | ૫-૮—૮-૨—૬. |
| મંગલ. | અં-શું-અં-વ-મા-શું-અં. | રા | અં-વ-શું-અં-વ-મા-અં-શું. |
| | ૮—૨—૬-૪—૨-૪ —૪. | | ૨—૪-૨-૫-૪—૪-૪-૪. |
| બુદ્ધ. | અં-વ-અં-શું-વ-મા-શું-અં. | રા. | શું-અં-મા-વ-શું-અં. |
| | ૮—૬-૪--૨-૪-૨-૪—૪. | | ૨ —૬—૪-૪-૪-૧૦. |
| ગુરૂ. | મા-શું-અં-વ-અં-વ-શું. | રા. | શું-મા-વ-અં-શું-અં-શું. |
| | ૨—૬—૮-૮-૨-૨—૨. | | ૪—૪-૮—૪—૨--૪--૨. |
| શુક્ર. | અં-વ-અં-વ-અં-શું-અં. | રા. | અં-વ-અં-શું-અં-શું-અં. |
| | ૨—૨-૬—૬-૮—૨—૪. | | ૨—૪-૮—૨-૮—૨—૪. |
| શની. | મા-શું-અં-શું-વ-શું-અં-શું | રા. | વ-શું-અં-વ-અં-મા-અં. |
| | ૨—૫—૮-૨-૨-૪-૪-૨. | | ૪-૨—૬—૪-૮—૨—૪. |

## જ્યેષ્ઠા ષાઢ ચોક્રમ.

| | | | |
|---|---|---|---|
| રવી. | શું–અં–વ–અં–વ–અં–શુ. | રવી. | અં–શું–વ–મા–વ–શું. |
| દિવસ. | ૪—૬–૪—૫–૪–૪—૨. | રાત્રી | ૪—૪—૪—૬—૮–૪. |
| સોમ. | વ–અં–શું–વ–મા. | રા. | વ–અં–વ–અં–વ. |
| | ૮—૪—૬–૫—૫. | | ૫—૮—૮—૨—૫. |
| મંગળ. | અં–વ–અં–વ–શુ–વ. | રા | મા–અં–શું–અં-વ-મા–શું–વ |
| | ૨—૨–૮—૫–૫–૫. | | ૫—૨—૨—૪–૪-૪–૪—૪. |
| બુદ્ધ. | અં–મા–અ–વ-અં–શું–વ. | રા. | વ–અં–શુ–મા–અં–શું–વ |
| | ૨—૨—૨–૫–૪—૨–૧૨ | | ૨—૨—૨—૫—૪—૨–૧૨ |
| ગુરૂ. | અં–વ–શું-વ–શું-અં. | રા. | વ–અં–વ–અં–વ–અં |
| | ૮—૬–૪–૫–૨–૪. | | ૨–૮—૬–૬—૬–૨ |
| શુક. | અં–વ–અં–વ–અં–શું–અં. | રા. | વ–અં–શું–મા–વ–અં–શું અ |
| | ૨—૨—૬—૬–૮—૨—૪ | | ૪-૪—૪—૨–૨–૫—૪–૪ |
| શની. | શું–વ–શું–અં–શું–મા–વ. | રા | શું-વ-અં-વ-અં-શું-મા |
| | ૪–૪–૪—૮—૨–૪—૪. | | ૨–૪–૫–૪-૪–૪—૫ |

## માઘ ફાલ્ગુણ ચૈત્ર વૈશાખ શ્રાવણ ભાદ્રપદાનું ક્રમ.

| | | | |
|---|---|---|---|
| રવી. | મા–અં–વ–શું–મા | રવી. | શું–મા–અં–વ–શું–મા–અં |
| દિવસ. | ૨—૮-૧૦—૮—૨ | રાત્રિ | ૨—૨—૪—૫—૫—૨—૯ |
| સોમ. | અં–શું–અં–શું–અં | રા. | શું–અં–વ–મા–અં–શું–અં |
| ,, | ૯—૯—૯–૨—૪ | | ૨—૪—૯–૨—૪—૪—૮ |
| મંગળ. | વ–શું–અં–વ–શું–અં–શું | રા. | અં-વ-શું-અં-વ-મા-અં-શું-અં |
| ,, | ૮—૨—૫–૪–૨—૪—૪ | | ૨—૪-૨–૫–૪–૪–૪–૨—૨ |
| બુદ્ધ. | અં–વ–મા–વ–શું–અં | રા. | શું–અં–મા–વ–શું–અં |
| ,, | ૪—૫–૪—૨–૪–૧૦ | | ૨—૫—૪—૪–૪–૧૦ |
| ગુરૂ. | મા–શું–અં–શું–અં–શું–વ | રા. | શું-મા-વ-અં-શું-અં-શું |
| ,, | ૨—૫—૮—૪—૫—૨—૨ | | ૪—૪–૮–૪–૪–૪—૨ |
| શુક્ર. | શું–અં–વ–અં–શું | રા. | વ-શું-અં-વ-અં-મા-અં |
| ,, | ૨—૧૫–૮–૨—૨ | | ૪-૨–૫–૪–૮—૨—૪ |
| શની. | શું–વ–શું–અં–શું-વ-શું-અં | રા. | શું-વ-અં-વ-અં-વ-શું-અં |
| ,, | ૪–૪–૨—૮—૨–૨–૪–૪ | | ૨–૪–૫-૪–૪–૨-૪—૪ |

## અષ્ટોત્તરી મહાદશા પ્રમાણ જ્ઞાનમ્.

આર્દ્રાથી આરમ્ભિને, મૃગશિર સુધી વિચાર ;
અષ્ટવિંશ નક્ષત્રને, અષ્ટ ગ્રહથિ વિસ્તાર. ૩૬૫૨

પાપગ્રહના ચાર ગણ, સૌમ્ય ગ્રહ ત્રણ લેખ;
નક્ષત્ર વિભાગે ગણી, અષ્ટોત્તરીજ પેખ. ૩૬૫૩
જે નક્ષત્ર વિભાગમાં, જન્મ હોય તવ સાર;
તે ક્રમથી ગણિ પ્રથમને, મહાદશા ઉરધાર. ૩૬૫૪

**મહાદશા મધ્યે અંતરદશા લાવવાની રીત.**

જે ગ્રહની અંતરદશા, જોવી તો પ્રિય જાણ;
જન્મદશાના વર્ષને, વર્ષ ચાલતું પ્રમાણ. ૩૬૫૫
ગુણાકાર કરિ તેહનો, અષ્ટોત્તર શત ભાગ;
આવ્યો ભાગજ વર્ષ ગણિ, આગળ જોવો થાગ. ૩૬૫૬
વધ્યા શેષને દ્વાદશે, ગુણી પૂર્વવત્ લેખ;
ભાગ્યા થકિ જે ભાગતે, માસ જ્યોતિષી પેખ. ૩૬૫૭
વળી વધ્યાને ત્રીશથી, ગુણી પૂર્વવત નેક;
ભાગ્યાથકિ જે ભાગતે, દિવસ જાણ સુવિશેક. ૩૬૫૮
વધ્યાશેષને સાઠથી, ગુણી પૂર્વવત જોય;
ભાગ્યે આવે ભાગતે, ઘટિકા એ ક્રમ હોય. ૩૬૫૯
રવિ ષટ્[૬] ચંદ્ર પંચદશ[૧૫], મંગલ અષ્ટ[૮] પ્રમાણ;
બુદ્ધ સપ્તદશ[૧૭] રવિજ દશ[૧૦], ગુરુ ઓગણિ[૧૯] ઉર આણ. ૩૬૬૦
રાહૂ દ્વાદશ[૧૨] શુક્રના, એકવિંશ[૨૧] જો વર્ષ;
એ અનુક્રમ મહાદશા, જાણ્યાથી ઉત્કર્ષ. ૩૬૬૧

| સૂર્ય મહાદશા વર્ષ ૬. | | | |
|---|---|---|---|
| આ. | પુ. | પુ. | અ |
| ૧ | ૧ | ૧ | ૧ |
| ૬ | ૬ | ૬ | ૬ |

| ચંદ્ર મહાદશા વર્ષ ૧૫. | | |
|---|---|---|
| મ. | પૂ. ફા. | ઉ. ફા. |
| ૫ | ૫ | ૫ |
| ૦ | ૦ | ૦ |

| મંગલ મહાદશા વર્ષ ૮. | | | |
|---|---|---|---|
| [illegible] | ચિ. | સ્વા. | વિ. |
| ૨<br>૦ | ૨<br>૦ | ૨<br>૦ | ૨<br>૦ |

| બુદ્ધ મહાદશા વર્ષ ૧૭. | | |
|---|---|---|
| અ. | જ્યે. | મૂ. |
| ૫<br>૮ | ૫<br>૮ | ૫<br>૮ |

| શનિ મહાદશા વર્ષ ૧૦. | | | |
|---|---|---|---|
| પૂ. ષા. | ઉ. ષા. | અ. | શ્ર. |
| ૨<br>૬ | ૨<br>૬ | ૨<br>૬ | ૨<br>૬ |

| ગુરૂ મહાદશા વર્ષ ૧૯. | | |
|---|---|---|
| ધ. | શ. | પૂ. ભા. |
| ૬<br>૪ | ૬<br>૪ | ૬<br>૪ |

| રાહુ મહાદશા વર્ષ ૧૨. | | | |
|---|---|---|---|
| ઉ. ભા | રે. | અ. | ભ. |
| ૩<br>૦ | ૩<br>૦ | ૩<br>૦ | ૩<br>૦ |

| શુક્ર મહાદશા વર્ષ ૨૧. | | |
|---|---|---|
| કૃ. | રો. | મૃ. |
| ૭<br>૦ | ૭<br>૦ | ૭<br>૦ |

**સૂર્ય મહાદશા મધ્યે અંતરદશા.**

| ગ્રહ નામ. | વર્ષ | માસ | દિ. | ઘ | ફળ. |
|---|---|---|---|---|---|
| રવિ. | ૦ | ૪ | ૦ | ૦ | અશુભ. |
| ચંદ્ર. | ૦ | ૧૦ | ૦ | ૦ | શુભ. |
| મંગલ. | ૦ | ૫ | ૧૦ | ૦ | અશુભ. |
| બુદ્ધ. | ૦ | ૧૧ | ૧૦ | ૦ | શુભ. |
| શનિ. | ૦ | ૬ | ૨૦ | ૦ | અશુભ |
| ગુરૂ. | ૧ | ૦ | ૨૦ | ૦ | શુભ. |
| રાહુ. | ૦ | ૮ | ૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૧ | ૨ | ૦ | ૦ | શુભ. |
| સંખ્યા. | ૬ | ૦ | ૦ | ૦ | |

**ચંદ્ર મહાદશા મધ્યે અંતરદશા.**

| ગ્રહ નામ | વર્ષ | મા | દિ. | ઘ. | ફળ. |
|---|---|---|---|---|---|
| ચંદ્ર. | ૨ | ૧ | ૦ | ૦ | શુભ. |
| મંગલ. | ૧ | ૧ | ૧૦ | ૦ | અશુભ. |
| બુદ્ધ. | ૨ | ૪ | ૧૦ | ૦ | શુભ. |
| શનિ. | ૧ | ૪ | ૨૦ | ૦ | અશુભ. |
| ગુરૂ. | ૨ | ૭ | ૨૦ | ૦ | શુભ. |
| રાહુ. | ૧ | ૮ | ૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૨ | ૧૧ | ૦ | ૦ | શુભ. |
| રવિ. | ૦ | ૧૦ | ૦ | ૦ | અશુભ. |
| સંખ્યા. | ૧૫ | ૦ | ૦ | ૦ | |

| મંગલ મહાદશા મધ્યે અંતરદશા | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | માસ. | દિ. | ધ. | ફળ. |
| મંગલ. | ૦ | ૭ | ૩ | ૨૦ | અશુભ. |
| બુદ્ધ. | ૧ | ૩ | ૩ | ૨૦ | શુભ. |
| શનિ | ૦ | ૮ | ૨૬ | ૪૦ | અશુભ. |
| ગુરૂ. | ૧ | ૪ | ૨૬ | ૪૦ | શુભ. |
| રાહુ. | ૦ | ૧૦ | ૨૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૧ | ૬ | ૨૦ | ૦ | શુભ. |
| રવિ. | ૦ | ૫ | ૧૦ | ૦ | અશુભ. |
| ચંદ્ર. | ૧ | ૧ | ૧૦ | ૦ | શુભ. |
| સંખ્યા. | ૮ | ૦ | ૦ | ૦ | |

| બુદ્ધ મહાદશા મધ્યે અંતરદશા. | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | મા. | દિ. | ધ. | ફળ. |
| બુદ્ધ. | ૨ | ૮ | ૩ | ૨૦ | શુભ. |
| શનિ. | ૧ | ૬ | ૨૬ | ૪૦ | અશુભ. |
| ગુરૂ. | ૨ | ૧૧ | ૨૬ | ૪૦ | શુભ. |
| રાહુ. | ૧ | ૧૦ | ૨૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૩ | ૩ | ૨૦ | ૦ | શુભ. |
| રવિ. | ૦ | ૧૧ | ૧૦ | ૦ | અશુભ. |
| ચંદ્ર. | ૨ | ૪ | ૧૦ | ૦ | શુભ. |
| મંગલ | ૧ | ૩ | ૩ | ૨૦ | અશુભ. |
| સંખ્યા. | ૧૭ | ૦ | ૦ | ૦ | |

| શનિ મહાદશા મધ્યે અંતરદશા, | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | માસ. | દિ. | ધ. | ફળ. |
| શનિ. | ૦ | ૧૧ | ૩ | ૨૦ | અશુભ. |
| ગુરૂ. | ૧ | ૯ | ૩ | ૨૦ | શુભ. |
| રાહુ. | ૧ | ૧ | ૧૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૧ | ૧૧ | ૧૦ | ૦ | શુભ. |
| રવિ. | ૦ | ૬ | ૨૦ | ૦ | અશુભ. |
| ચંદ્ર. | ૧ | ૪ | ૨૦ | ૦ | શુભ. |
| મંગલ. | ૦ | ૮ | ૨૬ | ૪૦ | અશુભ. |
| બુદ્ધ. | ૧ | ૬ | ૨૬ | ૪૦ | શુભ. |
| સંખ્યા. | ૧૦ | ૦ | ૦ | ૦ | |

| ગુરૂ મહાદશા મધ્યે અંતરદશા. | | | | | |
|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | મા. | દિ. | ધ. | ફળ. |
| ગુરૂ. | ૩ | ૪ | ૩ | ૨૦ | શુભ. |
| રાહુ. | ૨ | ૧ | ૧૦ | ૦ | અશુભ. |
| શુક્ર. | ૩ | ૮ | ૧૦ | ૦ | શુભ. |
| રવિ. | ૧ | ૦ | ૨૦ | ૦ | અશુભ. |
| ચંદ્ર. | ૨ | ૭ | ૨૦ | ૦ | શુભ. |
| મંગલ. | ૧ | ૪ | ૨૬ | ૪૦ | અશુભ. |
| બુદ્ધ. | ૨ | ૧૧ | ૨૬ | ૪૦ | શુભ. |
| શનિ. | ૧ | ૯ | ૩ | ૨૦ | અશુભ. |
| સંખ્યા. | ૧૯ | ૦ | ૦ | ૦ | |

| રાહુ મહાદશા મધ્યે અંતરદશા. | | | | | | શુક્ર મહાદશા મધ્યે અંતરદશા. | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | માસ. | દિ. | ઘ. | ફળ. | ગ્રહ નામ. | વર્ષ | મા. | દિ. | ઘ. | ફળ. |
| રાહુ. | ૧ | ૪ | ૦ | ૦ | અશુભ. | શુક્ર. | ૪ | ૧ | ૦ | ૦ | શુભ. |
| શુક્ર. | ૨ | ૪ | ૦ | ૦ | શુભ. | રવિ. | ૧ | ૨ | ૦ | ૦ | અશુભ. |
| રવિ. | ૦ | ૮ | ૦ | ૦ | અશુભ. | ચંદ્ર. | ૨ | ૧૧ | ૦ | ૦ | શુભ. |
| ચંદ્ર. | ૧ | ૬ | ૦ | ૦ | શુભ. | મંગલ. | ૧ | ૬ | ૨૦ | ૦ | અશુભ. |
| મંગલ. | ૦ | ૧૦ | ૨૦ | ૦ | અશુભ. | બુદ્ધ. | ૩ | ૩ | ૨૦ | ૦ | શુભ. |
| બુદ્ધ. | ૧ | ૧૦ | ૨૦ | ૦ | શુભ. | શનિ. | ૧ | ૧૧ | ૧૦ | ૦ | અશુભ. |
| શનિ. | ૧ | ૧ | ૧૦ | ૦ | અશુભ. | ગુરૂ. | ૩ | ૮ | ૧૦ | ૦ | શુભ. |
| ગુરૂ. | ૨ | ૧ | ૧૦ | ૦ | શુભ. | રાહુ. | ૨ | ૪ | ૦ | ૦ | અશુભ. |
| સંખ્યા. | ૧૨ | ૦ | ૦ | ૦ | - | સંખ્યા. | ૨૧ | ૦ | ૦ | ૦ | |

## ગ્રંથાંતરે વિંશોત્તરી દશા પ્રમાણ જ્ઞાનમ.

જન્મ નક્ષત્રના અંકમાં, બે કરિ આદ વિચાર ;
નવથી ભાગ લઈ જુઓ, શેષ થકી ફળ સાર. ૩૬૬૨
એક શેષતો સૂર્યની, બે થકિ ચંદ્ર વખાણ ;
ત્રણ શેષે ગણ ભોમની, ચારથિ રાહુ પ્રમાણ. ૩૬૬૩
પાંચ શેષથી ગુરૂતણી, છથકિ રવિજ ભણાય ;
સપ્ત શેષથી બુદ્ધની, અષ્ટથિ કેતુ ગણાય. ૩૬૬૪
ભાગ પૂર્ણ જવ થાય તવ, શુક્રનિ જાણ સુજાણ ;
એ રિત અધિપતિ નવ ગ્રહો, વિંશોત્તરી વખાણ. ૩૬૬૫
કૃત્તિકાદિ ક્રમથી ગણો, ભરણી સુધિ નક્ષત્ર ;
સપ્તવિંશ અંતર દશા, અધિપતિ નવ ગણ અત્ર. ૩૬૬૬

| સૂર્ય મહાદશા વર્ષ ૬. કૃતિકા. ઉત્તરાફાલ્ગુન. ઉત્તરાષાઢા. અંતરદશા. | | | | | ચંદ્ર મહાદશા વર્ષ ૧૦. રોહિણી. હસ્ત. શ્રવણ. અંતરદશા. | | | | | મંગલ મહાદશા વર્ષ ૭. મૃગશર. ચિત્રા. ધનિષ્ઠા. અંતરદશા. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહ નામ. | વર્ષ | મા. | દિ. | ઘ. | ગ્રહ નામ. | વર્ષ | મ. | દિ. | ઘ. | ગ્રહ નામ. | વર્ષ | મા. | દિ. | ઘ. |
| રવિ | ૦ | ૩ | ૧૮ | ૦ | ચંદ્ર. | ૦ | ૧૦ | ૦ | ૦ | મંગલ. | ૦ | ૪ | ૨૭ | ૦ |
| ચંદ્ર. | ૦ | ૬ | ૦ | ૦ | મંગલ. | ૦ | ૭ | ૦ | ૦ | રાહુ. | ૧ | ૦ | ૧૮ | ૦ |
| મંગલ. | ૦ | ૪ | ૬ | ૦ | રાહુ. | ૧ | ૬ | ૦ | ૦ | ગુરૂ. | ૦ | ૧૧ | ૬ | ૦ |
| રાહુ. | ૦ | ૧૦ | ૨૪ | ૦ | ગુરૂ. | ૧ | ૪ | ૦ | ૦ | શનિ. | ૧ | ૧ | ૯ | ૦ |
| ગુરૂ. | ૦ | ૯ | ૧૮ | ૦ | શનિ. | ૧ | ૭ | ૦ | ૦ | બુદ્ધ. | ૦ | ૧૧ | ૨૭ | ૦ |
| શનિ. | ૦ | ૧૧ | ૧૨ | ૦ | બુદ્ધ. | ૧ | ૫ | ૦ | ૦ | કેતુ. | ૦ | ૪ | ૨૭ | ૦ |
| બુદ્ધ. | ૦ | ૧૦ | ૬ | ૦ | કેતુ | ૦ | ૭ | ૦ | ૦ | શુક્ર. | ૧ | ૨ | ૦ | ૦ |
| કેતુ | ૮ | ૪ | ૬ | ૦ | શુક્ર. | ૧ | ૮ | ૦ | ૦ | રવિ. | ૦ | ૪ | ૬ | ૦ |
| શુક્ર. | ૧ | ૦ | ૦ | ૦ | રવિ. | ૦ | ૬ | ૦ | ૦ | ચંદ્ર. | ૦ | ૭ | ૦ | ૦ |
| સંખ્યા. | ૬ | ૦ | ૦ | ૦ | સંખ્યા. | ૧૦ | ૦ | ૦ | ૦ | સંખ્યા | ૭ | ૧ | ૦ | ૦ |

| રાહુ મહાદશા વર્ષ ૧૮. આર્દ્રા. સ્વાતી. શતતારકા. અંતર્દશા. | | | | | ગુરૂ મહાદશા વર્ષ ૧૬. પુનર્વસુ. વિશાખા. પૂર્વાભાદ્રપદ. અંતર્દશા. | | | | | શનિ મહાદશા વર્ષ ૧૯. પુષ્ય અનુરાધા. ઉત્તરાભાદ્રપદ. અંતર્દશા. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહનામ. | વર્ષ | મા. | દિ. | ઘ. | ગ્રહનામ. | વર્ષ | મા. | દિ. | ઘ. | ગ્રહનામ. | વર્ષ | મા. | દિ. | ઘ. |
| રાહુ. | ૨ | ૮ | ૧૨ | ૦ | ગુરૂ. | ૨ | ૧ | ૧૮ | ૦ | શનિ. | ૩ | ૦ | ૩ | ૦ |
| ગુરૂ. | ૨ | ૪ | ૨૪ | ૦ | શનિ. | ૨ | ૬ | ૧૨ | ૦ | બુદ્ધ. | ૨ | ૮ | ૯ | ૦ |
| શનિ. | ૨ | ૧૦ | ૬ | ૦ | બુદ્ધ. | ૨ | ૩ | ૬ | ૦ | કેતુ. | ૧ | ૧ | ૯ | ૦ |
| બુદ્ધ. | ૨ | ૬ | ૧૮ | ૦ | કેતુ. | ૦ | ૧૧ | ૬ | ૦ | શુક્ર. | ૩ | ૨ | ૦ | ૦ |
| કેતુ. | ૧ | ૦ | ૧૮ | ૦ | શુક્ર. | ૨ | ૮ | ૦ | ૦ | રવિ. | ૦ | ૧૧ | ૧૨ | ૦ |
| શુક્ર. | ૩ | ૦ | ૦ | ૦ | રવિ. | ૦ | ૯ | ૧૮ | ૦ | ચંદ્ર. | ૧ | ૭ | ૦ | ૦ |
| રવિ. | ૦ | ૧૦ | ૨૪ | ૦ | ચંદ્ર. | ૧ | ૪ | ૦ | ૦ | મંગલ. | ૧ | ૧ | ૯ | ૦ |
| ચંદ્ર. | ૧ | ૬ | ૦ | ૦ | મંગલ. | ૦ | ૧૧ | ૬ | ૦ | રાહુ. | ૨ | ૧૦ | ૬ | ૦ |
| મંગલ. | ૧ | ૦ | ૧૮ | ૦ | રાહુ. | ૨ | ૪ | ૨૪ | ૦ | ગુરૂ. | ૨ | ૬ | ૧૨ | ૦ |
| સંખ્યા. | ૧૮ | ૦ | ૦ | ૦ | સંખ્યા. | ૧૬ | ૦ | ૦ | ૦ | સંખ્યા. | ૧૯ | ૦ | ૦ | ૦ |

| બુદ્ધ મહાદશા વર્ષ ૧૭. આસ્લેષા. રેવતી. જ્યેષ્ઠા અંતર્દશા. | | | | | કેતુ મહાદશા વર્ષ ૭. મઘા. અશ્વિની. મૂળ. અંતર્દશા. | | | | | શુક્ર મહાદશા વર્ષ ૨૦. પૂર્વા ફાલ્ગુણી. ભરણી. પૂર્વાષાઢા. અંતર્દશા. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ્રહનામ. | વર્ષ. | મા. | દિ. | ઘ. | ગ્રહનામ. | વર્ષ. | મા. | દિ. | ઘ. | ગ્રહનામ. | વર્ષ. | મા. | દિ. | ઘ. |
| બુદ્ધ. | ૨ | ૪ | ૨૭ | ૦ | કેતુ. | ૦ | ૪ | ૨૭ | ૦ | શુક્ર. | ૩ | ૪ | ૦ | ૦ |
| કેતુ. | ૦ | ૧૧ | ૨૭ | ૦ | શુક્ર. | ૧ | ૨ | ૦ | ૦ | રવિ. | ૧ | ૦ | ૦ | ૦ |
| શુક્ર. | ૨ | ૧૦ | ૦ | ૦ | રવિ. | ૦ | ૪ | ૬ | ૦ | ચંદ્ર. | ૧ | ૮ | ૦ | ૦ |
| રવિ. | ૦ | ૧૦ | ૬ | ૦ | ચંદ્ર. | ૦ | ૭ | ૦ | ૦ | મંગલ | ૧ | ૨ | ૦ | ૦ |
| ચંદ્ર. | ૧ | ૫ | ૦ | ૦ | મંગલ. | ૦ | ૪ | ૨૭ | ૦ | રાહુ. | ૩ | ૦ | ૦ | ૦ |
| મંગલ. | ૦ | ૧૧ | ૨૭ | ૦ | રાહુ. | ૧ | ૦ | ૧૮ | ૦ | ગુરૂ. | ૨ | ૮ | ૦ | ૦ |
| રાહુ. | ૨ | ૬ | ૧૮ | ૦ | ગુરૂ. | ૦ | ૧૧ | ૬ | ૦ | શનિ. | ૩ | ૨ | ૦ | ૦ |
| ગુરૂ. | ૨ | ૩ | ૬ | ૦ | શનિ. | ૧ | ૧ | ૯ | ૦ | બુદ્ધ. | ૨ | ૧૦ | ૦ | ૦ |
| શનિ. | ૨ | ૮ | ૯ | ૦ | બુદ્ધ. | ૦ | ૧૧ | ૨૭ | ૦ | કેતુ. | ૧ | ૨ | ૦ | ૦ |
| સંખ્યા. | ૧૭ | ૦ | ૦ | ૦ | સંખ્યા. | ૭ | ૦ | ૦ | ૦ | સંખ્યા. | ૨૦ | ૦ | ૦ | ૦ |

## યોગિની દશા પ્રમાણ જ્ઞાનમ્.

આદ્યથિ નિજ નક્ષત્ર ગણિ, ત્હેમાં ત્રણજ ઉમેર ;
પછી અષ્ટથી ભાગતાં, બચે દશા શુભ હેર. ૩૬૬૭
પ્રથમ મંગલા[1] પિંગલા[2], ધાન્યા[3] ભ્રામ[4]રિ નામ ;
ભદ્રિકા[5]જ ઉલ્કા[6] અને, સિદ્ધા[7] ફરું અભિરામ. ૩૬૬૮
સંકટા[8] સહ અષ્ટછે, એક[1] દ્વીર[2] ત્રણ[3] ને ચાર[4];
શર[5] ષટ્[6] સપ્ત[7] વસૂ[8] ગણો, છત્રિશ વર્ષ વિચાર. ૩૬૬૯
ચંદ્ર સૂર્ય ગુરૂ ભોમ બુદ્ધ, રવિજ શુક્ર તમ સાર ;
ક્રમથી એહનિ એ દશા, સ્વામિ સદ્દશ ફળધાર. ૩૬૭૦

## મંગળા સ્વામી ચંદ્ર.

હય ગજ રત્ન સુ વસ્ત્ર બહુ, ઉચ્ચ ચંદ્રથી લેખ ;
દશા મંગળા શુભ લહો, અબળથિ અર્ધજ પેખ. ૩૬૭૧

### પિંગલા સ્વામી સૂર્ય.

અતિ ઉદાસ મન રોગ તન, વૃત્તિ હીન ઉરઆણુ ;
દશા પિંગલા હિત થકી, વિયોગિ તે નર જાણુ. ૩૬૭૨
કદી ભાનુ જો ઊચ્ચનો, તો શુભ ફળ દેનાર ;
દરે પિંગલા જ્યોતિષી, અબળ અલભ્ય ઉચાર. ૩૬૭૩

### ધાન્યા સ્વામી ગુરૂ.

પૂરે સકલ અભિષ્ટ મન, સ્વજન નૃપતિ સૂં પ્રીત ;
અબળ હોય ગુરુ અર્ધ ફળ, મળે કહૂં શુભ રીત. ૩૬૭૪

### ભ્રામરી સ્વામી મંગલ.

જ્ઞાન હાનિ પરદેશ ભ્રમ, ધર્મ હાનિ મન પીડ ;
સબળ ભોમતો સુખ મહા, પડે કદી નહિં ભીડ. ૩૬૭૫

### ભદ્રિકા સ્વામી બુદ્ધ.

વિવિધ મનોરથ પ્રિયા શુભ, અતિ ધન જગ સન્માન ;
અબળ બુદ્ધ તવ અર્ધ સુખ, પામે એ અનુમાન. ૩૬૭૬

### ઉલ્કા સ્વામી શની.

શસ્ત્રઘાત નૃપ દંડ વળિ, ચોર ઘાત શિખિ ઘાત ;
જો શનિ ઊચ્ચ તદા સુખદ, નહિંતો અતિ ઉત્પાત. ૩૬૭૭

### સિદ્ધાસ્વામી શુક્ર.

ભૂપ માન ધન લાભ સુખ, યોષિત પ્રેમ પ્રસિદ્ધ ;
શાસ્ત્ર જ્ઞાન રતિ રામપદ, સકળ કાર્ય ત્યાં સિદ્ધ. ૩૬૭૮
અબળ શુક્ર તવ અર્ધ ફળ, પામે જ્યોતિષિ જાણ ;
ગ્રંથાન્તર મત જોઈને, દલપતિ કરે વખાણ. ૩૬૭૯

### સંકષ્ઠા સ્વામી રાહુ.

મિથ્યા દોષ વિરોધ ગ્રહ, મૃત્યુ બંધુ ધન હાણ ;
કાર્ય નાશ સંકષ્ટ અતિ, દશા સંકષ્ઠા જાણ. ૩૬૮૦
પણ કદી રાહુ ઉચ્ચ સ્થળ, તો પદ પામે ભુપ ;
દલપતિરામ મતાન્તરે, દશા વર્ણિ યશ રૂપ. ૩૬૮૧

### અંતર્દશા.

દશા મધ્ય અંતરદશા, જ્યારે જેહ ગણેય ;
ત્હેને તેહજ અંકથી, ગુણિ એકે શુન્ય દેય. ૩૬૮૨

### ચતુર વર્ણના રંગ.

શ્વેત રક્ત ને પીત કહું, શામ વર્ણ એ ચાર;
ક્રમથી ચારે વર્ણના, વર્ણ સમજ નિર્ધાર. ૨૦૦

### ચતુર વર્ણની સંજ્ઞા

શરમા વિપ્ર કહાવતા, વર્મા ક્ષત્રિય હોય;
ગુપ્ત વૈશ્ય સંજ્ઞા ગણે, શૂદ્ર દાસ પદ જોય. ૨૦૧

### ચતુરાશ્રમ.

બ્રહ્મચર્ય ગૃહચર્યને, વાનપ્રસ્થ તું વખાણ;
વળી સન્યાસ ગણાયછે, ચતુર્થ આશ્રમ જાણ. ૨૦૨

### બ્રહ્મચારી ધર્મ.

ગુરુસેવા વિદ્યા પઠન, ઇન્દ્રિય જય શુચિ કર્મ;
અથવા બ્રહ્મ પ્રદર્શણા, બ્રહ્મચારીના ધર્મ. ૨૦૩

### ગૃહસ્થ ધર્મ.

કુળાચાર કુળ ધર્મ કૃતિ, અતિથાગમ સનમાન;
એ છે ધર્મ ગૃહસ્થના, ધરે સદા ગુણવાન. ૨૦૪

### વાનપ્રસ્થ ધર્મ.

ઇન્દ્રિય જિત યોષિત સહિત, વન વસિ પાવક સેવ;
આતમ તત્વ વિચાર નિત, વાનપ્રસ્થ ધર્મેવ. ૨૦૫

### સન્યાસી ધર્મ.

ત્રિવિધ ઇર્ષણા હીન મન, દંડ ગ્રહણ તજિ કર્મ;
બ્રહ્મ જ્ઞાન વૈરાગ્ય સ્થિત, એ સન્યાસી ધર્મ. ૨૦૬

### પરમહંસ ધર્મ.

પર આપણું કંઈ જ્ઞાન નહિં, બ્રહ્મમઈ જગ જોય;
અજપા જપ આનંદ મન, પરમહંસ નિત સોહ. ૨૦૭

પ્રથમ દશાનું વર્ષ એક ત્હેના દિવસ ત્રણસેંને સાઠ તેને છત્રીશે ભાગતાં જે આવે તેજ રીતે સર્વ દશાના કોષ્ટકમાં અનુક્રમે જાણવાની રીત.

| મંગલા વર્ષ ૧. તેના દીવસ ૩૬૦ | | પિંગલા વર્ષ૨ તેના દિવસ ૭૨૦ | | ધાન્યા વર્ષ ૩ તેના દિસ ૧૦૮૦ | | ભ્રામરી વર્ષ૪ તેના દિવસ ૧૪૪૦ | | ભદ્રિકા વર્ષ ૫ તેના દિવસ ૧૮૦૦ | | ઉલ્કા વર્ષ ૬ તેના દિવસ ૨૧૬૦ | | સિદ્ધા વર્ષ ૭ તેના દિવસ ૨૫૨૦ | | સંકષ્ઠા વર્ષ ૮ તેના દિવસ ૨૮૮૦ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મંગલા. ... ... | ૧૦ | પિં. | ૪૦ | ધા. | ૯૦ | ભ્રા. | ૧૬૦ | ભ. | ૨૫૦ | ઉ. | ૩૬૦ | સિ. | ૪૯૨ | સં. | ૬૪૦ |
| પિંગલા. ... ... | ૨૦ | ધા. | ૬૦ | ભ્રા. | ૧૨૦ | ભ. | ૨૦૦ | ઉ. | ૩૦૦ | સિ. | ૪૨૦ | સં. | ૫૬૦ | મં. | ૮૦ |
| ધાન્યા. ... ... | ૩૦ | ભ્રા. | ૮૦ | ભ. | ૧૫૦ | ઉ. | ૨૪૦ | સિ. | ૩૫૦ | સં. | ૪૮૦ | મં. | ૭૦ | પિં. | ૧૬૦ |
| ભ્રામરી. ... ... | ૪૦ | ભ. | ૧૦૦ | ઉ. | ૧૮૦ | સિ. | ૨૮૦ | સં. | ૪૦૦ | મં. | ૬૦ | પિં. | ૧૪૦ | ધા. | ૨૪૦ |
| ભદ્રિકા. ... ... | ૫૦ | ઉ. | ૧૨૦ | સિ. | ૨૧૦ | સં. | ૩૨૦ | મં. | ૫૦ | પિં. | ૧૨૦ | ધા. | ૨૧૦ | ભ્રા. | ૩૨૦ |
| ઉલ્કા. ... ... | ૬૦ | સિ. | ૧૪૦ | સં. | ૨૪૦ | મં. | ૪૦ | પિં. | ૧૦૦ | ધા. | ૧૮૦ | ભ્રા. | ૨૮૦ | ભ. | ૪૦૦ |
| સિદ્ધા. ... ... | ૭૦ | સં. | ૧૬૦ | મં. | ૩૦ | પિં. | ૮૦ | ધા. | ૧૫૦ | ભ્રા. | ૨૪૦ | ભ. | ૩૫૦ | ઉ. | ૪૮૦ |
| સંકષ્ઠા. ... ... | ૮૭ | મં. | ૨૦ | પિં. | ૬૦ | ધા. | ૧૨૦ | ભ્રા. | ૨૦૦ | ભ. | ૩૦૦ | ઉ. | ૪૨૦ | સિ. | ૫૬૦ |
| સરવાળો...... | ૩૬૦ | | ૭૨૦ | | ૧૦૮૦ | | ૧૪૪૦ | | ૧૮૦૦ | | ૨૧૬૦ | | ૨૫૨૦ | | ૨૮૮૦ |

વ્યાઘ્ર અજાદિક શોડશે, ગાય ભેંસ ચોવીશ ;
ઉષ્ટ્ર ગર્ધભ પચ્ચીશ ગણ, અશ્વાયુ બત્રીશ. ૩૬૯૬
શ્વાન તણું દ્વાદશ ગણે, એરિત આયુ પ્રમાણ ;
મનુષ્ય સમ સૌ પ્રાણિનૂં, લાવિ આયુ વળિ જાણ. ૩૬૯૭
પરમાયુ આપ આપણા, ગુણાકાર કરિ ખાસ ;
મનુષ્ય પરમાયુ થકી, ભાગી આયુ પ્રકાશ. ૩૬૯૮

## અથ દશાધ્યાય.

ગ્રહો તણું આયુષ્ય જે, નિત્ય દશા કહેવાય ;
મિત્ર ઉચ્ચ વા સ્વગૃહી, કે મિત્રાંશિ લહાય. ૩૬૯૯
ંશી સ્વાંશીજતો, તે શુભ જ્યોતિષિ જોય ;
ગ્રહ છોડિને, આગળ જે ગ્રહ હોય. ૩૭૦૦
શુભ ગણે, વળી અધિક ઉરધાર ;
વા નીચ ગૃહિ, શત્રુ નિચાંશિ વિચાર. ૩૭૦૧
લારોહા દશા, પણ અશૂભ ગણિ લેય ;
મ ઉચ્ચ છોડિને, આગળ ધસિયો જેય. ૩૭૦૨
ગ્રહની તે દશા, અશુભ અવરોહિણિ જાણ ;
ઊચ્ચ વા મિત્ર ગૃહિ, કે સ્વગૃહી સુજાણ. ૩૭૦૩
ઉચ્ચ મિત્રાંશિ વા, સ્વાંશિ હોય ગ્રહ જેહ ;
અવરોહિણિ પણ દશા, મધ્યમ ગણાતિ તેહ. ૩૭૦૪
શુભ દૃષ્ટ શુભ યુક્ત વળિ, ઉદિત બળિષ્ટજ હોય ;
ગી પૂર્વ ઈષ્ટાધિકે, દશા શૂભ સૂખ જોય. ૩૭૦૫

## દશા ક્રમ.

સૂર્ય ચંદ્રને લગ્નમાં, જે બળિષ્ટ દર્શાય ;
ત્હેની પ્રથમ દશા ગણી, જ્યોતિષિ મન હરખાય. ૩૭૦૬
પ્રથમ દશાપતિની પછી, કેન્દ્રસ્થની ગણાય ;
તે પછી પણફરસ્થ ગૃહ, તણી દશાજ ભણાય. ૩૭૦૭
એ પછિ આપોક્લીમની, એ રિત ક્રમ સોહાય ;
ઉપર કહ્યાં સ્થાને કદિ, અધિક ગ્રહો જોવાય. ૩૭૦૮

# કેશવી પ્રકાશ પ્રારંભ.

## પ્રથમ આયુર્દાધ્યાય.

### દોહરા.

શુભાશુભ ગ્રહ ફળ સકળ, દશા મધ્ય જોવાય ;
આયુજ્ઞાન વણુ તે દશા, વિભાગ નહિં સમજાય. ૩૬૮૩
આયુર્દા દ્વિ પ્રકારથી, ગણે કેશવિ પ્રકાશ ;
પ્રથમે ગ્રહયોગજ અને, ગણિતાગત દ્વિ તપાસ. ૩૬૮૪
ગ્રહ યોગજમાં ભેદ ત્રણ, પ્રથમ નિયતાયુર્દાય ;
પરમાયુર્દાય દ્વિતિય તૃતિય અમિતાયુર્દાય. ૩૬૮૫
ચતુર ભેદ ગણિતાગતે, પ્રથમ શોદ્ભવ નામ ;
બીજે પિન્ડજ ને ત્રિજે, નૈસર્ગિક અભિરામ
જિવશર્મોદિત ગણિ ચતુર, આગળ કહું [illegible]માન ;
ગ્રહયોગજાયુર્દા વિષે, અન્ય જાતક વિચાર. [illegible]ત. ૩૬૭૫
આ જાતક પદ્ધતિ વિષે, ગણિતા ગત સુ પ્રક[illegible]
આયુર્દાધ્યાયે કથ્યા, તેહ કહું સુવિચાર. ૩૬[illegible]
લગ્ન સૂર્યને ચંદ્ર મહિં, લગ્ન અધિક બળ હો[illegible]. ૩૬૭૭
તવ અંશાયુ પ્રમાણુ ગણ, એરીત જાણે [illegible]
સૂર્ય અધિક બળથી ગણે, પિન્ડાયુતુ [illegible] ;
ચંદ્ર અધિક બળથી ગણે, નિસર્ગ આ[illegible] વખાણુ. ૩૬૭૮
લ[illegible]ગ્ન સૂર્ય સમ બળ થતાં. અંશ[illegible]ગાર્ધ ;
લગ્ન [illegible]ચંદ્ર સમ બળ થતાં, અંશનિસર્ગયોગાર્ધ.
સૂર્ય ચંદ્ર [illegible]સમ બળ થતાં, નિસર્ગપિન્ડયોગાર્ધ ;
એરિત જ્યોતિ[illegible]ી કરે, સમ બળમાં યોગાર્ધ. ૩૬૯૨
કદી લગ્ન રવિ ચં[illegible]ત્રણ, સમ બળ હોય સુજાણ;
આયુ યોગ તૃતિયાંશ લે[illegible] [illegible]િશ્રાયુજ વખાણુ. ૩૬૯૩
લગ્ન સૂર્ય ને ચંદ્ર ત્રણ, કુપ ત્રયે[illegible]પબળ હોય ;
તવ ત્યાં જિવશર્મોક્ત પ્રિય, આયુષ્ય [illegible]તા જોય.

### પરમાયુ લાવવાની રીત.

મનુ[illegible] હિ [illegible]રમાયુ ગણ, વિંશોત્તર શત વર્ષ ;
પંચ[illegible]દિવસ ઊપર ગણે, સૌથિ અધિક ઉત્કર્ષ. ૩૬૯૫

વ્યાઘ્ર અજાદિક શોડશે, ગાય ભેંસ ચોવીશ ;
ઉષ્ટ ગર્ધભ પચ્ચીશ ગણુ, અશ્વાયુ બત્રીશ. ૩૬૯૬
શ્વાન તણું દ્વાદશ ગણે, એરિત આયુ પ્રમાણ ;
મનુષ્ય સમ સૌ પ્રાણિનૂં, લાવિ આયુ વળિ જાણુ. ૩૬૯૭
પરમાયુ આપ આપણા, ગુણાકાર કરિ ખાસ ;
મનુષ્ય પરમાયુ થકી, ભાગી આયુ પ્રકાશ. ૩૬૯૮

### અથ દશાધ્યાય.

ગ્રહો તણું આયુષ્ય જે, નિત્ય દશા કહેવાય ;
મિત્ર ઉચ્ચ વા સ્વગૃહી, કે મિત્રાંશિ લહાય. ૩૬૯૯
ગી સ્વાંશીજતો, તે શુભ જ્યોતિષિ જોય ;
ગ્રહ છોડિને, આગળ જે ગ્રહ હોય. ૩૭૦૦
શુભ ગણે, વળી અધિક ઉરધાર ;
વા નીચ ગૃહિ, શત્રુ નિચાંશિ વિચાર. ૩૭૦૧
રોહા દશા, પણુ અશુભ ગણિ લેય ;
મ ઉચ્ચ છોડિને, આગળ ધસિયો જેય. ૩૭૦૨
ગ્રહની તે દશા, અશુભ અવરોહિણિ જાણુ ;
ઉચ્ચ વા મિત્ર ગૃહિ, કે સ્વગૃહી સુજાણુ. ૩૭૦૩
ઉચ્ચ મિત્રાંશિ વા, સ્વાંશિ હોય ગ્રહ જેહ ;
અવરોહિણિ પણ દશા, મધ્યમ ગણાતિ તેહ. ૩૭૦૪
શુભ દૃષ્ટ શુભ યુક્ત વળિ, ઉદિત બળિષ્ટજ હોય ;
ગી પૂર્વ ઈષ્ટાધિકે, દશા શુભ સૂખ જોય. ૩૭૦૫

### દશા ક્રમ.

સૂર્ય ચંદ્રને લગ્નમાં, જે બળિષ્ટ દર્શાય ;
ત્હેની પ્રથમ દશા ગણી, જ્યોતિષિ મન હરખાય. ૩૭૦૬
પ્રથમ દશાપતિની પછી, કેન્દ્રસ્થની ગણાય ;
તે પછી પણફરસ્થ ગ્રહ, તણી દશાજ ભણાય. ૩૭૦૭
એ પછિ આપોક્લીમની, એ રિત ક્રમ સોહાય ;
ઉપર કહ્યાં સ્થાને કદિ, અધિક ગ્રહો જોવાય. ૩૭૦૮

તવ ત્યાં અધિક બળિષ્ટની, પ્રથમ દશા કહેવાય ;
ન્યુન બળિષ્ટનિ તે પછી, દશપતિ જો દર્શાય. ૩૭૦૯
કદિ સમ બળ જો હોયતો, આયુ પ્રમાણ ગણાય ;
વળિ બળ આયુ સમથતાં, પ્રથમ ઉદિતનિ ભણાય. ૩૭૧૦

## અંતરદશા ક્રમ.

જે રાશિમાં દશાપતી, તે સ્થળમાં ગ્રહ જેહ ;
દશાપતી સંબંધથી, અર્ધ પાચકજ તેહ. ૩૭૧૧
દશાપતિ પછિ નવ પંચમે, જે ગ્રહ હોય પ્રમાણ ;
તૃતિયાંશ ફલ પાચક થતો, દશાપતીનો જાણ. ૩૭૧૨
દશાપતિથી જો સપ્તમે, જે ગ્રહ બેઠો જોય ;
સસમાંશ દશાપતી તણો, ફલ પાચકે હોય. ૩૭૧૩
દશાપતિથી ચતુરસ્ત્ર સ્થળ, બેઠા ગ્રહજ ગણાય ;
ચતુર્થાંશ દશાપતિ તણો, ફલ પાચક ભણાય. ૩૭૧૪
ગ્રહ સર્વત્ર આરોહ વા, અવરોહે સુ વિચાર ;
ઉચ્ચ નિચાદિ પૂર્વોક્ત ગુણ, થકી શુભાશુભ સાર. ૩૭૧૫
ફળ પાચક થૈ અન્યની, દશા માંહ્ય ફળ જાણ ;
પોતાના સમયેજ તે, શુભ ફળ દેય સુ જાણ. ૩૭૧૬
પ્રથમ દશાપતિની ગણે, અંતર દશા વિચાર ;
તે પછિ દશાપતી તણા, રાસ્યાંશનિ ચિત ધાર. ૩૭૧૭
એ પછિ દશાપતી થકી, ત્રિકોણ પંચ નવ સ્થાન ;
હોય ગ્રહો ત્હેની ગણે, અંતર દશાજ માન. ૩૭૧૮
તે પછિ ચતુરસ્ત્રનિ ગણે, ચતુર અષ્ટ સ્થળ હોય ;
ત્રિકોણ વા ચતુરસ્ત્ર સ્થળ, બે ગ્રહ તવ બળ જોય. ૩૭૧૯

## વિદશોપદશાક્રમ.

દશા થકી અંતર દશા, જે રિત થાય વિચાર ;
તેમ અંતરદશા થકી, વિદશા રીતજ સાર. ૩૭૨૦
એમ થઈ અંતરદશા, દશા કલ્પિ ઉર ધાર ;
વળી અંતરદશાપતી, દશાપતી સુવિચાર. ૩૭૨૧

કલ્પિ પૂર્વ પાચકાંશના, અંશકરિ સમચ્છેદ;
એવિધિ કરીજ લાવતા, વિદશા જ્યોતિષિ વેદ. ૧૭૨૨
તેમજ વિદશાને વળી, દશા કલ્પિ સુપ્રકાર;
કલ્પિ વિદશા દશાપતી, વિદશોપદશા સાર. ૧૭૨૩
દશા મધ્ય અતંર દશા, પતિ ગુણુ સમુ ફળ લેય;
તેમ અંતર દશા મહીં, વિદશાપતિ ફળ દેય. ૧૭૨૪
વિદશા મધ્યે ઉપદશા, પતિ ફળ દેય સુજાણુ;
એમ ઉપદશા ફળ સદા, શૂક્ષ્મ કાલિક વખાણુ. ૧૭૨૫

## રાજા મંત્ર્યાદિ વર્ષાધિપતિ વિચાર.

ચૈત્ર શુકલ પ્રતિપદ સમય, સૂર્યોદય જે વાર:
રાજા તેહ વખાણુતા, ફળ પ્રકૃતિ અનુસાર. ૩૭૨૬
સૂર્ય થાય જવ મેષનો, તેહ સમય દિનવાર;
મંત્રી ત્હેને જાણિયે, કહો શુભાશુભ સાર. ૩૭૨૭
વૃષભ સંક્રમણુ વારતે, જ્યોતિષિ જાણુ ધનેશ;
મિથુન સંક્રમણુ વારતે, યુદ્ધપતીજ હમેશ. ૩૭૨૮
થાય કર્ક સંક્રમણુ તવ, વાર અગ્રધાન્યેશ;
સિંહ સંક્રમણુ વારતે, સેનાધિપ સુનરેશ. ૩૭૨૯
કન્યા યોગે વારતે, છત્રપતિ કહું તેક;
તુલા સંક્રમણુ વારતે, રસાધિપતિ સુવિશેક. ૩૭૩૦
ધન સંક્રમણે વારતે, ધાન્યપતિ પશ્ચાત;
મકર સંક્રમણુ વારતે, ફળાધિપતિ વિખ્યાત. ૩૭૩૧
કુમ્ભ સંક્રમણુ વારતે, વ્યાપારાધિપ લેખ;
મહા ભ આર્દ્રા વારતે, મેઘેશ ચતુર પેખ. ૩૭૩૨
અક્ષય તૃતિયા વારતે, સીમાધિપ સુવખાણુ;
આષાઢ કૃષ્ણુ રોહિણી, વાર જળેશ પ્રમાણુ. ૩૭૩૩
કાર્તિક શુકલ પ્રતિપદા, કોટપાલ ગણિવાર;
એ રિત વર્ષો વર્ષના, વર્ષાધિપતિ વિચાર. ૩૭૩૪

## વર્ષલગ્ન પ્રવેશજ્ઞાનમ્.

વીત્યા વર્ષ સવાઇ કરિ, દિન સંખ્યા જો નેક;
અર્ધસુ ઘટિકા જાણિયે, ડોઢી પલસુ વિવેક. ૩૭૩૫

જન્મ સમયની દિન ઘટી, પલમાં તેહ સમાવ ;
સપ્ત સપ્તથી ભાગ દે, બચે શેષજ ઠરાવ. ૩૭૩૬
લગ્ન હોય નવ તે સમય, વર્ષ લગ્ન તે માન ;
હેજેવા ગ્રહ જ્હેમાં પડે, કહો શુભાશુભ જ્ઞાન. ૩૭૩૭

## મુંથા જ્ઞાનમ્.

જન્મ લગન ગત વર્ષ સહ, દ્વાદશ ભાગ વિચાર ;
શેષ માંહ્ય મુંથા સમજિ, મેષાદિક નિર્ધાર. ૩૭૩૮

## મુંથા ફળ.

નવમ દશમ એકાદશજ, પાંચ સુ ત્રણ દ્વીએક ;
એટલાંજ સુખકર સદા, શેષે દુઃખ અનેક. ૩૭૩૯
જે ગ્રહ મુંથા હોય ત્યાં, તે સ્વામી સુભ હોય ;
કે દેખે વા સંગ તવ, અશુભ નવ્યાપે કોય. ૩૭૪૦

## વર્ષેષ જ્ઞાનમ્.

વર્ષ જન્મ બે લગનપતિ, મુંથા પતિ વળિ માન ;
ત્રયરાશિક દિન રાત્રપતિ, એમાં જે બળવાન. ૩૭૪૧
વર્ષ લગનને ફરિગણે, તેહ જાણ વર્ષેશ ;
બળ સમાન ફળ દેયછે, પ્રકૃતિ પ્રમાણ હમેશ. ૩૭૪૨

## ત્રૈરાશિકપતિ જ્ઞાનમ્.

સૂર્ય શુક્ર શનિ શુક્ર ગુરુ, ચંદ્ર સૌમ્ય કુજ સાથ ;
મંદ ભૌમ ગુરુ ચંદ્રએ, મેષાદિક દિન નાથ. ૩૭૪૩
જીવ ઇન્દુ બુદ્ધ ભોમ રવિ, શુક્ર મંદ ભૃગુ લેખ ;
મંદ ભૌમ ગુરુ ચંદ્ર શનિ, ત્રયરાશિક પતિ પેખ. ૩૭૪૪

## દિનપતિ વા નિશિપતિ જ્ઞાનમ્.

સૂર્ય હોય જે રાશિમાં, પતિ ત્હેનો દિન ઈશ;
ચંદ્ર રાશિપતિ રાત્રિપતિ, વર્ષ કાળનો ધીશ. ૩૭૪૫

## મુદ્દા દશા જ્ઞાનમ્.

જન્મ લગ્ન લગિ ગણિ કહે, કૃત્તિકાથિ સુજ્ઞાન;
વીત્યાં વર્ષજ જોડિને, ભાગ નવથકી માન. ૩૭૪૬
અષ્ટાદશ વળિ ત્રીશને, એકવિ ચોપન સાર;
અડતાળિશ સત્તાવનજ, એકાવન સુ ઉચાર. ૩૭૪૭
એકવિંશને સાઠસહ, વર્ષ દિવસ તું પ્રમાણ;
**આ ચં કૂ રા જી સ બુ, કે શુ નવ ગ્રહ જાણ.** ૩૭૪૮

## વર્ષમાં સુકાલ વા દુષ્કાલ વિષે અગસ્ય પરિક્ષા.

### દોહરા.

પૂર્વાષાઢ નક્ષત્ર મહા, તણો ચંદ્ર શુભ માસ;
માર્ગશિર્ષ શુદ્ધ પ્રતિપદા, પછી થતોજ પ્રકાશ. ૩૭૪૯
જે દિવસે ધારણ કરે, ગર્ભ વાદળાં સાર;
તેહ દિવસથી એકસો, પંચાણુમે વિચાર. ૩૭૫૦
વૃષ્ટિ થાતી નિયમ એ, પૂર્વ ચંદ્ર નક્ષત્ર;
આવે ત્હેમાં જાણવો, વળી કહું સર્વત્ર. ૩૭૫૧
આદિ ઉત્તરાષાઢના, ચતુર્થાંસ શુદ્ધ પક્ષ;
ધરે ગર્ભ વાદળ કદી, વૃષ્ટિ કૃષ્ણમાં દક્ષ. ૩૭૫૨
કૃષ્ણ પક્ષ કદિ હોય તો, વૃષ્ટિ શુકલમાં લેખ;
તેમજ દિવસે ગર્ભતો, વૃષ્ટિ રાત્રિયે પેખ. ૩૭૫૩
રાત્રિમાહ્ય કદિ ગર્ભતો, દિવસે વૃષ્ટિ પ્રમાણ;
તેમ સ્હવારે સાંજરે, સાંજ સ્હવાર સુજાણ. ૩૭૫૪
માર્ગશિર્ષમાં ગર્ભતો, જ્યેષ્ઠે વૃષ્ટિ થાય;
પૌષ માહ્ય કદિ હોયે તો, વૃષ્ટિ અષાઢ લહાય. ૩૭૫૫
પૌષ કૃષ્ણમાં ગર્ભતો, શુકલ શ્રાવણે ધાર;
માધ શુકલમાં ગર્ભતો, કૃષ્ણ શ્રાવણ વિચાર. ૩૭૫૬

જન્મ સમયની દિન ઘટી, પલમાં તેહ સમાવ;
સપ્ત સપ્તથી ભાગ દે, બચે શેષજ ઠરાવ. ૩૭૩૬
લગ્ન હોય નવ તે સમય, વર્ષ લગ્ન તે માન;
હેજેવા ગ્રહ જહેમા પેડે, કહો શુભાશુભ જ્ઞાન. ૩૭૩૭

## મુંથા જ્ઞાનમ્.

જન્મ લગ્ન ગત વર્ષ સહ, દ્વાદશ ભાગ વિચાર;
શેષ માંહ્ય મુંથા સમજિ, મેષાદિક નિર્ધાર. ૩૭૩૮

## મુંથા ફળ.

નવમ દશમ એકાદશજ, પાંચ સુ ત્રણ દ્વીએક;
એટલાંજ સુખકર સદા, શેષે દુઃખ અનેક. ૩૭૩૯
જે ગૃહ મુંથા હોય ત્યાં, તે સ્વામી સુભ હોય;
કે દેખે વા સંગ તવ, અશુભ નવ્યાપે કોય. ૩૭૪૦

## વર્ષેપ જ્ઞાનમ્.

વર્ષ જન્મ બે લગનપતિ, મુંથા પતિ વળિ માન;
ત્રયરાશિક દિન રાત્રપતિ, એમાં જે બળવાન. ૩૭૪૧
વર્ષ લગનને ફરિગણે, તેહ જાણ વર્ષેશ;
બળ સમાન ફળ દેયછે, પ્રકૃતિ પ્રમાણુ હમેશ. ૩૭૪૨

## ત્રૈરાશિકપતિ જ્ઞાનમ્.

સૂર્ય શુક્ર શનિ શુક્ર ગુરુ, ચંદ્ર સૌમ્ય કુજ સાથ;
મંદ ભૌમ ગુરુ ચંદ્રએ, મેષાદિક દિન નાથ. ૩૭૪૩
જીવ ઇન્દુ બુદ્ધ ભોમ રવિ, શુક્ર મંદ ભૃગુ લેખ;
મંદ બૌમ ગુરુ ચંદ્ર શનિ, ત્રયરાશિક પતિ પેખ. ૩૭૪૪

## ત્રૈરાશિકપતિ ચક્રમ્.

| રાશિ. | મે | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દિન. | સૂ. | શુ. | શ. | શુ. | ગુ. | ચં. | બુ. | મ. | શ. | મં | ગુ. | ચં. |
| રાત્રિ. | ગુ. | ચં. | બુ. | મં | સૂ. | શુ. | શ. | શુ. | શ. | મં. | ગુ. | ચં. |

### યોગી ધર્મ.

લઘુ ભોજન ઇન્દ્રિય દમન, એકાન્તમાં નિવાસ ;
પદ્માસન મન પવન જિત, યોગી ધર્મ પ્રકાશ. ૨૦૮

### કવિ લક્ષણ.

વચન રચન વાચાળ અતિ, લઘુ ગુરુ ગુરુ લઘુ જોય ;
નિરંકૂશ શ્રુતિધર ગુણી, ગુણવંતા કવિ હોય. ૨૦૯

### કવીશ્વર લક્ષણ.

### (મનહર છંદ.)

અનુપમ અક્ષરથિ, દીપતા દિપક શબ્દ,
નવરસે રસ ભરી, વાણિ વરષાવતા ;
પેખિ શાસ્ત્ર છંદ વૃત, અલંકૃતિ કાવ્ય દોપ,
નાયિકા નાયક હાવ, ભાવ દરશાવતા ;
પદ પુનરૂક્તિ યુક્તિ, ગણા ગણ જ્ઞાતા શુભ,
પ્રબંધ નિબંધ ગદ્ય, ગાથાથી સુહાવતા ;
એટલાં સ લક્ષણ સુ, લક્ષિત વિવેક વળિ,
ઇશ્વિર સહાયતાથિ, કવીશ્વર કહાવતા. ૨૧૦

### પન્ડિત લક્ષણ.

### દોહરા.

સકળ શાસ્ત્રમાં નિપુણ અતિ, શાસ્ત્ર યુક્ત વ્યવહાર ;
પન્ડિત લક્ષણ લક્ષ ઉર, આગમ નિગમ વિચાર. ૨૧૧

### ગુરૂ લક્ષણ.

સર્વ શાસ્ત્ર વેત્તા વિમળ, સમદર્શી સૌ જન ;
વેદ વિહિત આચાર યશ, ગુરુ લક્ષણ ધર મન્ન. ૨૧૨
પાવકછે ગુરુ દ્વિજ તણો, અવર વર્ણ દ્વિજ સાર ;
સ્ત્રીનો ગુરુ પતિને ગણો, સૌનો અતિથિ વિચાર. ૨૧૩

## દિનપતિ વા નિશિપતિ જ્ઞાનમ્.

સૂર્ય હોય જે રાશિમાં, પતિ ત્હેનો દિન ઈશ ;
ચંદ્ર રાશિપતિ રાત્રિપતિ, વર્ષ કાળનો ધીશ. ૩૭૪૫

## મુદ્દા દશા જ્ઞાનમ્.

જન્મ લગ્ન લગિ ગણિ કહે, કૃત્તિકાથિ સુજ્ઞાન ;
વીત્યાં વર્ષજ જોડિને, ભાગ નવથકી માન. ૩૭૪૬
અષ્ટાદશ વળિ ત્રીશને, એકવિ ચોપન સાર ;
અડતાળિશ સત્તાવનજ, એકાવન સુ ઉચાર. ૩૭૪૭
એકવિંશને સાઠસહ, વર્ષ દિવસ તું પ્રમાણ ;
**આ ચંદ્રરાજી સહુ, કે શુ નવ ગ્રહ જાણ.** ૩૭૪૮

## વર્ષમાં સુકાલ વા દુષ્કાલ વિષે અગમ્ય પરિક્ષા.

### દોહરા.

પૂર્વાષાઢ નક્ષત્ર મહા, તણો ચંદ્ર શુભ માસ ;
માર્ગશિર્ષ શુદ્ધ પ્રતિપદા, પછી થતોજ પ્રકાશ. ૩૭૪૯
જે દિવસે ધારણ કરે, ગર્ભ વાદળાં સાર ;
તેહ દિવસથી એકસો, પંચાણુમે વિચાર. ૩૭૫૦
વૃષ્ટિ થાતી નિયમ એ, પૂર્વ ચંદ્ર નક્ષત્ર ;
આવે ત્હેમાં જાણવો, વળી કહું સર્વત્ર. ૩૭૫૧
આદિ ઉત્તરાષાઢના, ચતુર્થાંસ શુદ્ધ પક્ષ ;
ધરે ગર્ભ વાદળ કદી, વૃષ્ટિ કૃષ્ણમાં દક્ષ. ૩૭૫૨
કૃષ્ણ પક્ષ કદિ હોય તો, વૃષ્ટિ શુકલમાં લેખ ;
તેમજ દિવસે ગર્ભતો, વૃષ્ટિ રાત્રિયે પેખ. ૩૭૫૩
રાત્રિમાહ્ય કદિ ગર્ભતો, દિવસે વૃષ્ટિ પ્રમાણ ;
તેમ સ્હવારે સાંજરે, સાંજ સ્હવાર સુજાણ. ૩૭૫૪
માર્ગશિર્ષમાં ગર્ભતો, જ્યેષ્ઠે વૃષ્ટિ થાય ;
પોષ માહ્ય કદિ હોયે તો, વૃષ્ટિ અષાઢ લહાય. ૩૭૫૫
પોષ કૃષ્ણમાં ગર્ભતો, શુકલ શ્રાવણે ધાર ;
માઘ શુકલમાં ગર્ભતો, કૃષ્ણ શ્રાવણ વિચાર. ૩૭૫૬

માઘ વદે કદિ હોયતો, શુક્લ ભાદ્રપદ પેખ;
ફાલ્ગુણ શુક્લે ગર્ભતો, કૃષ્ણ ભાદ્રપદ લેખ. ૩૭૫૭
ફાલ્ગુણ કૃષ્ણે ગર્ભતો, આશ્વિન શુક્લે હોય;
ચૈત્ર શુક્લમાં ગભતો, આશ્વિન કૃષ્ણે જોય. ૩૭૫૮
ચૈત્ર કૃષ્ણ કદિ ગર્ભતો, શુક્લ કાર્તિક સુજાણ;
એ રિત ગર્ભ ઉદય થકી, દલપતિ વૃષ્ટિ વખાણ. ૩૭૫૯
પૂર્વે ગર્ભજ હોય તો, પશ્ચિમ વૃષ્ટિ ભણાય;
એમ સ્હામ સ્હામી દશા, નિયમે વૃષ્ટિ ગણાય. ૩૭૬૦
વાયુ પ્રમાણ પણ એરિતે, પૂર્વે તો પશ્ચિમ;
અષ્ટદશા શુભ રીત એ, વૃષ્ટિ તણી કહિ સીમ. ૩૭૬૧
વળિ ઉત્તર ઇશાન વા, પૂર્વથિ વાયુ મંદ;
પ્રિય નિર્મળ આકાશમાં, વાતો તે સુખકંદ ૩૭૬૨
અથવા સૂર્ય સુચંદ્રની, આસપાસ જો બિમ્બ;
શ્વેત પ્રકાશિત અધન વળિ, વાદળપર પ્રતિબિમ્બ. ૩૭૬૩
પ્રકાશીત ઘટ વાદળાં, સોય અરી આકાર;
ગુલ્લાલા સમ રંગ વા, કાક અંડ સુવિચાર. ૩૭૬૪
ચંદ્ર અને તારા તદા, શ્વેત જક્ત જન જોય;
પ્રાતર સ્હાંજે ઈન્દ્રધનુ, મંદ ગર્જના હોય. ૩૭૬૫
અથવા થાતી વીજળી, સૂર્ય જુદો આભાસ;
પ્રાતર સ્હાંજ રમણ્ય વળિ, થાય પ્રકાશ પ્રકાશ. ૩૭૬૬
ઉત્તર ઇશાન પૂર્વથી, પશુ પક્ષી લંધાર;
મધુર શબ્દ ઉચ્ચારતાં, આવેતો પ્રિયકાર. ૩૭૬૭
અથવા સ્વચ્છાકાર ગ્રહ, દેખાતા કદિ હોય;
વળી તેહનિ ગતિ ઉત્તરે, ખસતી ખસતી જોય. ૩૭૬૮
અથવા વિઘ્ન વા રોગથી, મુક્ત તદાજ વિચાર;
તેમ વૃક્ષ પશુ જન સુખી, સુચિન્હ દલપતિ સાર. ૩૭૬૯
વળિ માર્ગશિર્ષ પૌશમાં, સૂર્ય ઉદયની પૂર્વે;
તેમ અસ્ત થતાં અનિલ, લાલ પ્રકાશ અપૂર્વ. ૩૭૭૦
આસ પાસ વાદળ કડણ, પણ સુપ્રકાશિત જાણ;
અથવા ટાઢ અધીક જો, પૌજે બરફ પ્રમાણ. ૩૭૭૧

વા હિમ પડતું હોય તો, વળી માઘમાં ધાર ;
પવન સપારો હોયને, ચંદ્ર સૂર્ય સુવિચાર. ૩૭૭૨
હીમથિ આચ્છાદિત વળી, સૂર્ય ઉદય ને અસ્ત ;
થાતાં વાદળથી કદી, બિમ્બાચ્છાદિત.મસ્ત. ૩૭૭૩
તેમ ટાઢ પડતી અધિક, ફાલ્ગુણ વાયૂ વાય ;
સુંદર વાદળની કદી, આવજાવ બહુ થાય. ૩૭૭૪
તેજ બિમ્બ આકાશમાં, જો ખન્ડિત દેખાય ;
વળી સૂર્ય રાતો અને, સુવર્ણ સમ દર્શાય. ૩૭૭૫
ચૈત્ર માસ આકાશમાં, પવન વાદળ પ્રકાશ ;
તેજ બિમ્બ વા માવઠૂં, એહ સુચિન્હ સમાસ. ૩૭૭૬
વૈપાખે પણ માવઠૂં, ઘટ વાદળ વળિ વીજ ;
સકળ ગર્ભપરિપકવતા, તણી જાણુ તજવીજ. ૩૭૭૭
વાદળ રંગ વિચારવા, રૂપ્ય મોતિ સુતમાલ ;
વૃક્ષ છાલ સમ શ્યામ વા, ઈન્દિવર કમળ ભાળ. ૩૭૭૮
અથવા સુરમાં રંગ સમ, તવ અતિવૃષ્ટી ધાર ;
સૂર્ય તાપ તપતો બહૂ, મંદ પવન સુખકાર. ૩૭૭૯
વળિ વાદળ વર્ષાદનાં, બિન્દુથિ આચ્છાદીત ;
દેખાતાં વૃષ્ટી અધિક, દલપતિ સુચિન્હ રીત. ૩૭૮૦
પૂર્વ ગર્ભ ધારણ સમય, તારા ખરતા હોય ;
ગર્જન વા વંટોળીયો, વળી વિશેષે જોય. ૩૭૮૧
દૃષ્ટિ મર્યાદા માંહ્ય જો, ખોટિ આગ દર્શાય. ;
કીર્તિસ્થંભ વા સ્હેરસમ, વાદળાકૃતી થાય. ૩૭૮૨
વળી સૂર્ય બિમ્બે કદી, કાળા ડાઘ જણાય ;
કેતે સંમયે ગ્રહ તણો, કદિ સંયોગ ભણાય. ૩૭૮૩
અથવા રાતૂં માવઠૂં, તેજ બિમ્બ આકાશ ;
ઇન્દ્ર ધનુષ વળિ સૂર્ય કે, ચંદ્ર ગ્રહણ.તો નાશ. ૩૭૮૪
વર્ષ માંહ્ય જૂદા જુદા, મહિનામાંજ સુચિન્હ ;
ગર્ભ ધારણે નોયતો, ગર્ભ પતન અવિચ્છિન્ન. ૩૭૮૫
પૂર્વા ઉત્તર ભાદ્રપદ, પુર્વાષાઢ વિચાર ;
વળી ઉત્તરાષાઢ ને, રોહિણિ ચંદ્રે સાર. ૩૭૮૬

ગર્ભ ધરંતાં વાદળાં, વૃષ્ટી કરે સુજાણ ;
તેમ શતભિષા ને વળી, આશ્લેષા ઉર આણ. ૩૭૮૭
વળિ આર્દ્રા સ્વાતી મઘા, તણા ચંદ્રમાં લેખ ;
ગર્ભ ધારણ સુચિન્હ સહ, અધિક વૃષ્ટિ તવ પેખ. ૩૭૮૮
સતત કેટલા દિવસ લગિ, વૃષ્ટિ પ્રતાપી થાય ;
વળી ગર્ભ ધારણ કહૂં. માર્ગશિર્ષથિ લહાય. ૩૭૮૯
વૈશાખ સુધી પાંમ પ્રિય, શતભિષાદિ નક્ષત્ર ;
તેહ તણા સુભ ચંદ્રમાં, વળિ સુચિન્હ સર્વત્ર. ૩૭૯૦
સહિત ગર્ભ ધારણ થવે, અનુક્રમ સતત વિચાર ;
અષ્ટ સોળ ચોવીશ વિશ, ત્રણ સુદિવસ જળ ધાર. ૩૭૯૧
સૂર્ય ચંદ્રની પાસ જો, એ સમયે ગ્રહ કોય ;
શત્રુ રૂપકદિ હોય તો, કરાં ગર્જના હોય. ૩૭૯૨
અધિક મચ્છની વૃષ્ટિ પણ, એ થકિ ઉલટૂં જોય ;
સૂર્ય ચંદ્રની પાસ જો, મિત્રથિ વૃષ્ટી હોય. ૩૭૯૩
કદી ગર્ભ ધારણ સમય, વૃષ્ટિ અધિક દર્શાય ;
તવતે ગર્ભ પતન થશે, વૃષ્ટી કદી નથાય. ૩૭૯૪
દ્રોણ* એક અટમાંસથી, વિશેષ વર્ષા લેખ ;
વળિ ઉલટા ગ્રહ ભાવથી, કહેલ વખતે પેખ. ૩૭૯૫
આવે નહિં વર્ષાદ તો, ફરીથિ લ્હેવો યોગ ;
આવે તવ વૃષ્ટી થશે, પરન્તુ કરાં અયોગ. ૩૭૯૬
પવન માવઠૂં વીજળી, ગર્જન વાદળ લક્ષ ;
ગર્ભ સમય દેખાય તો, વૃષ્ટિ વિશેપજ દક્ષ. ૩૭૯૭
પરન્તુ ગર્ભ સમય કદિ, માવઠું વિશેષ જાણ ;
તવતે વૃષાઋતૂ મહીં, ખરે વૃષ્ટિની તાણ. ૩૭૯૮
પાંચ ચિન્હ ઉપર કહ્યાં, એકે વખતે થાય ;
તવ અઢિસો ગાઊ સુધી, વૃષ્ટિ ખૂબ દર્શાય. ૩૭૯૯
એક ચિન્હ કદિન્યૂન તો, ગાઉ સવાસો સાર ;
આસ પાસ વર્ષે અધિક, એન્યૂનથી વિચાર. ૩૮૦૦

* વૃષ્ટિ માપના કોષ્ટકમાં ચાર અધકનો એક દ્રોણ થાય છે.

ત્રેસઠ ગાઉ પ્રમાણુ છે, ત્રણુ ન્યૂનથિ શુભ લેખ ;
એકત્રીશ બત્રીશ ગાઉ, સુધિ વર્ષે પ્રિય પેખ. ૩૮૦૧
એક દ્રોણુ વર્ષે કહું, પાંચ ચિન્હ સમ્પૂર્ણ ;
જો તે સમયે પવન બહુ, તો ત્રણુ અધક અપૂર્ણ. ૩૮૦૨
માપ વૃષ્ટિનો એરિતે, દ્રોણુ અધક ગણ ચાર ;
વૃષ્ટિ સાથ કદિ વીજળી, છ અધક વર્ષે સાર. ૩૮૦૩
જો આકાશે વાદળાં, વૃષ્ટિ અધક નવ જોય ;
વૃષ્ટિ ગર્જના સાથ તો, બાર અધક શુભ હોય. ૩૮૦૪
ચંદ્ર* ઉતરાષાઢનો, જ્યોતિષિ કરે તપાસ ;
એ દિવશે સૌ જાતના, બીજ તોળતા ખાસ. ૩૮૦૫
વળિ બીજે દિવસે ફરી, તોલ કર્યાનું તોલ ;
ફરી જોય સમ વિષમ કે, વૃદ્ધિ થાય જો તોલ. ૩૮૦૬
તો તે અધિકજ પાકશે, વિષમ નપાકે જાણુ ;
થાય પાક થોડો કદી, સમથિ નાશ ન પ્રમાણુ. ૩૮૦૭
પરિક્ષા કરવી હોય તો, તેહનિ કહું શુભ રીત ;
દ્વાદશ અંગુળ ચોરસે, રેશમિ વસ્ત્ર ખચીત. ૩૮૦૮
લે કરવાં પ્રિય ત્રાજવાં, દોરી તણું પ્રમાણુ ;
ચાર ચાર દર ત્રાજવે, વિંશાંગુળની જાણુ. ૩૮૦૯
દ્વાદશાંગુળનિ ઝૂમતે, દોરી તણો સુમાપ ;
સુવર્ણ કેરાં કાટલાં, દક્ષિણ પલ્લે થાપ. ૩૮૧૦
બીજ વામ ઉત્તર ધરી, જ્યોતિષિ કરતા તોલ ;
એહરિતે કુપ જળ તણો, તોલ કરેજ અમોલ. ૩૮૧૧
બીજે દિવશે જો વધે, શીયાળે નહિં વૃષ્ટિ ;
અષર ઝિલ્યું વર્ષાદ જળ, વધવે મધ્યમ વૃષ્ટિ. ૩૮૧૨
તળાવ વા ટાંકા તણું, વધે વૃષ્ટિ તવ ખૂબ ;
ઓગિર અધિક આરોગ્યતા, વરણું આબેહુબ. ૩૮૧૩

* સામ્પ્રત કાળમાં પ્રાચિન વિદ્યાનો અનુભવ કરવો મુકીદેવામાં આવ્યાથી, દુષ્કાળ પડવાનો હોય ત્યારે આગળથી કહીશકાતું નથી પરન્તુ ; ઉપર કહેલી રીત પ્રમાણે ત્રાજવાં બનાવીને, વરાહમિહિર આચાર્યકૃત બૃહત્ સંહિતામાં એ વિષય પર લખેલા મંત્રોથી ઉત્તમ બ્રાહ્મણુ પાસે સત્યનું ત્રાજવાંપર આવાહન કરાવી, તુલા, કરે તો સુકાળ અથવા દુષ્કાળનો, અગાઉથી ખાતરી પૂર્વક નિર્ણય થશે.

હસ્તીની આરોગ્યતા, તોળિ હસ્તિનો દંત ;
ઘોડા ગાયનિ તેહના, વાળ તોળિ ગુણવંત. ૩૮૧૪
સુવર્ણ તુલા કરીજુએ, રાજાનૂં સુખ સાર ;
બ્રાહ્મણાદિ જન સુખ તે, મીણ તુલાથિ વિચાર. ૩૮૧૫
સકળ પદાર્થની જોવિ તો, તે તે તોળ પદાર્થ ;
દેશ વર્ષ સુખ પરિક્ષા, મીણ તુલા પર્માર્થ. ૩૮૧૬
તુલા દાંડિ ઉત્તમ કહું, સુવર્ણની સુખકાર ;
મધ્યમ રૂપાની ગણે, અધમ સિસમ ઉરધાર. ૩૮૧૭
જે તીરથી મનુષ્યના, પ્રાણ લિધાજ પ્રમાણ ;
તે લોખંડ ફળની બને, તુલા દાંડિ ઉર આણ. ૩૮૧૮
ચતુર્વિંશ અંગૂળની, તુલા દાંડિ પ્રિયકાર ;
તુલા કરંતાં જો વધે, હરેક વસ્તુ સાર. ૩૮૧૯
વૃદ્ધિ તેહની જાણવી, ઘટવાથી તે નાશ ;
સમાન નાશ નથાય તે, દલપતિ કહે પ્રકાશ. ૩૮૨૦
આ આષાઢી યોગ જો, તેમ રોહિણી સ્વાતિ ;
વરાહમિહિર મુની વચન, દલપતિ જો શુભ ખ્યાતિ. ૩૮૨૧
આ ત્રણ ઉપર કલા સમય, ચંદ્ર સાથ ગ્રહ કોય ;
શત્રુ વત જો હોય તો, દેશમાંહી દુખ હોય. ૩૮૨૨
આ ત્રણ યોગ ઉપર કલા, અધિક માંહી બે વાર ;
તો તે બે વખતે તુલા, નહિં તો એકજ વાર. ૩૮૨૩
સારું નરતું પરિણામ જે, આવે તેજ પ્રમાણ ;
સારં માઠૂં ફળ ગણે, બમણૂં સુખ દુખ જાણ. ૩૮૨૪
યોગ પરિક્ષા ત્રિવિધ કદિ, સરખી આવે નેક ;
ભાખ ભવિષ્ય વિલંબ વણ, વિચારવૂં ન વિશેક. ૩૮૨૫
પણ જો નીરનિરાળિ તો, રોહિણિ યોગ સ્વિકાર ;
યોગ દિવસ કદિ પવન તો, પૂર્વાદિ ક્રમ વિચાર. ૩૮૨૬
પૂર્વ પવનથી વૃષ્ટિયે, પાકે પાક બહૂજ ;
અગ્નિ અગ્નિ ભય બાળતો, દક્ષિણ વૃષ્ટી ન્યૂન. ૩૮૨૭
સાધારણ નૈરૂતથી, પશ્ચિમ વૃષ્ટી સાર ;
તોફાનિ વૃષ્ટિ વાવ્યથી, અધિક અધિક ઉરધાર. ૩૮૨૮

ઉત્તર અને ઇશાનથી, ઉત્તમોત્તમ શ્વિકાર ;
એરિત અષ્ટ દિશા તણા, વાયુ યોગ સુવિચાર. ૩૮૨૯
યોગાષાઢિ પછી ગણે, ચોથ દિવસ શશિ લેખ ;
પૂર્વાષાઢ નક્ષત્રમાં, વૃષ્ટિ પાક શુભ પેખ. ૩૮૩૦
યોગાષાઢિ સુર્યાસ્ત પછિ, ઇશાન પવનજ વાય ;
સર્વ તરૂનેસુખ કરણ, કહે મહામુનિરાય. ૩૮૩૧
સુકાળ વા દુષ્કાળની, અગમ પરિક્ષા કાજ ;
દલપતિરામ પ્રયાશ પ્રિય, તખ્તસિંહ મહારાજ. ૩૮૩૨
ચાર લક્ષ જ્યોતીષ છે, પણ તેમાંથી સાર ;
જ્યોતિષ નયન વિચારતા, શાસ્ત્ર માંહિ સરદાર. ૩૮૩૩
ગુહ્ય વાત અગણિત પ્રકટ, ગોહ્યલ ગુણનિધિ ભૂપ ;
સકળ શાસ્ત્રમાં શાસ્ત્ર પ્રિય, જ્યોતિષ ગણો અનૂપ. ૩૮૩૪
ચતુર સુઘડ શામલ ગુણી, શાસ્ત્ર માંહિ જય શૂર ;
તેમ શાસ્ત્રવેત્તા ચતુર, તખ્તસિંહ યશ પૂર. ૩૮૩૫
ગુર્જર ભાષામાં નથી, એ સાહિત્ય જરૂર ;
તે થકિ દલપતિયે કથ્યું, સકલ શાસ્ત્ર ધરિશિર. ૩૮૩૬
મતમંતાંતરો જોઇને, વિવિધ શાસ્ત્ર આચાર્ય ;
એક દેશિ નથિ આદર્યૂ, એહ અનૂપમ કાર્ય. ૩૮૩૭

---

# ॥ शील्पशास्त्र प्रारम्भ. ॥

## મંગળાચરણ.

### દોહરા.

શ્રીગણેશ ગિરિજા પ્રકટ, સદાશિવ તૃતિય દેવ ;
વિષ્ણુ ચતુરમુખ ભાનુ શશિ, વિશ્વકર્મા નગ° સેવ. ૩૮૩૮
વાચસ્પતિ વાણી વિમળ, સરસ્વતી સુખ ધામ ;
શીલ્પ શાસ્ત્ર પ્રારમ્ભતાં, દલપતિ સ્મર અભિરામ. ૩૮૩૯

હસ્તીની આરોગ્યતા, તોળિ હસ્તિનો દંત ;
ઘોડા ગાયનિ તેહના, વાળ તોળિ ગુણવંત. ૩૮૧૪
સુવર્ણ તુલા કરીજુએ, રાજાનું સુખ સાર ;
બ્રાહ્મણાદિ જન સૂખ તે, મીણ તુલાથિ વિચાર. ૩૮૧૫
સકળ પદાર્થની જોવિ તો, તે તે તોળ પદાર્થ ;
દેશ વર્ષ સુખ પરિક્ષા, મીણ તુલા પર્માર્થ. ૩૮૧૬
તુલા દાંડિ ઉત્તમ કહું, સુવર્ણની સુખકાર ;
મધ્યમ રૂપાની ગણે, અધમ સિસમ ઉરધાર. ૩૮૧૭
જે તીરથી મનુષ્યના, પ્રાણ લિધાજ પ્રમાણ ;
તે લોખંડ ફળની બને, તુલા દાંડિ ઉર આણ. ૩૮૧૮
ચતુર્વિંશ અંગૂળની, તુલા દાંડિ પ્રિયકાર ;
તુલા કરંતાં જો વધે, હેરેક વસ્તુ સાર. ૩૮૧૯
વૃદ્ધિ તેહની જાણવી, ઘટવાથી તે નાશ ;
સમાન નાશ નથાય તે, દલપતિ કહે પ્રકાશ. ૩૮૨૦
આ આષાઢી યોગ જો, તેમ રોહિણી સ્વાતિ ;
વરાહમિહિર મુની વચન, દલપતિ જો શુભ ખ્યાતિ. ૩૮૨૧
આ ત્રણ ઉપર કહ્યા સમય, ચંદ્ર સાથ ગ્રહ કોય ;
શત્રૂ વત જો હોય તો, દેશમાંહ્ય દુખ હોય. ૩૮૨૨
આ ત્રણ યોગ ઉપર કહ્યા, અધિક માંહ્ય બે વાર ;
તો તે બે વખતે તુલા, નહિં તો એકજ વાર. ૩૮૨૩
સારું નરતું પરિણામ જે, આવે તેજ પ્રમાણ ;
સારૂં માઠૂં ફળ ગણે, બમણૂં સુખ દુખ જાણ. ૩૮૨૪
યોગ પરિક્ષા ત્રિવિધ કદિ, સરખી આવે નેક ;
ભાખ ભવિષ્ય વિલંબ વણ, વિચારવૂં ન વિશેક. ૩૮૨૫
પણ જો નીરનિરાળિ તો, રોહિણિ યોગ સ્વિકાર ;
યોગ દિવસ કદિ પવન તો, પૂર્વાદિ ક્રમ વિચાર. ૩૮૨૬
પૂર્વ પવનથી વૃષ્ટિથૈ, પાકે પાક બહૂજ ;
અગ્નિ અગ્નિ ભય બાળતો, દક્ષિણ વૃષ્ટી જૂજ. ૩૮૨૭
સાધારણ નૈરૂત્યથી, પશ્ચિમ વૃષ્ટી સાર ;
તોફાનિ વૃષ્ટિ વાવ્યથી, અધિક અધિક ઉરધાર. ૩૮૨૮

ઉત્તર અને ઇશાનથી, ઉત્તમોત્તમ સ્વિકાર ;
એરિત અષ્ટ દિશા તણા, વાયુ યોગ સુવિચાર. ૩૮૨૫
યોગાષાઢિ પછી ગણે, ચોય દિવસ શશિ લેખ ;
પૂર્વાષાઢ નક્ષત્રમાં, વૃષ્ટિ પાક શુભ પેખ. ૩૮૩૦
યોગાષાઢિ સુર્યાસ્ત પછિ, ઇશાન પવનજ વાય ;
સર્વ તરૂનેસુખ કરણ, કહે મહામુનિરાય. ૩૮૩૧
સુકાળ વા દુષ્કાળની, અગમ પરિક્ષા કાજ ;
દલપતિરામ પ્રયાશ પ્રિય, તખ્તસિંહ મહારાજ. ૩૮૩૨
ચાર લક્ષ જ્યોતીપ છે, પણ તેમાંથી સાર ;
જ્યોતિષ નયન વિચારતા, શાસ્ત્ર માંહિ સરદાર. ૩૮૩૩
ગુહ્ય વાત અગણિત પ્રકટ, ગોહલ ગુણનિધિ ભૂપ ;
સકળ શાસ્ત્રમાં શાસ્ત્ર પ્રિય, જ્યોતિપ ગણો અનૂપ. ૩૮૩૪
ચતુર સુઘડ શામલ ગુણી, શાસ્ત્ર માંહિ જય શૂર ;
તેમ શાસ્ત્રવેત્તા ચતુર, તખ્તસિંહ યશ પૂર. ૩૮૩૫
ગુર્જર ભાષામાં નથી, એ સાહિત્ય જરૂર ;
તે યકિ દલપતિયે કથ્યું, સકલ શાસ્ત્ર ધરિશિર. ૩૮૩૬
મતમતાંતરો જોઇને, વિવિધ શાસ્ત્ર આચાર્ય ;
એક દેશિ નથિ આદર્યું, એહ અનૂપમ કાર્ય. ૩૮૩૭

## ॥ शील्पशास्त्र प्रारम्भ. ॥

### મંગળાચરણ.

#### દોહરા.

શ્રીગણેશ ગિરિજા પ્રકટ, સદાશિવ તૃતિય દેવ ;
વિષ્ણુ ચતુરમુખ ભાનુ શશિ, વિશ્વકર્મા નગ૯ સેવ. ૩૮૩૮
વાચસ્પતિ વાણી વિમળ, સરસ્વતી સુખ ધામ ;
શીલ્પ શાસ્ત્ર પ્રારમ્ભતાં, દલપતિ સ્મર અભિરામ. ૩૮૩૯

ચૌદ લોક ત્રૈલોક્યમાં, રચના રચી અપાર ;
સૂત્રધાર સુપ્રકારથી, પ્રથમ ગૃહે સુવિચાર. ૩૮૪૦
દામ્પત્યાદિ સુપુત્ર સુખ, ભોગવતાં સુવિલાસ ;
પ્રાણિમાત્ર વિશ્રામતાં, શશિ સુખકર સુપ્રકાશ. ૩૮૪૧
વાવ કુવા બાગાદિ વળિ, તળાવ દેવસ્થાન ;
પુણ્ય નિવાસાદિક કરો, દઇ શાસ્ત્ર સન્માન. ૩૮૪૨
નગર કોટને રાજગૃહ, ધર્મપ્રાસાદિક સાર ;
પ્રથમે ગૃહ આરમ્ભથી, શીલ્પ શાસ્ત્ર સુપ્રકાર. ૩૮૪૩
ગ્રહારમ્ભ કરતાં પ્રથમ, વૃદ્ધ પંડિત વચન ;
શુભ મુહૂર્ત તે માસ વળિ, પક્ષ ચંદ્ર બળ ધન. ૩૮૪૪
તારાબળ શુભલગ્નને, શુભદિવસે શુભવાર ;
ઉત્તરાયન નક્ષત્ર શુભ, આયુ વ્યય ચિતધાર. ૩૮૪૫

## પ્રથમ ગ્રહબળાબળ વિચાર.

ગુરૂ શુક્ર ને સૂર્ય શશિ, સ્વગૃહી ઉચ્ચજ હોય ;
ગૃહારમ્ભમાં ઉક્ત તે, ચતુર જ્યોતિષી જોય. ૩૮૪૬
મહા દોષજ વિવાહમાં, વર્જ્ય ગણાતા જેહ ;
તેહ વર્જે રિક્તા તિથી, વળી વાર સંદેહ. ૩૮૪૭
સૂર્ય ભૌમ ચર લગન સજ, વળી તેહના અંશ ;
અગ્ર પૃષ્ઠ ભાગે શશી, વર્જ્ય કહ્યો ન પ્રશંસ. ૩૮૪૮
મિથૂન કન્યા મીન ધન, રાશીનો રવિ જોઇ ;
ગૃહારમ્ભમાં શુભ કહે, પન્ડિત જન સૌ કોઇ. ૩૮૪૯

## ગ્રામાનુ કુળ.

પોતાની રાશી થકી, ગ્રામ રાશિ દ્વી[૨] પંચ[૫] ;
નવ દશ એકાદશ ભલી, અન્ય ભલી નવ રંચ. ૩૮૫૦

## દ્વાર સુદ્ધિ.

દ્વાર શુદ્ધિ વૃષ ચક્રથી, નક્ષત્ર શુદ્ધિ જોય ;
નિષ્પંચક સ્થિર લગનને, દ્વિસ્વભાવ શુભ હોય. ૩૮૫૧

### શિષ્ય લક્ષણ.

ગુરુ સેવા ચાહે ચતુર, સકળ વ્યસન તજિ માન;
ગુરુ વચને વિશ્વાસ દૃઢ, શિષ્ય લક્ષણ વિધાન. ૨૧૪

### નાસ્તિક લક્ષણ.

વેદ વાક્ય મુનિ-યુક્તિ પર, કરે કુતર્ક અનેક;
સ્વમતિ અલ્પ પંથે પળે, એ નાસ્તિકની ટેક. ૨૧૫

### ચતુર વિદ્યા.

પ્રથમ પઠન વિદ્યા લહો, દ્વિતિય ધનુષ ધર ધીર
ત્રીજે વિદ્યા નાદની, ચોથે તરવું નીર. ૨૧૬

### ચતુર્ અસુર કોટી સંપ્રદાય.

દુષ કૃતિ મૂઢજ અધમ નર, વળી અસુર જે હોય;
એ ચારેને સમ ગણી, અસુર કોટિ ગણિ લેય. ૨૧૭
દંભ દર્પ અજ્ઞાન રિસ, વળિ અભિમાન કઠોર;
એ અવગુણ છે જેહમાં, અસુર સંપ્રદા ઘોર. ૨૧૮

### ચતુર વિધ નાયક.

એક નારિસૂં હિત કરે, તે અનુકૂળ વખાણ;
બહુ નારીસૂં પ્રીત સમ, તેહને દક્ષ પ્રમાણ. ૨૧૯
મીઠી વાતો શઠકરે, મહા હાનિ કરનાર;
લાજન આણે ધ્રષ્ટ મન, કોટિ વાર ધિક્કાર. ૨૨૦

### ચતુર વિધ કવિ.

પ્રથમે કવિ કવિ જાણિયે, દ્વિતિય કવી તે સૂત;
ત્રીજે તો કવિ જોય ગણ, ચોથો કવિ અવધૂત. ૨૨૧
યુક્તિ લગાવે તેજ કવિ, અર્થ કહેતે સૂત;
કાટ કરે તે જોય કવિ, ભેદ કહે અવધૂત. ૨૨૨

## રાશી વિચાર.

એક સપ્તથી શુન્ય વળિ, ત્રણ સપ્તે ગૃહ હાણુ ;
ચતુર અષ્ટ દ્વાદશ કદી, રાશિ ગૃહસ્થનિ જાણુ. ૩૮૫૨
તેમ ગ્રામ રાશી કદી, હોય રોગકર તેહ ;
એમ રાશિ તજતા ગુણી, ધરી અધિક સંદેહ. ૩૮૫૩

## ગૃહારમ્ભે લગ્ન શુદ્ધિ.

ત્રણ ષટ્[૬] લાભે[૧૧] પાપ ગ્રહ, શુભ વળિ અષ્ટમ બાર ;
એહ થકી બીજે બધે, શુભ ગ્રહ સુખદ અપાર. ૩૮૫૪
લગ્ને છઠ્ઠે દ્વાદશે, વળિ જો અષ્ટમ સ્થાન ;
ચંદ્ર નઆવે તવ સુગમ, લગ્ન શુદ્ધિ ગુણવાન. ૩૮૫૫

## અશુભ યોગના લગ્ન.

એક દ્વી[૨] ચતુર[૪] સપ્તકે, દશ પંચ નવમ સ્થાન ;
ચંદ્ર કૃષ્ણ પક્ષે અશુભ, વળી જોય ધીમાન. ૩૮૫૬
શત્રુના નવમાંશમાં, સપ્ત દશે ગ્રહ કોય ;
હોયન તવ શુભ યોગનું, લગ્ન જ્યોતિષી જોય. ૩૮૫૭

## ગૃહારમ્ભે નક્ષત્ર.

ત્રણ ઉત્તરા મૃગ રોહિણી, પુષ્ય અનુરાધા હસ્ત ;
ચિત્રા સ્વાતિ ધનિષ્ઠા, શત્તારકા પ્રશસ્ત ૩૮૫૮
રેવતિ સહ નક્ષત્ર પ્રિય, ગ્રહારમ્ભમાં સાર ;
વર્જ્ય વાર રવિ ભોમ તજિ, શુભગ્રહ દૃષ્ટિ વિચાર. ૩૮૫૯
લગ્ન સ્થિર જોઇ કરી, સ્થંભારોપણ માંહ્ય ;
દેવળ વાવ કુવા અને, તળાવ કરવાં ત્યાંહ્ય. ૩૮૬૦

## ગ્રહારંભે માસ વિચાર.

પોષ ફાલ્ગુનને વળી, વૈશાખ ભલા લેખ ;
શ્રાવણ ભાદ્રપદે સુગમ, કાર્તિક શુભ ફળ પેખ. ૩૮૬૧
ઉપર કહ્યા માસે સુકૃત, ગૃહારમ્ભ સંયુક્ત ;
શિલાન્યાસ અને કહું, સ્તંભ પ્રતિષ્ઠા યુક્ત. ૩૮૬૨

ફળ શુભ સુત આરોગ્યતા, આયુષ્ય વૃદ્ધિ અપાર ;
ધન પ્રાપ્તી આદી કહ્યાં, સુખદાયક સંસાર. ૩૮૬૩

### રત્નમાલા, ગ્રંથે માસ ફળ.

ચૈત્ર શોક પ્રાપ્તી અને, ધાન્ય પ્રાપ્તિ વૈશાખ ;
જ્યેષ્ઠ મૃત્યુ આષાઢને, શુન્ય ભાદ્રપદ દાખ. ૩૮૬૪
આશ્વિન માસે કલહ વળિ, મૃત્યુ નાશ કાર્તિક ;
માર્ગશિર્ષ વૃદ્ધિકરણ, પૌષ સંપદાધીક. ૩૮૬૫
માઘથકી ભય અગ્નિનો, શ્રાવણમાં ધન લેખ ;
ફાલ્ગુણમાં શ્રીપ્રાપ્તિ કહિ, એહ રિતે ફળ પેખ. ૩૮૬૬

### અન્યમતે નક્ષત્ર પરત્વે કાર્ય યોજન.

શ્રવણ ધનિષ્ઠા શત ભિષા, રોહિણિ આર્દ્રા નેક ;
પુષ્ય ઉત્તરા ત્રણ ગણે, ઉર્ધ્વનકત્ર સુવિશેક. ૩૮૬૭
એ નક્ષત્રે કાર્ય કર, પ્રાકાર પ્રાસાદ ;
ધઢ ધ્વજા તોરણ અને, મ્હેલ બાગ ધરિયાદ. ૩૮૬૮
પટ્ટાભિષેક રાજપ્રિય, અસ્ત્ર શસ્ત્ર ને યંત્ર ;
વાદ્ય કરાવો મંત્ર વળિ, પ્રારંભ જંત્ર તંત્ર. ૩૮૬૯
અશ્વિનિ અનુરાધા અને, રેવતિ હસ્ત ભણાય ;
મૃગ જ્યેષ્ટા ચિત્રાદિનવ, તિર્યગમુખ ગણાય. ૩૮૭૦
એ નક્ષત્રે કાર્ય શુભ, હય હસ્તીજ પવિત્ર ;
વૃષભ ઊંટ રાસભ પશુ, લાવ્યે સુખ બહુ મિત્ર. ૩૮૭૧
રહેંટ ગાડી રથ હળ ગમન, એ નક્ષત્રે સાર ;
આરંભો તો સુખ કરે, સુત્રધાર સુવિચાર. ૩૮૭૨
કૃત્તિકાસ્તુ ભરણી અને, આશ્લેષા ઉર આણ ;
મઘા મૂળ પૂર્વા ત્રિવિધ, વિશાખ અધોમુખ જાણ. ૩૮૭૩
તળાવ કૂપઘુત વાપિને, ગર્થ ભૂમિ ગૃહ રાખ ;
ગમન પ્રવેશ નક્ષત્ર નવ, કાર્ય સિદ્ધિ શુભ દાખ. ૩૮૭૪

### જ્વાળામુખી યોગ.

પ્રતિપદ મૂળ ગણે ગુણી, પંચમિ ભરણી લેખ ;

ષષ્ઠિ કૃત્તિકા નવમિયે, રોહિણિ જોય વિશેખ. ૩૮૭૫
દશમી આશ્લેષા અને, એકાદશી મઘાજ ;
જ્વાળા મુખિ એ યોગને, તપાસિ કરતા કાજ. ૩૮૭૬

## ભૂમિ માપકાદિ ગજપ્રકર્ણ કોષ્ટક.

અષ્ટ રેણુકાનો ગણે, વાલાગ્રશુભ એક ;
અષ્ટ વાલાગ્રે જોગણે, લિક્ષા એક વિવેક. ૩૮૭૭
અષ્ટ લિક્ષાથિ યુકા ગણે, અષ્ટયુકા યવ એક ;
અષ્ટજવે આંગળ કહે, આગળ કહૂં વિશેક. ૩૮૭૮
ચતુર્વિંશાંગુળનોજ ગજ, લિક્ષા સુધી ગણેજ ;
રથરેણૂ વાલાગ્ર એ, ગણુતીમાંહ્ય ત્યજેજ. ૩૮૭૯
દ્વિ[૨] ષટ્[૬] સપ્તા[૭] ષ્ટાદિ[૮] જવ, આંગળ એક પ્રમાણુ ;
આંગળ તે માત્રા ગજે, ચતુર્વિંશતિ વખાણુ. ૩૮૮૦
ખદિર ખેર શુભ વંશનો, અથવા ધાત્રિ અમૂલ ;
અષ્ટ પર્વ તેપર કરો, પર્વ અંતરે ફૂલ. ૩૮૮૧
પર્વ માન ત્રણ આંગુળે, નવે દેવ અભિરામ ;
રુદ્ર વાયુ ત્રીજે વળી, વિશ્વકર્મા શુભ નામ. ૩૮૮૨
વન્હિ બ્રહ્મા યમ વરુણ, સોમ વિષ્ણુજ ભણાય ;
પર્વ થકી ગણુતી કરે, ફુદડીથી ન ગણાય. ૩૮૮૩
ગ્રામનગર ક્રોશાદિકે, યોજનમાંહ્ય પ્રમાણુ ;
જ્યેષ્ટાષ્ટયવે માન ગણિ, શિલ્પ શાસ્ત્ર સુવખાણુ. ૩૮૮૪
પ્રાસાદ રાજ મંદિરે, હર્મ્ય હવેલી સાર ;
મધ્યમ સપ્તયવે ગણે, આંગુલ માન વિચાર. ૩૮૮૫
રથ ગાડી પર્યંક વળિ, છત્રાસનને અસ્ત્ર ;
કનિષ્ટ ષટ્ યવથી ગણે, દ્વિ આંગુળથિ સર્વત્ર. ૩૪૮૬

## ચતુર્વર્ણ ભૂમી વિચાર.

ભૂમી શ્વેત સુગંધ મય, ઘૃત સમાન અભિરામ ;
સ્વાદ મધુર જોઇ ઘટિત, બ્રાહ્મણ રચવૂં ધામ. ૩૮૮૭
શોણિત વત રાતી અને, રુધિર સુગંધ વખાણુ ;
તુરો સ્વાદ જોતાં ઘટિત, ક્ષત્રિયનેજ સુજાણુ. ૩૮૮૮

પીત રંગ ભૂમિ વળી, તેલ સુગંધિત લેખ ;
ખાટો સ્વાદ ઘણો ઘટિત, વૈશ્ય ધામ સુ વિશેખ. ૩૮૮૯
કાળી મત્સ્ય સુગંધિ મય, કડુ સ્વાદ ચિત લાવ ;
શુદ્ર ધામ રચવે સુગમે, દલપતિ શાસ્ત્ર ઠરાવ. ૩૮૯૦
ભૂમિ સ્વાદ મધૂર વળિ, સ્નેહાન્વિત દર્શાય ;
ઉજ્વળ વર્ણ ચતૂરને, સુખદાયક સોહાય. ૩૮૯૧
નકુલ વર્ણ બ્રાહ્મણ ભલી, ભુજંગ ક્ષત્રિય સાર ;
મૂષક વર્ણી વૈશ્યને, વિડાલજ શુદ્ર વિચાર. ૩૮૯૨
વિઘ્ન વિદારણ ગણપતી, સમસ્ત ચંડી સેવ ;
ક્ષેત્રાધિપ દિગ પાલ દશ, દિશા અનુક્રમ દેવ. ૩૮૯૩
ઇન્દ્ર અગ્નિ યમ નિરુતિને, વરુણ વાયુ સુકુબેર ;
ઇશ્વર બ્રહ્મ અનંત સહ, પૂજિ પ્રથમ ભુમિ હેર. ૩૮૯૪
એક હસ્તનો ખાત ખણિ, તે માટી તે ખાત ;
માંહ્ય પૂરતાં જો ઉણો, તવ ફળ અધમ ગણાત. ૩૮૯૫
કદી પૂરતાં સમ થને, સમાન ફળ કહેવાય ;
પૂર્ણ થતાં માટી વધે, તવ ફળ લાભ લહાય. ૩૮૯૬
વળી ખાત ખોદી કરી, તે ખાતે જળ પૂર ;
શત પગલાં જૈ આવીને, માલિક જોય જરૂર. ૩૮૯૭
ચતુર્થાંશ ઉણૂં થતાં, ફળ ઉત્તમ દે લાભ ;
અર્ધ ઉણે મધ્યમ લહો, ત્રિભાગ ઊણુ અલાભ. ૩૮૯૮
વળી પૂર્વ ઈશાનને, ઉત્તર પાણી ઢાળ ;
સુખદાયક ચતુરાદિને, ભૂમિ પ્રશસ્ત વિશાળ. ૩૮૯૯
વૈશરિ નર ભય અગ્નિયે, દક્ષિણ દિશિ ભય મર્ણ ;
નૈરુત્યે ભય ચોરનો, એ વિધિ ભય સૌ વર્ણ. ૩૯૦૦
પશ્ચિમ વાયવ્યેજ ભય, ધાન્ય નાશ ફળ પેખ ;
એરિત ભેદ વિચારતાં, આરંભેજ વિશેખ. ૩૯૦૧
પ્રાચી સાધન દેવસ્થળ, નગર ભુવન પ્રાસાદ ;
કર્યેન અર્થધન ક્ષયજ, જય પામેન વિશાદ. ૩૯૦૨
મેષ તુલા સંક્રાન્તિ વળિ, કૃત્તિકાજ નક્ષત્ર ;
ચિત્રા સ્વાતી પંચધા, પ્રાચિ સાધ સર્વત્ર. ૩૯૦૩

એરિત પ્રાચી સાધિને, આરંભે તવ જાણ્ય;
આયુષ્ય ધન સુખ સર્વદા, વિભવ વિજય સુપ્રમાણ્ય. ૩૯૦૪

## ગ્રંથાન્તરે પૃથ્વી શોધન.

નૂતન ગૃહ વા કુન્ડ કૃત, ભૂમિ શોધન તપાસ;
ઈષ્ટ દેવનું સ્મરણ કરિ, પ્રશ્ન વિપ્રને ખાસ. ૩૯૦૫
ગૃહસ્વામિ યજમાનના, મુખથકિ અક્ષર સાર;
દેવ વૃક્ષ ફળ ત્રિવિધમાં, સુગમ રીત સુઉચ્ચાર. ૩૯૦૬
તે અક્ષર દ્વિજ રાજગૃહિ, અ ક ચ ટ ત પ ય શ સાર;
અષ્ટ વર્ગથી અષ્ટ દિશિ. શલ્ય વિધી ચિત ધાર. ૩૯૦૭
પૂર્વાદિ અષ્ટ દિશિ કહી, મધ્મ ભાગ હ પ વર્ગ;
આદિ વર્ણ શુભ આવતો, તવ બોલે મુનિ ગર્ગ. ૩૯૦૮
જે સ્થળ અમૂક શલ્યછે, આગળ કહું પ્રકાશ;
તે તે સ્થળ ફળ શ્રૃતિ કહી, દલપતિરામ તપાસ. ૩૯૦૯
અ વર્ગ આદી આવતો, પૃચ્છક મુખથી લેખ;
તવ પૂર્વ કોષ્ટકે ખણો, હસ્ત દોઢ સુવિશેખ. ૩૯૧૦
અસ્તી નરનાં સાંપડે, કહાડે નહિં તવ દુઃખ;
મૃત્યુકારક જાણવું, માલિકને નહિં સુખ. ૩૯૧૧
ક વર્ગ આદી આવતો, પૃચ્છક મુખથી સાર;
અગ્નિય કોણે હસ્ત દ્વે, ખણ ખર અસ્તિ ઉચાર. ૩૯૧૨
સલ્યન કહાડે તેહ તો, રાજદંડ દેનાર;
સદા ભય નિવૃત્તી ન કદિ, ગૃહ સ્વામી ચિતધાર. ૩૯૧૩
ચ વર્ગ આદી આવતો, પૃચ્છક મુખ સુપ્રકાર;
તવ દક્ષિણ કટિસમ ખણે, નર અસ્તી નીર્ધાર. ૩૯૧૪
જો નવ કહાડે શલ્ય તો, મર્ણવત ચિરંકાળ;
રોગી ગૃહ સ્વામી જતે, દેહે દુઃખ જંજાળ. ૩૯૧૫
ટ વર્ગ આદી આવતો, પૃચ્છક મુખે તપાસ;
હસ્ત એક ખણ નૈરૂતે, શ્વાન અસ્તિ સુપ્રકાશ. ૩૯૧૬
જો નવ કહાડે શલ્યતો, ગૃહસ્વામી પ્રિય લેખ;
સંતતિ જીવે નહિં કદી, શિલ્પશાસ્ત્ર મત પેખ. ૩૯૧૭

**ત** વર્ગ આદી આવતો, પૃચ્છક મુખે સુજાણ;
હસ્ત દોઢ પશ્ચિમ ખણ્યે, બાળક અસ્તિ પ્રમાણ. ૩૫૧૮
શલ્યન કહાડે તેહતો, ગૃહસ્વામી દુખ જાણ;
વાસ્તવ્ય ન હોયે કદીં, દલપતિરામ વખાણ. ૩૫૧૯
**પ** વર્ગ આદી આવતો, પૃચ્છકને મુખ તોય;
વાવ્ય ખૂણમાં હસ્ત ખણિ, તૂષાંગારા જોય. ૩૫૨૦
શલ્ય નકહાડે તેહ તો, ગૃહ સ્વામીજ વિચાર;
મિત્ર નાશ દુઃસ્વપ્ન વળિ, દલપતિ દુઃખ અપાર. ૩૫૨૧
**ય** વર્ગ ઉત્તર હાથ ખણિ, વિપ્ર અસ્તિ તવ લેખ;
જો નવ કહાડે શલ્ય તો, કુબેરસમ ધન પેખ. ૩૫૨૨
હોય તોય દારિદ્રતા, ગૃહસ્વામી ચિતધાર;
સર્વ વાતથી તે દુઃખી, જોયન સુખ સંસાર. ૩૫૨૩
**શ** વર્ગ ખણ ઈશાનમાં, દોઢ હસ્તજ સુમાર;
ગૌના અસ્તિ ન કહાડતાં, ગૌધન થકી ખુવાર. ૩૫૨૪
**હપય** વર્ગ મધ્યે ખણો, છાતી સુધીજ ખાડ;
નર કપાળને ભસ્મ વળિ, લોહ શલ્યને કહાડ. ૩૫૨૫
જો નવ કહાડે સ્વામિ તવ, કુળનો કરશે નાશ;
અષ્ટ શિવાય સુખ આવતા, તેહનું ફળ નપ્રકાશ. ૩૫૨૬

## ગ્રંથાંતરે શલ્ય ફળશ્રુતિ.

ગૌ અસ્તિથકી રાજ ભય, હસ્તિ હયથકી રોગ;
શ્વાન અસ્તિથી કલહ વળિ, ખર થકી નાશ અયોગ. ૩૫૨૭
ઉંટ અસ્તિથી સ્ત્રી અને, પુત્ર પુત્રિની હાણ;
મેષતણા અસ્તિ થકી, અગ્નિ તણો ભય જાણ. ૩૫૨૮

## અષ્ટવર્ગ સ્વામિ સહિત ગ્રામવર્ગ સંબંધ લહેણું જોવા.

**અ ક ચ ટ ત પ ય શ** વર્ગએ, અવર્ગાદિ સ્વર સોળ;
**ક** આદિ લેજ **પ** વર્ગ લગિ, પચ્ચિસ વર્ણ અમોલ. ૩૫૨૯
**ય** વર્ગ ચતુર **શ** વર્ગ પણ, ચતુર વર્ણ દર્શાય;
સ્વર શાસ્ત્રે સુ વિચારતાં, સ્વામી પણ પરખાય. ૩૫૩૦

અ વર્ગનો સ્વામી ગરુડ, ક વર્ગનો માંઝર;
ચ વર્ગ સિંહ ટ વર્ગનો, શ્વાન સ્વામિ ચિત ધાર. ૩૯૩૧
ત વર્ગ સર્પ વિચારતા, પ વર્ગ મૂષક સાર;
ય વર્ગનો ગજ સ્વામિ વળિ, શ વર્ગ શુકર વિચાર. ૩૯૩૨
નામાક્ષર જે વર્ગનો, તેયકિ ગણિયે પાંચ;
વર્ગ તણો સ્વામી રિપૂ, ચતુર વિચારે ખાંચ. ૩૯૩૩
સ્વનામ વર્ગ દ્વિગુણ કરી, ગ્રામ વર્ગ સૂં ભેળ;
અને અષ્ટથી ભાગદે, શેષ અલગ કરિ મ્હેલ. ૩૯૩૪
ગ્રામ વર્ગ દ્વિગુણો કરી, સ્વનામ વર્ગ સું ભેળ;
અને અષ્ટથી ભાગ દે, શેષાંકે શુભ મેળ. ૩૯૩૫
સ્વનામ શેષ વિશેષ કે, ગ્રામ વર્ગ સુવિશેષ;
અધિક શેષછે જેહનો, તે તેહનો ઋણેશ, ૩૯૩૬

## અથ આયાદિ સાધન.

ગૃહ સ્વામિ હસ્તમાનવા, આંગળ તણું પ્રમાણ;
આયાદિ ઈષ્ટ સાધવે, એરિત ગણે સુજાણ. ૩૯૩૭
દેવાલયને રાજ ગૃહ, સ્વામિ હસ્તથી લેખ;
સાધારણ ગૃહ શિલ્પિના, હસ્તમાનથી પેખ. ૩૯૩૮
છાઝ ઘાસના છાપરાં, ગૃહવણિ હસ્તે માપ;
લિક્ષા સુધિ આયાદિમાં, ગણે શિલ્પિ અઘાપ. ૩૯૩૯
પરંતુ દેશ વસાવવો, નગર બ્રહ્મપુર માલ્ય;
દંડ થકી ગણના કરી, આય લાવવી સાંચ. ૩૯૪૦
જ્વાહિરાદિ વસ્તુ જિણી, તેવાલાગ્ર સુધીજ;
કોષ્ટક પ્રમાણથી ગણી, આયુ લાવતાં રીઝ. ૩૯૪૧

## ક્ષેત્ર ફળ.

લંબાઇ પ્હોળાઇ ગુણિ, તેહ ક્ષેત્ર ફળ થાય;
અષ્ટ થકી ભાગી જુઓ, શેષ ધ્વજાદિક આય. ૩૯૪૨

## આયાદિ નામ વિચાર.

ધ્વજાયુ[1] ધુમ્રાયુ[2] દ્વિતિય, સિંહાય[3] શ્વાનાય[4];
વૃષભાયુ[5] ખરાયુ[6] ષષ્ઠ, ગજ[7] ધ્વાંક્ષાદિક[8] આય. ૩૯૪૩

## આયાદિ સ્વરૂપ વિચાર.

ધુ્રસ્વરૂપ ધ્વજાયુને, ધુમ્રાયૂ માંઝાર ;
સિંહાયુ સિંહ રૂપછે, શ્વાનાયુ સ્વરુપ ધાર. ૩૯૪૪
વૃષાયુ વૃષભ સમાનછે, ખરાયુ ગર્ધભ થાક ;
ગજાયુ હસ્તી રૂપછે, ધ્વાંક્ષાયુ રૂપ કાક. ૩૯૪૫
અન્યોન્યે સન્મૂખ મુખ્ય, ધ્વજ ગજ વૃષ એધાણુ ;
સિંહાયાદિ ચતુર એ, શુભ દાયક પ્રિય જાણુ. ૩૯૪૬
ખર ધ્વાંક્ષાયુ ધુમ્ર વળિ, શ્વાનાયૂ એચાર ;
રાજદ્વારે દેયતો, સુખદાયક સુવિચાર. ૩૯૪૭

## વર્ણ પરત્વે ઉક્ત આય.

ધ્વજાયુ બ્રાહ્મણને ભલી, ક્ષત્રિયને સિંહાય ;
વૈષ્ય સુખદ વૃષભાયછે, શુદ્ર ગજાયુ સુહાય. ૩૯૪૮
ધ્વજ છત્ર ચામર અને, વાપી કૂપ તળાવ ;
કુંડ જળાશય એ સ્થળે, ધ્વજાયુ શુભ દર્શાવ. ૩૯૪૯
આસન દેવપિઠે અને, વસ્ત્રાભૂષણ નેક ;
ઉક્ત ધ્વજાયૂ દેયતો, સુખકર જાણ વિશેક. ૩૯૫૦
આયુધ સમસ્તને વિષે, રાજ્ય ગૃહે શુભ દ્વાર ;
સિંહાયૂ દેવૂ સુગમ, સૂત્રધાર સુવિચાર. ૩૯૫૧
મ્લેચ્છ ગૃહે શૌચાલયે, નટવા નૃત્યક સાર ;
વેશ્યાદિક ગૃહને વિષે, શ્વાનાયૂ સુખકાર. ૩૯૫૨
વણિક ગૃહે વળિ હાટમાં, મન્ડપ ભોજન પાત્ર ;
વૃષભ તુરંગ ગૌશાળમાં, વૃષાયુ શુભદા માત્ર. ૩૯૫૩
વાજિન્ત્રને કલાલ ગૃહ, રજક છાપગર ધામ ;
ગોલાદિક ગૃહને વિષે, ખરાયુ ઘો અભિરામ. ૩૯૫૪
અશ્વાદિક શાળા વિષે, સિંહાયૂને ત્યાગ ;
રાજ્યાસને ગજાયુ શુભ, શ્રી આનંદે થાગ. ૩૯૫૫
રાજ્યગૃહ અંતઃપુરે, સુત્રધાર સંભાળ ;
અનેક ભોગ ઉપસ્કરે, ગજાયુ સોહ્ય વિશાળ. ૩૯૫૬
મઠાદીક યંત્રાદિકે, તોપ બંદુકે જાણુ ;
સલાટાદિ ગૃહને વિષે, ધ્વાંક્ષાયૂજ પ્રમાણુ. ૩૯૫૭

સોની લુહારને વળી, હોમ કુન્ડની માંહ્ય ;
અગ્નિ વડે જ્હેનૂં જિવન, ધુમ્રાયૂ ધોલાંહ્ય. ૩૫૫૮
યોગિ વેષધારી અને, પોશાળે ધ્વાંક્ષાય ;
અંત્સજાતિ નીચ ગૃહે, શુભ ગણતા શ્વાનાય. ૩૫૫૯
વાજિન્ત્ર વગાડનારને, ઓડ અનેજ કુંભાર ;
ખરાયુ દેવૂં ત્યાં સુગમ, સૂત્રધાર સુપ્રકાર. ૩૫૬૦

## ગ્રંથાંતરે આયૂફળ વિચાર.

કરે કૃતાર્થ ધ્વજાયુને, મૃત્યુ પ્રાપ્ત ધુમ્રાય ;
જય પ્રાપ્તી સિંહાયુથી, કોપ વૃદ્ધિ શ્વાનાય. ૩૫૬૧
રાજ્ય પ્રાપ્તિ વૃષભાયુથી, ખરાયુ થકિ જો દુઃખ ;
ધ્વાંક્ષાયુ થકી સ્મૃતિ કહી, ગજાયુ થકિ બહુ સૂખ. ૩૫૬૨
પૂર્વાભિ મુખ વૃષાયુને, ગજાયુ દાયક શ્રેય ;
વળી ગજાયુ દક્ષીણ મુખ, ઉકત પંડિત ગણેય. ૩૫૬૩

## નક્ષત્ર પરત્વે વ્યયસાધનય.

પૂર્વ તણૂં લઇ ક્ષેત્ર ફળ, અષ્ટથકી ગુણુ નેક ;
તે ગુણાંક સત્તાવિસે, ભાગદઇ સુવિવેક. ૩૫૬૪
શેષ વધે નક્ષત્ર તે, ગૃહનું ગણવૂં સાર ;
તે ગૃહના નક્ષત્રને, અષ્ટ ભાગ વિસ્તાર. ૩૫૬૫
શેષ રહે તેથી ગણે, ગૃહની વ્યય અભિરામ ;
ગૃહ આયૂથી ન્યૂન વ્યય, તવ શુભદાયક ધામ. ૩૫૬૬

## અષ્ટ વ્યય નામ.

શાંત[1] પૌર[2] પ્રદ્યોત[3] વળિ, શ્રિયાનંદ[4] સહચાર ;
મનોહર[5] વ્યય શ્રીવત્સ[6] વ્યય, વિભવ સપ્તસુ વિચાર. ૩૫૬૭
અષ્ટમ ચિન્તાત્મક સુવ્યય, અષ્ટ નામછે મૂળ ;
આયુ અષ્ટ સાથે ગણે, અષ્ટવ્યયસુ અનુકૂળ. ૩૫૬૮
ધ્વજાયૂ વિષે શાંત વ્યય, કલ્યાંણી સૌ કહેય ;
ધુમ્રાયૂયે શાંત વ્યય, ધાતુ દ્રવ્ય ફળ દેય. ૩૫૬૯

શ્વાનાયુ પ્રદ્યોત વ્યય, ભોગિ શ્રેય દેનાર ;
વૃષાયુ શ્રીયાનંદ વ્યય, તવ લક્ષ્મી ભંડાર. ૩૯૭૦
ખરાયુ સંગ મનોહરા, સર્વ કામના સિદ્ધ ;
ગજાયુયે શ્રીવત્સ વ્યય, હસ્તિ સમી બળરિદ્ધ. ૩૯૭૧
ધ્વાંક્ષાયુ વિષે વિભવ વ્યય, વા ચિંતાત્મક સાર ;
સર્વ સિદ્ધિકર તે સદા, સૂત્રધાર સુવિચાર. ૩૯૭૨
આયુ અંકથી વ્યય તણો, ન્યૂન અંક જવ હોય ;
લક્ષ્મી પ્રાપ્તિજ તવ થતી, સમ અંકે નવ જોય. ૩૯૭૩
આયૂ વ્યયના અંક સમ, તવ પિશાચ કહેવાય ;
વ્યય અધીક રાક્ષસ ગણે, એક ધ્વજાયુ શિવાય. ૩૯૭૪
મૂળ રાશિ નક્ષત્રના, અંક માંહ્ય વ્યય અંક ;
મેળવિ ગૃહ નામાક્ષરો, પણ એકત્ર નિશંક. ૩૯૭૫
એમ અંક ત્રણ મેળવી, ત્રણથી ભાગો શેષ ;
આવે જો કદિ એકતો, ઈંદ્રાંશ ગણુ વિશેષ. ૩૯૭૬
કદાપિ જો બે શેષતો, યમાંશ ગણુતા નેષ્ટ;
કદી શુન્ય ત્રણ શેષતો, રાજાંશ સમજ શ્રેષ્ઠ. ૩૯૭૭
દેવાલયને વેદિકા, માંહ્ય શ્રેષ્ઠ ઈન્દ્રાંશ ;
દુકાન ભૈરવ નાગના, મંદિરમાંજ યમાંશ. ૩૯૭૮
ગજાશ્વશાળા યાન* ને, નગર રાજ્યગૃહ સાર ;
વળિ સામાન્ય ગૃહો વિષે, રાજાંશ પ્રિય વિચાર. ૩૯૭૯

### વાસ્તુ ચક્રમ્.

ચક્ર ગૃહારંભે વૃષભ, વાસ્તુ ગણાતૂં લેખ ;
સ્તંભારોપણને વિષે, કુર્મ વાસ્તુ પ્રિય પેખ. ૩૯૮૦
ગૃહ પ્રવેશ કાળે જુઓ, કલશ વાસ્તુ એ રીત ;
વાસ્તુ ચક્ર શુભ એ ત્રિવિધ, સુખદાયક ધર પ્રીત. ૩૯૮૧

### ગૃહારમ્ભે વૃષ ચક્રમ્.

સૂર્ય નક્ષત્ર થકી ગણી, દિવસ નક્ષત્ર સુમાર ;
ક્રમથી ગણુના જે થતી, ત્હેનો કહૂં વિચાર. ૩૯૮૨

* યાન—પાલખી, રથ, વ્હાણ હોડી.

### ચતુર વિધ દ્રવ્ય નીતિ.

દ્રવ્ય સંગ્રહણ ન્યાય કરિ, દ્રવ્ય વધારણ માન ;
દ્રવ્યનિ રક્ષા યત્ન કરિ, દ્રવ્ય સુપાત્રે દાન. ૨૨૩

### ચતુર ધામ.

બદ્રિનાથ શ્રી જગન્નાથ, રામ નાથ શુભ ધામ ;
ચતુર દ્વારિકાં ધીશ પ્રભુ, ઋશિ મુનિના વિશ્રામ. ૨૨૪

### ચતુર પુરૂષ જાતિ.

સસક અને મૃગ વૃષભ તુરિ, મદનાં કુશ ક્રમ પેખ ;
ચતુર અર્ધ ખટ અર્ધ નવ, દ્વાસ આંગુળ લેખ. ૨૨૫

### ચતુરવિધ પાપ.

કાઇક વાચિક માનસિક, સાંસર્ગિક મળિ ચાર ;
પાપ ચતુર્વિધ એ નડે, કેમ ઉતરવૂં પાર. ૨૨૬

### ચતુર્વ્યૂહ.

રામચંદ્ર લક્ષ્મણ અને, ભરત શત્રુઘ્ન ચાર ;
દશરથ સુત એ ચારને, કહે ચતુર્વ્યુહ સાર. ૨૨૭

### ચતુર કલ્કી પુત્ર.

રાય દત્ત ને વિજય વળિ, મુંજ પર પરાજીત ;
અન્ય બાહુ સહ ચાર એ, કલ્કી પુત્ર ખચીત. ૨૨૮

### ચતુર ભાષા.

નારાયણ ભાષા સુ શ્રુતિ, સુર ભાષા ગિર્વાણ ;
ભાષા ભાષા નાગની, નર ભાષા સ્ફુટ જાણ. ૨૨૯

### ચતુરંગ સેના.

હય ગજ રથ પદ ચર સહિત, સેના એ ચતુરંગ ;

### ચતુર વિધ નૃપ ગુણ.

સામ દાન નૃપ ગુણ ચતુર, દંડ વિભેદ પ્રસંગ. ૨૩૦

પ્રથમ નક્ષત્ર ત્રણ સમજવાં, લક્ષ્મી દાયક લેખ;
એરીતે સૌ ભાગના, નક્ષત્રે ફળ પેખ. ૩૯૮૩
દ્વિતિય ભાગ ગણુતા ચતુર, નક્ષત્રો ઉદ્વાંશ;
તૃતિય ભાગમાં પણ ચતુર, નક્ષત્રે સ્થિરતાંશ. ૩૯૮૪
ચતુર ભાગ નક્ષત્ર ત્રણ, લક્ષ્મિવાન કરનાર;
પંચમ ભાગે ચતુર ગણ, નક્ષત્રો દુખકાર. ૩૯૮૫
ષષ્ઠમ ભાગે પણ ચતુર, નક્ષત્રે ધનસાર;
સપ્તમ ભાગે દૈ ગણે, મહા હાનિ કરનાર. ૩૯૮૬
અષ્ટમ ભાગ નક્ષત્ર ત્રણ, ભણે મૃત્યુ દેનાર;
આરમ્ભ દિવસ નક્ષત્ર શુભ, જોઈ કરો સુવિચાર. ૩૯૮૭

## ગ્રંથાંતરે વૃષ ચક્રમ્.

મસ્તક ત્રણ આગળ પગે, ચાર પાછલે ચાર;
પુચ્છે ત્રણ ડાબી કુખે, ચાર નક્ષત્ર વિચાર. ૩૯૮૮
જમણી કૂખે પણ ચતુર, પ્રષ્ટે ત્રણ બે નાક;
સત્તાવિશ નક્ષત્ર નો, અષ્ટ ભાગથી થાક. ૩૯૮૯
મસ્તક મૃત્યૂ સ્વામિતું, વંશ વૃદ્ધિ દ્વીપાદ;
પાછળ પીંદે સ્થીરતાં, પુચ્છે કલેશ વિષાદ. ૩૯૯૦
વામ કુખે ધન ક્ષય કરે, દક્ષિણ ધન સુખકાર;
પ્રષ્ટે પણ ધન આવતૂં, પતિક્ષય નાશિક સાર. ૩૯૯૧

## ગૃહનું નામ લાવવાનો પ્રકાર.

ગૃહ ભૂમી પૂર્વાદિક્રમ, અંક લખો ગુણવાન;
પૂર્વે એક દક્ષિણ દ્વી, પશ્ચિમ ચતુર તું માન. ૩૯૯૨
ઉત્તર અષ્ટ લખી કરી, આગળ કરે વખાણ;
ગૃહ મુખ દિશિ શાલાંકમાં, એક અધીક સુજાણ. ૩૯૯૩
મેળવિ જોતું નામ પ્રિય, અંક થકી અનુસાર;
ષોડશ લગી પ્રમાણછે, ધ્રુવ ધાન્યાદિ વિચાર. ૩૯૯૪

## ધ્રુવાદિ ગૃહ ષોડશનામ.

ધ્રુવ[1] ધાન્ય[2] જયસુ[3] નંદ[4] ખર[5], કાંત[6] મનોરમ[7] લેખ;
સુમૂખ[8] દુર્મુખ[9] ક્રૂર[10] વળિ,[11] સુપક્ષ[12] ધનદા પેખ. ૩૯૯૫

ક્ષય૧૩ આક્રન્દ૧૪ વિપુલ૧૫ અને, વિજય સહિત ગણુ સોળ;
નામપ્રમાણે શુભાશુભ, ફળ દાતાજ અમોલ. ૩૫૯૬

## ગ્રંથાંતરે ગૃહ પ્રસ્તાર.

જેમ છંદ પ્રસ્તાર કહું, તેમ ગૃહે પણ લેખ;
પ્રથમે ચાર ગુરૂ તણા, સોળ રૂપ શુભપેખ. ૩૫૯૭
ચાર ગુરૂના ચાર લઘુ, થૈ રહેતાં હદ જાણુ;
કોષ્ઠકમાં જોવૂં સુગમ, ગુરુ લઘુતણૂં પ્રમાણુ. ૩૫૯૮

## ચાર ગુરૂના ધ્રૂવાદિ ષોડશરૂપ કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧ | ડ ડ ડ ડ ... ... | ધ્રૂવ. |
| ૨ | । ડ ડ ડ ... ... | ધાન્ય. |
| ૩ | ડ । ડ ડ ... ... | જય. |
| ૪ | । । ડ ડ ... ... | નંદ. |
| ૫ | ડ ડ । ડ ... ... | ખર. |
| ૬ | । ડ । ડ ... ... | કાન્ત. |
| ૭ | ડ । । ડ ... ... | મનોરમ. |
| ૮ | । । । ડ ... ... | સુમુખ. |
| ૯ | ડ ડ ડ । ... ... | દુર્મુખ. |
| ૧૦ | । ડ ડ । ... ... | ક્રૂર. |
| ૧૧ | ડ । ડ । ... ... | સુપક્ષ. |
| ૧૨ | । । ડ । ... ... | ધનદા. |
| ૧૩ | ડ ડ । । ... ... | ક્ષય. |
| ૧૪ | । ડ । । ... ... | આક્રન્દ. |
| ૧૫ | ડ । । । ... ... | વિપુલ. |
| ૧૬ | । । । । ... ... | વિજય. |

## ગૃહ આયુષ્ય પ્રમાણ.

લગ્નેર ગુરૂ ભૃગૂ સુહૃદરે, રવિ પૂરે બુદ્ધ દશેજ ;
શનિ ત્રીજે આરંભ તવ, ગૃહ શતાયુજ ગણેજ. ૩૯૯૯
શુક્ર બુદ્ધ દશમે રવિ, રુદ્રે૧૧ વળિ ગુરુ કેન્દ ;
આરમ્ભે ગૃહ આયુતવ, બરોવર્ષજ મહેન્દ્ર. ૪૦૦૦
ગુરુ બુધ ભૃગુ દશમે વળી, રવિ મંગળ અગીયાર ;
આરમ્ભે ગૃહ આયુતવ, એંશીવર્ષ ચિતધાર. ૪૦૦૧
લગ્ને શુક્ર ચોથે ગુરૂ, શનિ એકાદશ સ્થાન ;
સ્વગૃહી તવ આરંભતાં, ચિરાયુ લક્ષ્મી વાન. ૪૦૦૨
લાભે૧૧ ચંદ્ર સુકર્કનાં, વળિ ગુરુ કેન્દ્ર વખાણ ;
ચિરંકાલ ધન ધાન્યને, સુત પરિવાર પ્રમાણ. ૪૦૦૩

## દિગ શુદ્ધિ વિચાર.

પ્રાસાદ પૂર મંદિરે, દિગ્ શુદ્ધિ સુવિચાર ;
દીપ સુત્રધૃવ સાધવા, કેરા કુમ્ભોસાર. ૪૦૦૪
પંચ સપ્ત સંખ્યા કહી, ઘટપર નિર્મળ દીપ ;
દિગ્ શુદ્ધિ કો સાધતા, સુત્રધાર સુઅધીપ. ૪૦૦૫
ઓળંભો માંડી કરી, દીપ જ્યોતિ ને સૂત્ર ;
ધ્રુવશાલ કાસાહ ગુણી, મેળવી એકે સૂત્ર. ૪૦૦૬
દક્ષિણોત્તર દિશા ગણી, ચીન ખૂંટિને રોપ ;
દેહોરી મચ્છ પાડ વળિ, કરીન કોસું કોપ ૪૦૦૭
એરીતે ચતુરસ્ર કરિ, દિગ શુદ્ધિ સુતપાસ ;
શુભદાયક હોયે સદા, દલપતિરામ પ્રકાશ. ૪૦૦૮

## રત્નમાલા ગ્રંથે દિશાપરત્વે ગૃહમુખ વિચાર.

કર્ક સિંહને મકર વળિ, કુમ્ભ રાશિનો ભાણ ;
તવ ગૃહ મુખ પૂર્વે કરો, કે પશ્ચિમ સુખ માણ. ૪૦૦૯
મેષ વૃષભ વૃશ્ચિક અને, તુલા રાશિમાં મિત્ર ;
તવગૃહ મુખ દક્ષીણ વા, ઉત્તર કહ્યાં પવિત્ર. ૪૦૧૦
મિથૂન કન્યા મીન ધન, ચાર સંક્રમણ લેખ ;
વત્સ દોષ ચાતૂર દિશિ, દ્વાર નકરવાં પેખ. ૪૦૧૧

કન્યા તૂલા વૃચિકે, પૂર્વે વત્સનદ્વાર;
ધન મકર કુમ્ભ દક્ષિણે, વ સ દ્વાર નવધાર. ૪૦૧૨
મેષ વૃષભ મિન પશ્ચિમે, વત્સનદ્વાર વિચાર;
સિંહ મિથુન કર્કોત્તરે, વત્સ સન્મુખ નદ્વાર. ૪૦૧૩
વૃષ વૃશ્ચિકને કુમ્ભ વળિ, સિંહ સંક્રમણ સાર;
વત્સ દોષને ટાળવા, ચાર દિશાએ દ્વાર. ૪૦૧૪

### ગ્રંથાંતરે ચંદ્ર પરત્વે ગૃહમુખ વિચાર.

કૃતિકાથિ લઈ સપ્તમે, નક્ષત્રે શશિ હોય;
તવ ગૃહમુખ દક્ષિણ ગણે, પંડિત જન સૌ કોય. ૪૦૧૫
અનુરાધાથી સપ્તમે, નક્ષત્રે શશિ વાસ;
તવ ગૃહ મુખ ઉત્તર ભણે, દલપતિરામ પ્રકાશ. ૪૦૧૬
મઘાથકી જો સપ્તમે, નક્ષત્રે શશિ સાર;
તવ ગૃહમુખ પૂર્વે કથે, શિલ્પ શાસ્ત્ર સુવિચાર. ૪૦૧૭
ધનેષ્ઠાથી જો સપ્તમે, નક્ષત્રે શશિ જાણ;
તવતે ગૃહમુખ પશ્ચિમે, શુભદાયક સુવખાણ. ૪૦૧૮

### અન્યમતે રાશી પૂર્વક ગૃહમુખ વિચાર.

સિંહ મીન વૃશ્ચિકજ તો, પૂર્વે ગૃહમુખ લેખ;
કન્યા મકર સુકર્ક તવ, દક્ષિણ ગૃહમુખ પેખ. ૪૦૧૯
તુલામિથુન ધનથી કહે, ગૃહપશ્ચિમાભિ મૂખ;
કુમ્ભ મેષ વૃષભે કરો, ગૃહમુખ ઉત્તર સૂખ. ૪૦૨૦

### દુષ્ટ યોગ વર્જિત.

વજ્ર અને વ્યાઘાત વળિ, શૂલ અને વ્યતિપાત;
ગંડ વિષ્કુમ્ભ પરિઘ સહિત, તજો ખાતમાં ખ્યાત. ૪૦૨૧

### શેષમુખ જાણવાની રીત.

લગન સિંહ કન્યા તુલા, શેષમુખ ગણ ઇશાન;
તવ અગ્નિયખુણ ખાતકર, શિલ્પશાસ્ત્ર સન્માન. ૪૦૨૨

વૃશ્ચિક વળિ ધનં મકરમાં. વાયવ્યે અહિમૂખ;
તવ ઇશાનમાં ખાતકર, જો સૌ વાતે સૂખ. ૪૦૨૩
કુમ્ભ મીન મેષેજ સુખ, નૈરુત્યેજ ભણાય;
તવ વાયવ્યે ખાત કર, સુખદાયકજ ગણાય. ૪૦૨૪
વૃષભ મિથુન ને કર્કમાં, અગ્નિયખુણ સુખનાગ;
તવ નૈરુત્યે ખાતકર, એશિવાય સૌ ત્યાગ. ૪૦૨૫
ભાદ્રપદ આશ્વિન કાર્તિકે, અહિમુખ પૂર્વે હોય;
તવ વાયવ્યે ખાતકર, દોષન વ્યાપે કોય. ૪૦૨૬
માર્ગશિર્ષ ને પૌષ વળિ, માઘ દક્ષિણે મૂખ;
ઇશાનખૂણે ખાતકર, જો સૌવાતે સૂખ. ૪૦૨૭
ફાલ્ગુણ ચૈત્ર સુમાધવે, નાગમૂખ પશ્ચિમ;
અગ્નિયખૂણે ખાતકર, શિલ્પશાસ્ત્રના નીમ. ૪૦૨૮
જ્યેષ્ઠાષાઢ સુ શ્રાવણે, અહિમુખ ઉત્તર લેખ;
તવ નૈરુત્યે ખાતકર, મુહૂર્ત જોઇ વિશેખ. ૪૦૨૯

## રાહુર્દિશા વિચાર.

માર્ગશિર્ષને પૌષ વળિ, માઘ માસમાં પૂર્વ;
ફાલ્ગુન ચૈત્રજ માધવે, દક્ષિણ રાહુ અપૂર્વ. ૪૦૩૦
જયેષ્ટાષાઢજ શ્રાવણે, રાહુ પશ્ચિમ નિવાસ;
નભસ્ય આશ્વિન કાર્તિકે, ઉત્તર રાહુ તપાસ. ૪૦૩૧

## કૂર્મ ચક્રમ.

આરંભતિથી પાંચ ગણિ, કરિ આગળ વિસ્તાર;
કૃતિકાથિગણિ આવતૂં, દિવસ નક્ષત્ર સુમાર. ૪૦૩૨
એ બે મેળવિ બાર વધુ, મેળવ પછી દે ભાગ;
નવથી ભાગ્યે શેષ જે, રહ્યાં અંકથી થાગ. ૪૦૩૩
એક ચારકે સપ્ત તો, કૂર્મતણૂં જળ સ્થાન;
લાભકારી તે જાણવું, વળી અધિક કહુંમાન. ૪૦૩૪
બેય પાંચકે અષ્ટ તો, કૂર્મનું સ્થળમાં સ્થાન;
હાની કારક તે ગણે, શિલ્પશાસ્ત્ર ગુણવાન. ૪૦૩૫

ત્રણપદ નવ જો શેષતો, કૂર્મ સ્થાન આકાશ;
ઉપજાવે ધણિનું મરણ, હિતકારક નપ્રકાશ. ૪૦૩૬

### સ્તમ્ભ ચક્રમ.

સૂર્યનક્ષત્રથિ લૈ કરી, દિવસનક્ષત્ર પર્યંત;
એરીતે ક્રમ જાણતા, સૂત્રધાર ગુણવન્ત. ૪૦૩૭
હેમાંથી લૈ પ્રથમ ત્રી, નક્ષત્ર સ્તંભમૂળ;
હેનું ફળ ધનક્ષય કહે, આગળ કથે અમૂલ. ૪૦૩૮
દ્વિતિયવિંશ નક્ષત્ર ગણ, સ્તંભમધ્ય સુપ્રકાર;
શ્રીલક્ષ્મી ને કીર્તિદા, શુભફલ જો દેનાર. ૪૦૩૯
તૃતિય નક્ષત્ર પદ સ્તંભના, અગ્ર મૃત્યુ ફલજાણ;
માટે જેહવિભાગના, શુભ નક્ષત્ર ફલનાણ. ૪૦૪૦
શુભફળ નક્ષત્રો લઈ, સ્તંભા રોપણ સાર;
કરવાથી સુખ શાન્તિકર, ગૃહસ્વામીને ધાર. ૪૦૪૧

### શાંતિકારક અગ્નિચક્રમ્.

જે તિથિયે શાંતી કરો, તેતિથિ અંકેએક;
મેળવિ વળિકહું વારનો, અંક મેળવી નેક. ૪૦૪૨
ચતુર૪ અંકથી ભાગતાં, શેષથકી ફળજાણ;
ત્રણ વા શુન્યે અગ્નિજો, મૃત્યુલોક રહેઠાણ. ૪૦૪૩
સૌખ્ય પ્રાપ્તિ ફલ સમજવૂં, શાન્તિમાંહ્ય શુભયુક્ત;
પ્રાણનાશ જો એકથી, અર્થનાશ દ્વિ અયુક્ત. ૪૦૪૪

### શિલા ન્યાશ વિધિ.

અગ્નિયકોણ શિલાપ્રથમ, પૂજનકરી સ્થપાવ;
શેષશિલા પ્રદક્ષિણ પુરો, તેમ સ્તંભ રોપાવ. ૪૦૪૫
શિલાન્યાસ મૃગ શ્રવણ ને, રોહિણિ રેવતિ હસ્ત;
અશ્વિનિ વળિ ત્રણ ઉત્તરા, યુક્ત કહ્યાં સુપ્રશસ્ત. ૪૦૪૬

### નગર વિચાર.

સહસ્ત્ર ચાતુર૪ અષ્ટને૮, ષોડસ૧૬ નગર પ્રમાણ;
વળિ હેમાં દશ ભેદછે, સૂત્રધાર પ્રિય જાણ. ૪૦૪૭

જ્યેષ્ઠ મધ્યમ કનિષ્ઠ એ, મૂળ ભેદ ત્રણ સાર;
ષોડસ સહસ્ર જ્યેષ્ટ ને, અષ્ટ મધ્યમ વિચાર. ૪૦૪૮
સાહસ્ર ચાતુર પંચ મુનિ, કનિષ્ઠ ગણુતી હેર;
અષ્ટ ગુણી નવ દશ વળી, રૂદ્ર સૂર્ય ને તેર. ૪૦૪૯
એમ ભેદ અંધાન્તરે, હસ્ત પ્રમાણુ ગણાય;
સવાયું દોઢું ગણે ગુણી, ભેદ અપાર ભણાય. ૪૦૫૦
જ્યેષ્ઠ નગરમાં સપ્તદશ, મધ્યમ માંહ્યજ તેર;
કનિષ્ઠ નગરે માર્ગ નવ, દશ દિશિ દ્રી ત્રણ હેર. ૪૦૫૧
જ્યેષ્ટ સપ્તદશ માર્ગને, વિંશ ગજ્જે પ્હોલાઈ;
મધ્યમ ત્રયોદશે ગણો, ષોડસ ગજ પ્રિય ભાઈ. ૪૦૫૨
કનિષ્ટ નવ માર્ગે લહો, દ્વાદશ ગજવિસ્તાર;
એરિત શ્રેષ્ઠ નગર વિષે, માર્ગ કહ્યા પ્રિયકાર. ૪૦૫૩
બ્રહ્મપૂર ત્રણ ભેદમાં, દ્રી સહસ્ર સુવરિષ્ઠ;
દોડસહસ્ર મધ્યમ ગણે, સહસ્ર હસ્ત કનિષ્ટ. ૪૦૫૪
નગર પૂર્વદિશિએ વસે, બ્રાહ્મણ જ્ઞાતિય નેક;
દક્ષિણદિશિમાં ક્ષત્રિને, વસાવવા સુવિવેક. ૪૦૫૫
વૈષ્યવર્ણ તે નગરના, મધ્ય ભાગમાં સાર;
શુદ્રલોકની વસ્તિ તે, ઉત્તરદિશા ઉચાર. ૪૦૫૬
શિલ્પી સંઘાડા તણું, કામ કરે કંડાર;
ગ્રંથાંતર મત શિલ્પિ તે, સુત્રધાર સુવિચાર. ૪૦૫૭
તેમ રંગ કરનાર તે, છીપાને પણ જાણુ;
ઇશાન વાસ કરાવવો, શ્રેષ્ઠ નગરે પ્રમાણુ. ૪૦૫૮
કંસારા સોનારનો, અગ્નિખુણમાં વાસ;
તેમજ અંત્યજ જાતિને, અગ્નિખુણજ પ્રકાશ. ૪૦૫૯
લુબ્ધ અહેડી પારધી, વાયવ્યખૂણે ખાસ;
કલાલ વેશ્યા નૈરુતે, શિલ્પશાસ્ત્ર સુતપાસ. ૪૦૬૦
પ્રાકાર કહે કોટતે, ત્રિવિધ રૂપ ઉરધાર;
જ્યેષ્ઠ મધ્યમ કનિષ્ઠ ત્રણ, હસ્તમાન પ્રિયકાર. ૪૦૬૧
પંચવિંશ ત્રેવિંશને, એકવિંશ ગજ સાર;
ઊંચાઈ કહિ એ ત્રિવિધ, સુત્રધાર સુપ્રકાર. ૪૦૬૨

પછી ઉદા ઊભરણિનો, અર્ધ કરો વિસ્તાર ;
ત્હેના ઊપર માર્ગથી, નળ મ્હેલી સુવિચાર. ૪૦૬૩
કોશીસા તે કાંગરા, શોભાદાયક લેખ ;
અષ્ટાંગુળને અંતરે, સુત્રધાર શુભ પેખ. ૪૦૬૪
વિદ્યાધર કોઠા બુરજ, પટ્ કોણ અષ્ટ કોણ ;
વળી વર્તુલાકાર કહું, વિદ્યાધર પ્રિય દ્રોણ. ૪૦૬૫
ચતુર્દશ૧૪ દ્વાદશ૧૨ દશ ૦ કહ્યો, વિદ્યાધર વિસ્તાર ;
બે કોઠાની મધ્યમાં, વિદ્યાધરી વિચાર. ૪૦૬૬
વિદ્યાધરિ ચતુરસ્ત્ર કર, કોઠા માન પ્રમાણ ;
કોઠાને વિદ્યાધરી, મધ્યે અંતર જાણ. ૪૦૬૭
પાંતરીસ કિષ્કૂ કરો, અથવા ગજ પાંત્રિશ ;
ન્યૂન વૃદ્ધિ કરવી ઘટે, તોગજ પાંચકવીશ. ૪૦૬૮
સિંહ દ્વાર ચતુષ્ટ કર, અષ્ટ ખડકી વા બારિ ;
નગર દ્વાર શોભન ભલાં, કારીગર સુવિચારિ. ૪૦૬૯
જ્યેષ્ટ ઉદય જો પંચદશ, મધ્યમ તેર ગણાય ;
કનિષ્ટ એકાદશ સહિત, હસ્ત પ્રમાણ ભણાય. ૪૦૭૦
નગર દ્વાર પ્હોળાઈ તે, અષ્ટ હસ્ત તે જ્યેષ્ઠ ;
સપ્ત હસ્તનો વ્યાસ તે, મધ્યમ તે પણ શ્રેષ્ઠ. ૪૦૭૧
કનિષ્ટ પટ્૬ હસ્તે પ્રથુલ, એમ ભેદ ઉર આણ ;
પાયો રચ પાણીસુધી, ચણતર ભેદ વખાણ. ૪૦૭૨
ષોડશ આંગુળની શિલા, ઉત્તમ ભેદ વિચાર ;
પંદર આગુળ લંબતે, મધ્યમ શિલા પ્રકાર. ૪૦૭૩
ચતુર્દશ આંગુળની શિલા, કનિષ્ટ તેમંજ લેખ ;
વળિ દશઆંગુળ પ્રથુલ તે, ઉત્તમ શિલાજ પેખ. ૪૦૭૪
નવ આંગુળ મધ્યમ ગણે, સપ્તાંગુળનિ કનિષ્ઠ ;
એરિત ભેદ વિચારશે, કારીગરજ વરિષ્ઠ. ૪૦૭૫

## તાલાદિક ભૂમી માપક કોષ્ટક પ્રમાણ.

દ્વાદશ માત્રા અર્ધગજ, તણો તાલજો નેક ;
પોણાએ ગજનો થતો, એક કિષ્કુ સુવિવેક. ૪૦૭૬

## રાજનીતિ પ્રારંભ.

### દોહરા.

મંત્રિ મંત્ર માને પ્રથમ, મંત્ર દોષ ગુણ જાણ;
માલ મુલક મિજલસ તણો, રક્ષક શૂર સુ જાણ. ૨૩૧
મીઠું વાચક મુખ વદે, રાખીને સમ દૃષ્ટિ;
અરિ સન્મુખ સામર્થિ બહુ, ભેદ વિભેદ સુ વષ્ટિ. ૨૩૨
પન્ડિત સૂં પ્રીતી અધિક, લહી સાક્ષરા ભેદ;
કવિ કવિતા ચાતુર્યતા, ધર્મ ધ્યાન જય વેદ. ૨૩૩
માનિનિ સૂં મન મોદમાં, મગ્ન થઈ ન ખચીત;
મિત્ર મિત્રતા પાત્રતા, જાણે દાનનિ રીત. ૨૩૪
હિમ્મત હુકમ ચલાવતાં, દંભ નાંહિ દર્શાય;
વિદ્યા વાદ વિનોદિ થૈ, સકળ કળા સરસાય. ૨૩૫
લંપટ લબાડિ રાજમાં, પામે નહિં કો માન;
રણક્ષેત્રે જય જે થકી, તેહ તણા સનમાન. ૨૩૬
ક્ષમા ધૈર્ય આજ્ઞા અને, દાન પરાક્રમ પાંચ;
ધરે પ્રજાથી અધિક ગુણ, રાજ રાજ ગુણ સાંચ. ૨૩૭
ચાર વર્ણ મહિ પાળનાં, તેપર અદ્ભુત નીતિ;
બહુ શ્રમ કવિ કુળ સમજિને, સહજ ધરી લ્યાં પીતિ. ૨૩૮
જે મહિપાળ ભણે સુણે, સદાચાર ગૃહિ અર્થ;
વશ વર્તે પ્યારી પ્રજા, દલપતિ થાય સમર્થ. ૨૩૯
રાજનિતિ શૃંગાર તે, શૃતિ પુરાણ શુભ સુક્તિ;
દલપતિ દોહા રુદ્ર યશ, સર્વ જય જય મુક્તિ. ૨૪૦

### ચતુર સંપ્રદાય.

રામાનુજ પદ્ધતિ રમા, વિષ્ણુ સ્વામિ ત્રિપુરાર;
નિંબાદિત સનકાદિના, મધ્વ સંપ્રદા ચાર. ૨૪૧

### ચતુર સ્ત્રી જાતિ.

પદ્મિનિ ચિત્રણિ સંખિની, વળિ હસ્તિની વિચાર;
ન્યારા ન્યારા ગુણ લહો, જગ જન સાર અસાર. ૨૪૨

ચોર્યાશી આંગૂળ વા, સાડાત્રણ શુભ હસ્ત ;
વા બે કિષ્કૂનો ધનુષ, અથવા દંડ પ્રશસ્ત. ૪૦૭૭
બે હજાર દંડ થતો, એક કોશ અભિધાન ;
બેય કોશનીં તો થતિ, એક ગવ્યુતી માન. ૪૦૭૮
બે ગવ્યૂતી થકિ ગણો, યોજન એક પ્રમાણ ;
શતકોટી યોજન પૃથવિ, દલપતિરામ વખાણ. ૪૦૭૯

## અથાંતરે વિંશજાતિ નગર વિચાર.

ચતુરસ્ત્રજ ચોખંડ તે, માહેન્દ્ર[૧] નામ લેખ ;
નગર લંબ ચોખંડ તે. સર્વતોભદ્રજ[૨] પેખ. ૪૦૮૦
ગોળ નગ્ર તે સિંહ[૩] પ્રિય, ગોળ લંબ્ર વારૂણ[૪] ;
ખાલી ખુણથી નંદ[૫] તે, જન રાજન તારણ. ૪૦૮૧
સ્વસ્તિક નંદા[૬] વર્તકજ, યવાકાર સુજયંત[૭] ;
પર્વત શિખરે જે રચ્યું, દિવ્ય[૮] નામ ગુણવંત. ૪૦૮૨
અષ્ટદળ કમળાકારતે, પુષ્પપૂર[૯] કહેવાય ;
પુરૂપાકારે પુરૂપને[૧૦], એરિત ભેદલહાય. ૪૦૮૩
પર્વત કૂખે સ્નાહ[૧૧] પ્રિય, પાઘડિ પનેજ દંડા[૧૨]. ૪૦૮૪
નદીથકી પૂર્વે નગર, શક્રનામ[૧૩] સુપ્રચંડ ;
નદીપશ્ચિમે નગરતે, કમળપૂર[૧૪] અભિરામ. ૪૦૮૫
નદી થકી દક્ષિ દિશે, ધાર્મિક[૧૫] પુર શુભનામ ;
બે નદિ વચ્ચે નગર તે, મહાજય[૧૬] નામ વિચાર. ૪૦૮૬
નદી થકી ઉત્તર નગર, સૌમ્ય[૧૭] નામ નિર્ધાર ;
એક દુર્ગ તે શ્રીનગર[૧૮], બે થકિ રિપુઘ્ન[૧૯] લેખ ;
અષ્ટ ખૂણ જે નગર તે, સ્વસ્તિક વિંશજ[૨૦] પેખ. ૪૦૮૭

## અથાંતરે સપ્ત દોષિત નગર વિચાર.

ત્રિકોણ[૧] નગરે અગ્નિ ભય, ક્લેશ પટ્ ખુણ[૨] પ્રકાશ ;
વજ્રાકારે[૩] વિજળિ ભય, શકટે[૪] રોગ ઉદાસ. ૪૦૮૮
ત્રિશુલાકારે[૫] યુદ્ધ ભય, દ્રીશકટાકૃતિ[૬] ચોર ;
પડે ખુણા ચતુરસ્રમાં[૭], ધન ક્ષય અને ઢોર. ૪૦૮૯

## નગર વૃદ્ધિકરણ ચતુર ભેદ.

નગર તણી પ્હોળાઇથી, સવાઅષ્ટ લંબાઇ;
અથવા સાડા આઠ કર, ભાગ વધારી ભાઇ. ૪૦૯૦
ચતુર૪ ચતુર૪ સો નગરના, ભેદ સમજવા સાર;
દલપતિરામ વિચારશે, અધિક અધિકજ પ્રકાર. ૪૦૯૧
પ્રથમ ભેદ લંબાઇને, પ્હોળાઇ સમ રાખ;
દ્વિતિય ભેદ લંબાઇનો, અષ્ટમાંશ પ્રિય સાખ. ૪૦૯૨
લંબાઇમાં વધારિને, રચવું પૂર સુજાણ;
તૃતિય ભેદ પ્હોળાઇથી, એકદશાંશ પ્રમાણ. ૪૦૯૩
ચતુર ભેદ પ્હોળાઇથી, દ્વાદશાંશજ વધાર;
સમકરણ નગર શોભતાં, સૂત્રધાર સુવિચાર. ૪૦૯૪
નગર રાજમહાલય અને, દેવમંદિરે ખાસ;
અપરાજિત ગ્રંથે કથ્યા, ભેદ કહૂં સુપ્રકાશ. ૪૦૯૫
હસ્ત છત્રિશ પ્હોળાઇ તો, હસ્તછ વૃદ્ધિ વિચાર;
હસ્ત બ્હોતેર પ્રથૂલ તવ, વૃદ્ધિ હસ્તકર બાર. ૪૦૯૬
દર છત્રિશ હાથે કરો, વૃદ્ધિ છહસ્ત પ્રમાણ;
શાસ્ત્રરીતિથી કોરચે, શ્રદ્ધાવાન સુજાણ. ૪૦૯૭

## ચક્રવર્ત્યાદિક રાજ્ય ગૃહ વિચાર.

એક છત્ર ધારી અધિક, ચક્રવર્તિ રાજાન;
અષ્ટોત્તર૧૦૮ શત હસ્તના, વિસ્તારે સન્માન. ૪૦૯૮
ચક્રવર્તિ દ્વાપર યુગે, થયા તેહનાં ધામ;
અઠ્ઠાણુ હસ્ત વ્યાસમાં, રાજ્યગૃહ અભિરામ. ૪૦૯૯
ચક્ર વર્તિરાજાનની, પૃથ્વિનો ચતુર્થાંશ;
હોય તેહ રાજ્ય ગૃહે, અઠયાશિહસ્ત વ્યાશાંશ. ૪૧૦૦
આમ એક દ્વીલક્ષ ધણિ, મહા મંડલિક મ્હેલ;
ઇઠોતેરજ હસ્તનો, રચવો વ્યાસલ પ્હેલ. ૪૧૦૧

દશ હજાર ગ્રામાધિપજ, સામંતમાં ભણાય;
હસ્ત અડતાળીસે રચો, હર્મ્ય વ્યાસ સુગણાય. ૪૧૦૪
પંચસહસ્ર ગ્રામાધિપે, પણ સામંતજ લેખ;
આડત્રીશજ હાથને, પને હર્મ્ય પ્રિય પેખ. ૪૧૦૫
એક શહસ્ર ગ્રામાધિપજ, તેહનું અષ્ટ ત્રિશ હસ્ત;
શાસ્ત્રરીત રચના થકી, ભોગ વિલાસ સમસ્ત. ૪૧૦૬
જો શત[૧૦૦] ગ્રામા ધીપતે, અલ્પ દેશ રાજન:
અષ્ટાદશ હસ્ત પને કરો, સેનાપતિ સન્માન. ૪૧૦૭
રાજનના ગૃહથી કરો, અર્ધ ભાગજ પ્રધાન;
અનુક્રમે અધિકારિના, અર્ધ અર્ધ અનુમાન. ૪૧૦૮
ગૃહ પ્હોળાઇ થકી કરો, દશાંશ વધુ લંબાઈ.
અથવા પ્હોળાઇ થકી, પંચમાંશ વધુ ભાઇ. ૪૭૦૯

## ગ્રંથાંતરે દુર્ગ વિચાર.

વાપી કૂપ તળાવને, દેવમંદિરજ સ્હે;
બાગ યજ્ઞ ફળ પામતા, ગઢ રચવાથી હેર. ૬૧૧૦
ગિરિ ગવ્હરમાં સિંહ રહિ, અરિનો કરે વિનાશ;
તેમજ રાજા દુર્ગ થકિ, શત્રૂ દળસહ નાશ. ૪૧૧૧
દુર્ગચતૂર[૪] પ્રકારના, ભૂદુર્ગ સુજળદુર્ગ;
ગિરીદુર્ગ ગેવ્હર મહીં, શ્રેષ્ઠ કહે ગિરિદુર્ગ. ૪૧૧૨
શસ્ત્ર ખાન પાનાદિકજ, વસ્તૂ યોદ્ધા સાર;
યુદ્ધ સામગ્રી યંત્ર સહ, રાખે ભૂપ વિચાર. ૪૧૧૩
વાસ્તુમંજરી ગ્રંથમાં, દુર્ગભેદ છ વિચાર;
ભેદ ચતુર અપરાજિતે, પણ વધિ સોળ પ્રકાર. ૪૧૧૪

## અષ્ટભૈરવયંત્ર વિચાર.

દેવ દૈત્યના યુદ્ધમાં, ભૈરવ યંત્રો અષ્ટ;
શિવજીએ પોતે રચ્યા, નામ વિચારો સ્પષ્ટ. ૪૧૧૫
ભૈરવ યંત્રો તોપતે, અષ્ટ ગજે વા હસ્ત.
શતઘ્નિની લંબાઈથી, ભૈરવ[૧] નામ પ્રશસ્ત. ૪૧૧૬

પછી ઉદ્દા ઊભરણિનો, અર્ધ કરો વિસ્તાર;
ત્હેના ઊપર માર્ગથી, નળ મ્હેલો સુવિચાર. ૪૦૬૩
કોશીસા તે કાંગરા, શોભાદાયક લેખ;
અષ્ટાંગુળને અંતરે, સુત્રધાર શુભ પેખ. ૪૦૬૪
વિદ્યાધર કોઠા બુરજ, ષટ્ કોણ અષ્ટ કોણ;
વળી વર્તુલાકાર કહું, વિદ્યાધર પ્રિય દ્રોણ. ૪૦૬૫
ચતુર્દશ૧૪ દ્વાદશ૧૨ દશ ૦ કહ્યો, વિદ્યાધર વિસ્તાર;
એ કોઠાની મધ્યમાં, વિદ્યાધરી વિચાર. ૪૦૬૬
વિદ્યાધરિ ચતુરસ્ત્ર કર, કોઠા માન પ્રમાણ;
કોઠાને વિદ્યાધરી, મધ્યે અંતર જાણ. ૪૦૬૭
પાંતરીસ કિષ્કૂ કરો, અથવા ગજ પાંત્રિશ;
ન્યૂન વૃદ્ધિ કરવી ઘટે, તોગજ પાંચકવીશ. ૪૦૬૮
સિંહ દ્વાર ચતુષ્ટ કર, અષ્ટ ખડકી વા બારિ;
નગર દ્વાર શોભન ભલાં, કારીગર સુવિચારિ. ૪૦૬૯
જ્યેષ્ટ ઉદય જો પંચદશ, મધ્યમ તેર ગણાય;
કનિષ્ટ એકાદશ સહિત, હસ્ત પ્રમાણ ભણાય. ૪૦૭૦
નગર દ્વાર ખ્હોળાઈ તે, અષ્ટ હસ્ત તે જ્યેષ્ઠ;
સપ્ત હસ્તનો વ્યાસ તે, મધ્યમ તે પણ શ્રેષ્ઠ. ૪૦૭૧
કનિષ્ટ ષટ્૬ હસ્તે પ્રથુલ, એમ ભેદ ઉર આણ;
પાયો રચ પાણીસુધી, ચણતર ભેદ વખાણ. ૪૦૭૨
ષોડશ આંગુળની શિલા, ઉત્તમ ભેદ વિચાર;
પંદર આગુળ લંબતે, મધ્યમ શિલા પ્રકાર. ૪૦૭૩
ચતુર્દશ આંગુળની શિલા, કનિષ્ટ તેમેજ લેખ;
વળિ દશઆંગુળ પ્રથુલ તે, ઉત્તમ શિલાજ પેખ. ૪૦૭૪
નવ આંગુળ મધ્યમ ગણે, સપ્તાંગુળનિ કનિષ્ઠ;
એરિત ભેદ વિચારશે, કારીગરજ વરિષ્ઠ. ૪૦૭૫

## તાલાદિક ભૂમી માપક કોષ્ટક પ્રમાણ.

દ્વાદશ માત્રા અર્ધગજ, તણો તાલજો નેક;
પોણાએ ગજનો થતો, એક કિષ્કુ સુવિવેક. ૪૦૭૬

ચોર્યાશી આંગૂળ વા, સાડાત્રણ શુભ હસ્ત ;
વા બે કિષ્કૂનો ધનુષ, અથવા દંડ પ્રશસ્ત. ૪૦૭૭
બે હજાર દંડે થતો, એક ક્રોશ અભિધાન ;
બેય ક્રોશની તો થતિ, એક ગવ્યુતી માન. ૪૦૭૮
બે ગવ્યૂતી થકિ ગણો, યોજન એક પ્રમાણ ;
શતકોટી યોજન પૃથવિ, દલપતિરામ વખાણ. ૪૦૭૯

## અથાંતરે વિંશજાતિ નગર વિચાર.

ચતુરસ્ત્રજ ચોખંડ તે, માહેન્દ્ર[1] નામ લેખ ;
નગર લંબ ચોખંડ તે. સર્વતોભદ્રજ[2] પેખ. ૪૦૮૦
ગોળ નગ્ર તે સિંહ[3] પ્રિય, ગોળ લંબ્ર વારૂણ[4] ;
ખાલી ખુણુથી નંદ[5] તે, જન રાજન તારૂણ. ૪૦૮૧
સ્વસ્તિક નંદ્યા[6] વર્તકજ, યવાકાર સુજયંત[7] ;
પર્વત શિખરે જે રચ્યું, દિવ્ય[8] નામ ગુણવંત. ૪૦૮૨
અષ્ટદળ કમળાકારતે, પુષ્પપૂર[9] કહેવાય ;
પુરૂષાકારે પુરૂષતે[10], એરિત ભેદલહાય. ૪૦૮૩
પર્વત કૂખે સ્નાહ[11] પ્રિય, પાધડિ પનેજ દંડ[12]. ૪૦૮૪
નદીથકી પૂર્વે નગર, શક્રાનામ[13] સુપ્રચંડ ;
નદીપશ્ચિમે નગરતે, કમળપૂર[14] અભિરામ. ૪૦૮૫
નદી થકી દક્ષિ દિશે, ધાર્મિક[15] પુર શુભનામ ;
બે નદિ વચ્ચે નગર તે, મહાજય[16] નામ વિચાર. ૪૦૮૬
નદી થકી ઉત્તર નગર, સૌમ્ય[17] નામ નિર્ધાર ;
એક દુર્ગ તે શ્રીનગર[18], બે થકિ રિપુઘ્ન[19] લેખ ;
અષ્ટ ખૂણ જે નગર તે, સ્વસ્તિક વિંશજ[20] પેખ. ૪૦૮૭

## અથાંતરે સપ્ત દોષિત નગર વિચાર.

ત્રિકોણ[1] નગરે અગ્નિ ભય, કલેશ પટ્ ખુણ[2] પ્રકાશ ;
વજ્રાકારે[3] વિજળિ ભય, શકટ[4] રોગ ઉદાસ. ૪૦૮૮
ત્રિશુલાકારે[5] યુદ્ધ ભય, દ્રીશકટાકૃતિ[6] ચોર ;
પડે ખુણા ચતુરસ્ત્રમાં[7], ધન ક્ષય અને દોર. ૪૦૮૯

### નગર વૃદ્ધિકરણ ચતુર ભેદ.

નગર તણી પ્હોળાઇથી, સવાઆઠ લંબાઇ;
અથવા સાડા આઠ કર, ભાગ વધારી ભાઇ. ૪૦૯૦
ચતુર૪ ચતુર૪ સો નગરના, ભેદ સમજવા સાર;
દલપતિરામ વિચારશે, અધિક અધિકજ પ્રકાર. ૪૦૯૧
પ્રથમ ભેદ લંબાઇને, પ્હોળાઇ સમ રાખ;
દ્વિતિય ભેદ લંબાઇનો, અષ્ટમાંશ પ્રિય સાખ. ૪૦૯૨
લંબાઇમાં વધારિને, રચવું પૂર સુજાણ;
તૃતિય ભેદ પ્હોળાઇથી, એકદશાંશ પ્રમાણ. ૪૦૯૩
ચતુર ભેદ પ્હોળાઇથી, દ્વાદશાંશજ વધાર;
સમકરણ નગર શોભતાં, સૂત્રધાર સુવિચાર. ૪૦૯૪
નગર રાજમહાલય અને, દેવમંદિરે ખાસ;
અપરાજિત ગ્રંથે કથ્યા, ભેદ કહૂં સુપ્રકાશ. ૪૦૯૫
હસ્ત છત્રિશ પ્હોળાઈ તો, હસ્તછ વૃદ્ધિ વિચાર;
હસ્ત બ્હોતેર પ્રથૂલ તવ, વૃદ્ધિ હસ્તકર બાર. ૪૦૯૬
દર છત્રિશ હાથે કરો, વૃદ્ધિ છહસ્ત પ્રમાણ;
શાસ્ત્રરીતિથી કરચે, શ્રદ્ધાવાન સુજાણ. ૪૦૯૭

### ચક્રવર્ત્યાદિક રાજ્ય ગૃહ વિચાર.

એક છત્ર ધારી અધિક, ચક્રવર્તિ રાજાન;
અષ્ટોત્તર૧૦૮ શત હસ્તના, વિસ્તારે સન્માન. ૪૦૯૮
ચક્રવર્તિ દ્વાપર યુગે, થયા તેહનાં ધામ;
અઠ્ઠાણુ હસ્ત વ્યાસમાં, રાજ્યગૃહ અભિરામ. ૪૦૯૯
ચક્ર વર્તિરાજાનની, પૃથ્વિનો ચતુર્થાંશ;
હોય તેહ રાજ્ય ગૃહે, અઠ્યાશિહસ્ત વ્યાશાંશ. ૪૧૦૦
ગ્રામ એક દ્વીલક્ષ ધણિ, મહામંડલિક મ્હેલ;
ઇઠોતેરજ હસ્તનો, રચવો વ્યાસજ પ્હેલ. ૪૧૦૧
પચાશ હજાર સુગ્રામનો, ધણી મંડળીક સાર;
અડસેઠહસ્ત પને કરો, વળી અધીક ઉરધાર, ૪૧૦૨
વિંશહજાર ગ્રામે ગણે, શુભ પ્રમુખ સામંત;
અઠ્ઠાવનહસ્તે રચો, રાજ્ય ગૃહ ગુણવંત. ૪૧૦૩

દશ હજાર ગ્રામા ધિપજ, સાંમંતમાં ભણાય ;
હસ્ત અડતાળીસે રચો, હર્મ્ય વ્યાસ સુગણાય. ૪૧૦૪
પંચસહસ્ર ગ્રામાધિપે, પણ સામંતજ લેખ ;
આડત્રીશજ હાથને, પને હર્મ્ય પ્રિય પેખ. ૪૧૦૫
એક શહસ્ર ગ્રામાધિપજ, તેહનું અટ વિશ હસ્ત ;
શાસ્ત્રરીત રચના થકી, ભોગ વિલાસ સમસ્ત. ૪૧૦૬
જે શત[100] ગ્રામા ધીપતે, અલ્પ દેશ રાજાન :
અષ્ટાદશ હસ્ત પને કરો, સેનાપતિ સન્માન. ૪૧૦૭
રાજનના ગૃહથી કરો, અર્ધ ભાગજ પ્રધાન ;
અનુક્રમે અધિકારિના, અર્ધ અર્ધ અનુમાન. ૪૧૦૮
ગૃહ પ્હોળાઇ થકી કરો, દર્શાંશ વધુ લંબાઈ.
અથવા પ્હોળાઇ થકી, પંચમાંશ વધુ ભાઇ. ૪૧૦૯

## ગ્રંથાંતરે દુર્ગ વિચાર.

વાપી કૂપ તળાવને, દેવમંદિરજ સ્હે ;
બાગ યજ્ઞ ફળ પામતા, ગઢ રચવાથી હેર. ૪૧૧૦
ગિરિ ગવ્હરમાં સિંહ રહિ, અરિનો કરે વિનાશ ;
તેમજ રાજા દુર્ગ થકિ, શત્રૂ દળસહ નાશ. ૪૧૧૧
દૂર્ગચતૂર[4] પ્રકારના, ભૂદુર્ગ સુજળદુર્ગ ;
ગિરીદુર્ગ ગેવ્હર મહીં, શ્રેષ્ટ કહે ગિરિદુર્ગ. ૪૧૧૨
શસ્ત્ર ખાન પાનાદિકજ, વસ્તૂ યોદ્ધા સાર ;
યુદ્ધ સામગ્રી યંત્ર સહ, રાખે ભૂપ વિચાર. ૪૧૧૩
વાસ્તુમંજરી ગ્રંથમાં, દુર્ગભેદ ૭ વિચાર ;
ભેદ ચતુર અપરાજિતે, પણ વધિ સોળ પ્રકાર. ૪૧૧૪

## અષ્ટભૈરવયંત્ર વિચાર.

દેવ દૈત્યના યુદ્ધમાં, ભૈરવ યંત્રો અષ્ટ ;
શિવજીએ પોતે રચ્યા, નામ વિચારો સ્પષ્ટ. ૪૧૧૫
ભૈરવ યંત્રો તોપતે, અષ્ટ ગજે વા હસ્ત.
શતઘ્નિની લંબાઈથી, ભૈરવ[1] નામ પ્રશસ્ત. ૪૧૧૬

નવ હસ્તે લંબાઇ તવ, ચંદ્ર દશ થકી અર્ક[3];
ગણુએકાદશ ભીમગજ[4], દ્વાદશ યુગ્મ[5] સુતર્ક. ૪૧૧૭
ત્રયોદશહસ્ત શિખી[6] ગણુ, ચતુર્દશે યમદંડ[7];
મહાભૈરવ[8] સુપંચ દશ, યંત્ર કહ્યાજ પ્રચંડ. ૪૧૧૮

## શતઘ્નિ વા અગ્નિ વાયુ જળાદિક યંત્રે બેઠક વિચાર.

અષ્ટ હસ્તજ શતઘ્નિતો, ફણિની હસ્તજ અષ્ટ;
તે ફણિની પ્હોળાઇજો, દ્વાદશ આંગુળ સ્પષ્ટ. ૪૧૧૯
વળિ ફણિનીનો સ્તંભતે, ષટ્ હસ્તને સુમાર;
મરકટિકા ત્રણુ હસ્તની, પિંજર તેમ વિચાર. ૪૧૨૦
ફણિની પાછળ યષ્ટિ તે, બત્રિશ આંગુળ સાર;
ફણિની બાહર ભાગમાં, કુંડળવેલણી ધાર. ૪૧૨૧
અષ્ટાંગુળની તે કરો, ફણિની મધ્યમ ભાગ;
વેણી આંગુળ એંશિની, સૂત્રધાર જો થાગ. ૪૧૨૨
બત્રિશ આંગુળ યષ્ટિ સહ, મરકટિકા જડિનેક;
તે લોખંડ બિલેજ કે, ચર્મ વાચરિ વિશેક. ૪૧૨૩
શતઘ્નિ સારૂ યંત્ર એ, સીસમ બાવળ ખેર;
એ ત્રણુ કાષ્ટ તણો કરો, ચક્ર બાજુ બે હેર. ૪૧૨૪
સુગમ યુદ્ધમાં લૈજવે, પિંજરની લંબાઈ;
પંચ વિંશ આંગુળ કહી, અવરાચાર્યો ભાઇ. ૪૧૨૫
કહે કરો લંબાઈ ગજ, વા આંગુળ ચોવીશ;
સુગમ યંત્રને ફેરવે, ઊંચો નિચો કવીશ. ૪૧૨૬
માટે દ્વિકુળિ યંત્રને, નીચે કરવો લેખ;
અગ્નિ વાયુ જળ યંત્રતે, પિંજર વિના નપેખ. ૪૧૨૭

## દુર્ગવા કિલ્લા વિષે શુભાશુભ વિચાર.

લંબ ગોળ આકૃતિ અને, અષ્ટ કમળ દળ જાણ;
યવાકૃતી જે દુર્ગ તે; ઉત્તમોત્તમ વખાણ. ૪૧૨૮
ત્રિકોણને ષટ્ કોણ વળિ, ત્રિશૂળવત અભિરામ;
શકટાકૃતિને વજ્ર સમ, દ્વીશકટાકૃતિ કામ. ૪૧૨૯

વેકરણુમ સહ સપ્તએ, દુર્ગ વર્જનિય ધારિ ;
દલપતિરામ વિચારશે, કારીગર સુવિચારિ ૪૧૩૦
હાટ બજારે શોભતાં, મંદિર મેડી માળ ;
કોટ કાંગરા ગઢ થકી, શોભે નગર વિશાળ. ૪૧૩૧
શેરિ પોળ વાડી અને, રાજ મ્હેલ મંડીત ;
રચના જોતાં નગરની, સૌને ઉપજે પ્રીત. ૪૧૩૨
સપ્ત ભોમીથી શોભતા, શ્રીમાનના નિવાસ ;
બે ત્રણ ચતુર સુપંચ વધિ, સામાન્યે સુ વિલાસ. ૪૧૩૩
ગવાક્ષ ગોખ ચતૂર મુખ, પ્રાસાદ કીર્તિ સ્તંભ,
જળાશય વાપી કૂપને, તળાવ નિર્મળ અંભ. ૪૧૩૪
એરીતે શુભ નગરની, રચના રચવી નેક ;
ગ્રંથાંતર મત જોઈને, દલપતિ કથે વિશેક. ૪૧૩૫

## કબાડો અથવા કાષ્ટ યોગ્યાયોગ્ય વિચાર.

બકૂલ પ્રસિદ્ધ લીંબડો, દગ્ધ સુકયોજ ભણાય ;
આમલિ બ્હેડા બાવળજ, શ્વેત કંટક ગણાય. ૪૧૩૬
દુધ નિકળતું હોય તે, વળી પક્ષિ રેહાણુ ;
ભૂત પ્રેત વાસો વસે, તે પણ વર્જ્ય વખાણુ. ૪૧૩૭
પવન થકીજ પડેલ તે, કાષ્ટ વર્જ્ય કહેવાય ;
દેવાલયના નજિકનું, તે પણ વર્જ્ય ભણાય ૩૧૩૮
ચૈત્ય કહે વારાહિને, ક્ષેત્રપાળની પાસ ;
હોય વૃક્ષ તે કાષ્ટ નહિં, ગૃહ બાંધતા તપાસ. ૩૧૩૯
મહુડો સરજુ શાલને, ખેર ફનસ સોહાય ;
બિયો હળધરવો શિરશડો, દેવદાર બોલાય. ૪૧૪૦
સેવન સીસમ ટીમ્બરૂ, ચન્દન અર્જુન સાર ;
હુડો પતંગ રોહિણી, રોહિડો સુભ વિચાર. ૪૧૪૧
કાષ્ટ કાપિ ઘડતાં કહૂ, પંચક વર્જ્ય પ્રમાણ ;
પાટ ઘડીને વ્હોડિયે, તે દિવસે પણ જાણ. ૪૧૪૨
આડાં કાષ્ટ ચ્હડાવિયે, તે શાખાજ વિશેક ;
દક્ષિણોત્તર લંબાઈ તો, શાખા ઉત્તર નેક. ૪૧૪૩

ઘોડલાંજ દક્ષીણ દિશિ. પૂર્વે પશ્ચિમે પાટ ;
જો ગ્રહવિગે તો સુગમ, શાખા પૂર્વે ધાટ. ૪૧૪૪
તવ પશ્ચિમ કર ઘોડલાં, વળી કાટ શુભ રીતિ ;
એક બેય ત્રણ જાતના, અધિક અશુભ એ નીતિ. ૪૧૪૫

### આડાંલાકડાં ભોભ વિગેરે ચડાવતાં નક્ષત્રપરત્વે શુભાશુભ.

સૂર્ય નક્ષત્રથિ લઈ કરી, દિવસ નક્ષત્ર ગણાય ;
ત્હેનોક્રમ મુળમાં પ્રથમ, ત્રણ નક્ષત્ર ભણાય. ૪૧૪૬
ફળ સ્વામીનું મૃત્યુ ગણિ, આગળ કહું વિસ્તાર ;
દ્વિતિય ભાગ જો ગર્ભમાં, પાંચ નક્ષત્ર સુખકાર. ૪૧૪૭
તૃતિય ભાગ નક્ષત્ર ગણ, મધ્યે ધન સુત સૂખ ;
ચતુર્થ પુચ્છે અષ્ટગણ, મૈત્ર હાનિ જો દુઃખ. ૪૧૪૮
પંચમ ભાગે અગ્રમાં, ત્રણ નક્ષત્ર ફળ લેખ ;
ભાગ્યવાન સુખ સંતતી, શુભાશુભ ફળ પેખ. ૪૧૪૯

### અથ દ્વાર ચક્રમ્.

સૂર્ય નક્ષત્રથિ લૈ કરી, દિવસ નક્ષત્ર પ્રમાણ ;
ત્હેમાંથી ક્રમ પ્રથમમાં, ચાર નક્ષત્ર વખાણ. ૪૧૫૦
ઉર્ધ્વે રાજ્ય પ્રાપ્તી સુફળ, દ્વાર ખુણા ગણ ચાર ;
એકેક ખુણે નક્ષત્ર દ્વે, ફળ ઉદાસ ઉર ધાર. ૪૧૫૧
બાજૂ બે ગણતા ગુણી, દર બાજૂયે ચાર ;
નક્ષત્રો ધરિ ફલ જુઓ, લક્ષ્મી દાયક સાર. ૪૧૫૨
વળી નીચે ઉમરા ઉપર, ચતુર[૪] નક્ષત્ર ગણાય ;
તેહનું ફળછે રાજ્ય સુખ, શિલ્પશાસ્ત્રથિ ભણાય. ૪૧૫૩
ઉમરા મધ્ય નક્ષત્ર ત્રણ, મરણ અશુભ ફળ ધાર ;
માટે શુભ ફળ આપતા, નક્ષત્રોજ વિચાર. ૪૧૫૪

### ગ્રંથાંતરે દ્વારચક્ર ફળસહીત.

જ્યાં ગૃહદ્વાર ગણે ગુણી, ચાર દિશાથી થાગ ;
દિશા દરેકતણા ગણે, અષ્ટ અષ્ટ કરિ ભાગ. ૪૧૫૫

### પદ્મિની લક્ષણ.

સહજ સુગંધ સ્વરૂપ શુભ, પુણ્ય પ્રેમ સુખદાનિ ;
ભોજન સ્વલ્પ રતિ રીસ વળિ, નિદ્રા તેમજ માનિ. ૨૪૩
સહજ સુ બુદ્ધિ ઉદાર મૃદુ, હાવ ભાવ શુચિ અંગ ;
અમળ અલોમ અનંગ ગૃહ, પદ્મિનિ હાટક રંગ. ૨૪૪

### ચિત્રની લક્ષણ.

નૃત્ય ગીત કવિતા રુચે, અચળ ચિત્ત ચળ દૃષ્ટિ ;
સુરતિ તેજ અતિ સુરત જળ, મધુ સુગંધ મય સૃષ્ટિ. ૨૪૫
વિરલલોમ તન મદન ગૃહ, ભાવે સકળ સુવાસ ;
મિત્ર ચિત્ર પ્રિય ચિત્રની, દલપતિ કહે પ્રકાશ. ૨૪૬

### સંખિની લક્ષણ.

કોપ શીલ કોવિદ કપટ, સજલ સલોમ શરીર ;
અરુણ વસન નખ દાન રુચિ, નિર્લજ શંક અધીર. ૨૪૭
છાર ગંધ યુત સુરત જળ, તપ્ત ભૂરિ ભગ હોય ;
સુરતા રતિ અતિ સંખિની, ઉત્તમ કહે ન કોય. ૨૪૮

### હસ્તિની લક્ષણ.

સ્થૂળ આંગળાં ચરણ મુખ, અધર ભ્રૂકુટિ કટિ બોલ ;
મદન સદન રદ સ્કંધ મદ, ચાલ ઘુમંડી લોલ. ૨૪૯
સ્વેદ મદન જળ દ્વિરદ મદ, ગંધિત ભૂશા કેશ ;
અતિ તિક્ષણ બહુ લોમ તન, એ હસ્તિની સુ વેસ. ૨૫૦

### ચતુષ્ઠય અંતઃકરણ દેવતા સહિત.

મન બુધિ ચિત અહંકાર એ, ચાર ચતુષ્ઠય જાણ ;
શશિ બ્રહ્મા ક્ષેત્રજ્ઞ વળિ, રુદ્રદેવ તું પ્રમાણ. ૨૫૧
જવ ચાહે કંઈ વસ્તુને, તવ તે ચિત્ત વિચાર ;
યત્ન કલ્પના જવ કરે, તવ મન ત્હેને ધાર. ૨૫૨
મે લીધૂં આ લઉં છઉં, અહંકાર એ હોય ;

પૂર્વ દિશાના આટમાં, બીજે ત્રીજે નેક;
અને ચતુર્થ ભલો ગણે, દક્ષિણ ચતુર વિશેક. ૪૧૫૬
પશ્ચિમ દિશિમાં ભાગ ક્રી, ચતુર્થે પંચમ સાર;
ઉત્તરમાં ત્રીજે ચતુર, ને પંચમ પ્રિયકાર. ૪૧૫૭

**અન્યમતે દ્વાર ભેદ.**

જ્યેષ્ઠાંગુળ સિત્તેરછે, મધ્યમ અંગુળ સાઠ;
પચાસ અંગુળ કનિષ્ઠે, બારોત ઉદય દાઠ. ૪૧૫૮
ગૃહની પ્હોળાઇ તણો, ગણવો પ્રથમ સુમાર;
જેટલાજ ગજ તેટલાં, આંગુળ ગણવા સાર. ૪૧૫૯
જ્યેષ્ઠ દ્વારતો જ્યેષ્ઠમાં, તેમ મધ્યમે લેખ;
કનિષ્ઠમાં પણ એજ રિત, મેળવિ અંગુળ પેખ. ૪૧૬૦
અર્ધ કરો પછિ તેહનું, તેટલું પ્હોળુ દ્વાર;
દ્વાર ભેદ ત્રણ એ કહ્યા, સુત્રધાર સુવિચાર. ૪૧૬૧
મનુષ્યનૂં ગૃહ દ્વારતે, ગર્ભથકી લૈ વામ;
હયશાળાનું દ્વાર તે, ગર્ભથિ દક્ષિણ ઠામ; ૪૧૬૨
હસ્તીની શાળા તણું, દ્વાર ગર્ભમાં રાખ;
તો શુભ દાયક તે ગણે, વળી વિશેષે સાખ. ૪૧૬૩
ભેદ બિજો ગૃહ ક્ષેત્ર ફળ, નવ ભાગે વિસ્તાર;
નવે નવે એક્યાશિકર, કોઠાનોજ સુમાર. ૪૧૬૪
વાસ્તુ દેવતા ભાગમાં, કલ્પી કરો વિચાર;
ક્રૂર દેવતા સ્થાન તજિ, શુભ ઠામે કર દ્વાર. ૪૧૬૫
નક્ષત્ર ભાગ જયંત કે, ઇન્દ્ર દેવને સ્થાન;
અથવા વીતથ ગૃહક્ષત, ઉપદ્વાર સન્માન. ૪૧૬૬
વરૂણ પુષ્પદંતે કરો, સોમ ભલ્લાટ સુઅષ્ટ;
કોઠાના સ્થળમાં કરો. ઉપદ્વાર કહુ સ્પષ્ટ. ૪૧૬૭
મૂળદ્વાર ને માંહલા, ગૃહ ચારોજ અવાસ;
તેદ્વારથકી આગલી, પરસાળ દ્વાર ખાસ. ૪૧૬૮
શાખા એકના સોળ વળિ, ભાગ કરી પ્રિય પેખ;
એક ભાગ નીચો લઇ, ઉત્તરંગશિખા લેખ. ૪૧૬૯

એરીતે માંડીકરી, નીચો ષોડશ ભાગ;
લૈરચ ખડકી દ્વાર શુભ, વિષમ અંકથી થાગ. ૪૧૭૦
પંચ સપ્ત નવ હાથનો, અંતર ગણુતા સાર;
વળિ ગૃહ ઉદય તણા ત્રિવિધ, કહ્યા શાસ્ત્રથિ પ્રકાર. ૪૧૭૧
છન્નૂ ચોર્યાશી અને, બ્હોતેર આંગુળ જાણ;
જ્યેષ્ઠ મધ્યમ કનિષ્ઠ ત્રણ, સુત્રધાર સુપ્રમાણ. ૪૧૭૨
જ્યેષ્ઠ મધ્યમ કનિષ્ઠના, અંક સાથ કરિ મેળ;
ગૃહના વ્યાસ તણો કહૂં, ષોડશાંસ મહિં ભેળ. ૪૧૭૩
ગૃહના ઉદય તણા ગણો, પંચ ભાગ કરિ નેક;
એક ભાગ તે માંહ્યથી, વેદિકા કર વિશેક. ૪૧૭૪
એ રાશીની વેદિકા, એક ભાગ મત દ્વાર;
તેમત દ્વાર ઉદય તણો, ચોથ નમણુ વિસ્તાર. ૪૧૭૫
આંગણા થકી ભાગ નવ, પાટ મથાળે જાણ;
એક ભાગ કુમ્ભીજ પટ, ૬ ભાગ સ્તમ્ભ ઉરઆણ. ૪૧૭૬
અર્ધ ભાગ ભરણો કરો, અર્ધ શરૈ સરું સાર;
પાટ એક ભાગે લહો, એ નવ ભાગ વિચાર. ૪૧૭૭
ઉમંરા સમ કુમ્ભી તણી, ઊંચાઇ કરીનેક;
ગૃહ ભૂમીથી આંગણૂં, નીચૂં રા[illegible] [illegible]ેક. ૪૧૭૮
ભૂમી થકિ ગણ પાટના, પેટા.સુધા સુનાર;
પંચ્યાશી આગળ.ઉદય, વૃદ્ધિ દ્વિ આંગળ સાર. ૪૧૭૯
કરિ ગણ પંચ્યાશિ થકી, બે બે વૃદ્ધી રૂપ;
સત્યાશી નેવ્યાશીને, એકાણૂંજ અનૂપ. ૪૧૮૦
ત્રાણૂં પંચાણૂં અને, સત્તાણૂં નિર્માણ;
નવાણૂ વળિ એકસો, એક ભેદ નવ જાણ. ૪૧૮૧
ગૃહના ઉદય તણા ગણે, એ નવ ભેદ પ્રમાણ;
વળિ ગૃહ ઉદય સુભાગકર, પ્રથમે ચતુર સુજાણ. ૪૧૮૨
એક ભાગ રાખી ઉપર, ત્રણ ભાગ સમૂંદ્વાર;
પાંચ ભાગ લૈ જવ કરો, તવ કહું દ્વિતિય પ્રકાર. ૪૧૮૩
પંચ ભાગમાં એકને, બારસાખ પ્રિય લેખ;
પછિ બારોત ઉદય લઇ, અર્ધ વિસ્તારે પેખ. ૪૧૮૪

વળિ આંગળ-ગણ એકકે, એ ત્રણ વા બારોત ;
ષોડશાંશ ભેળો કરો, પ્હોળો અધિક ઉદ્યોત. ૪૧૮૫
દ્વાર ભાગ ત્રણ કીજિયે, જાળી ગોખ પ્રકાર ;
ભાગ એક સમ કીજિયે, વળી અધિક ઉરધાર. ૪૧૮૬
બારોત ભાગ એકરી, એક સન્મુખે રાખ ;
ઉત્તરંગ સમ રાખવો, દીર્ઘ ઉંચ અધિક દાખ ૪૧૮૭
પરંતુ ઉત્તરંગ ઘોડલાં, રહામા રહામી લાવ ;
એરીતે બારોતના, ભેદ કહ્યા ધરિ ભાવ. ૪૧૮૮

## વાપીકૂપે ભૂમી સ્થાન વિધી.

મધ્યે શિઘ્ર શલીલને, પૂર્વ ભૂમિ ખંડીત ;
અગ્નિદિશે જળ શુભ વળી, દક્ષિણે વિલંબીત. ૪૧૮૯
નૈરુત્યે અમૃત સમૂં, પશ્ચિમ જળ શોભીત ;
વાયવ્યે નિર્જળ-અને, ઉત્તર અધિક પ્રતીત. ૪૧૯૦
ઇશાન દિશિયે ક્ષાર કહુ, એરિત દિશા વિચાર ;
જળ આવક શુભ જાણતા, કોઇક બુદ્ધિ ઉદાર. ૪૧૯૧

## વાપી કૂપ કરવે દિશા વિચાર.

ઉત્તર અને ઇશાન વળિ, પૂર્વ પશ્ચિમે સૂખ ;
શેષ દિશા કુપ વાપિજો, તો પામે બહુ દુઃખ. ૪૧૯૨

## દિશા પરત્વે વાપી કૂપ ફલ.

પૂર્વ કરે ઐશ્વર્યતા, અગ્નિ પુત્રનો નાશ ;
દક્ષિણમાં સ્ત્રિ વિનાશ કર, નૈરુત્ય મૃત્યુ પ્રકાશ. ૪૧૯૩
સંપત્તિ પ્રાપ્ત પશ્ચિમે, શત્રૂ ભય વાયવ્ય ;
ઉત્તર સૌખ્ય પ્રભાવ વળિ, ઇશાન પુષ્ટી દ્રવ્ય. ૪૧૯૪
મધ્ય કૂપકરવાથકી, અર્થતણો ત્યાં નાશ ,
શુભાશુભ ફલજોઈને, કૂપ વાપિ કર ખાસ. - ૪૧૯૫

## ગ્રંથાંતરે વાપીકૂપ કુન્ડ અને તળાવ વિચાર.

પુણ્યવંત પુરુષોકરો, નગરમાંહ્ય વા બ્હાર.
જળાશય વાપી કૂપને, કુન્ડ તળાવ વિચાર. ૪૧૯૬

વાપી ચતુર[૪] પ્રકારની; દશ[૧૦] પ્રકારના કૂપ;
કુન્ડો ચતુર[૪] પ્રકારના, તળાવ ષટ્[૬] વિધ અનૂપ. ૪૧૯૭
જે વાપીને એકમુખ, વળી કૂટ ત્રણ હોય.
નંદાનામ વિરાજતૂ. દોષન વ્યાપે કોય. ૪૧૯૮
દ્વી મુખ કૂટો ષટ્[૬] કહ્યા, ભદ્રાનામ પ્રમાણ;
ત્રણમુખ કૂટો નવ થકી, જયાનામ ઉચ્ચાણ. ૪૧૯૯
મુખચતુર કુટ દ્વાદશે, વિજયા નામ વિચાર;
કૂટ કમાન એકેક કહો, કે દેવડિ ચિતધાર. ૪૨૦૦

## કૂપ દશપ્રકાર.

ચતુર[૪] હસ્તથી માંડિને, ત્રયોદશ હસ્ત સુમાર;
ચતુર[૪] હસ્ત પ્હોળાઇથી, શ્રીમુખ નામ સ્વિકાર. ૪૨૦૧
પંચ[૫] હસ્ત પ્હોળાઇ તવ, વૈજય વિજય વખાણ;
ષટ્[૬] હસ્તે પ્હોળાઇ જવ, પ્રાંતનામ તવ જાણ. ૪૨૦૨
સપ્ત[૭] હસ્ત પ્હોળાઇ તો, દુંદુભિ પ્રિય અભિરામ;
અષ્ટ[૮] હસ્ત પ્હોળાઇથી, વદે મનોહર નામ. ૪૨૦૩
નવ[૯]હસ્તનિ પ્હોળાઇ તવ, ચુડામણિ અભિધાન;
દશ[૧૦]હસ્તે પ્હોળાઇ તવ, દિગભદ્રજ સન્માન. ૪૧૦૪
એકાદશ[૧૧] પ્હોળાઇ તવ, જય શુભનામ ગણાય;
દ્વાદશ[૧૨] હસ્તજ હોયતો, નંદનામ વખણાય. ૪૧૦૫
હસ્ત ત્રયોદશ[૧૩] વ્યાસતો, શંકર નામ ઉચાર;
ચતુર[૪] હસ્તથી ન્યૂન તવ, કુઇ કુવાળિ નિર્ધાર. ૪૧૦૬

## કુંડ ચતુર પ્રકાર.

ચતુરસ્ત્રજ ચોખંડને, ભદ્રકુન્ડ શુભનામ;
ભદ્રસહિત જે કુન્ડતે, સુભદ્રછે અભિરામ. ૪૨૦૭
પ્રતિભદ્ર સહિત કુન્ડતે, નંદનામ નિર્માણ;
જ્હેના મધ્યે ભિદ્રતે, પરિઘનામ પ્રિયજાણ. ૪૨૦૮
અષ્ટ[૮]હસ્તથી માંડિને, એકશત[૧૦૦] સુધિ વિશાળ;
ચતુર[૪] દ્વાર કુન્ડે કરો, ખુણે ચોકિ પટશાળ. ૪૨૦૯

સઘળાનૂં નિશ્ચય કરે, તેહ બુદ્ધિ પ્રિય સોઇ. ૨૫૩
સુખ દુખ ઇચ્છા રાગ એ, ગણો બુદ્ધિના ધર્મ ;
સુષુપ્તિમાં સઘળાં મિટે, રહે આતમા પર્મ. ૨૫૪
ઈંદ્રિય પર છે દેહથી, મન ઈંદ્રિયથી જાણ ;
મનથિ બુદ્ધિને પરગણી, બુદ્ધિથિ આત્મ વખાણ. ૨૫૫
આત્મા તો આકાશ મય, પ્રાણ વાયુ મય જાણ ;
અહંકાર છે તેજ મય, મન જળ મય તું પ્રમાણ. ૨૫૬
અવની મય તન ગણત ગુણિ, તન મય ઈંદ્રિય હોય ;
તે ઈંદ્રિય મય લોકછે, લોક કર્મ મય સોઇ. ૨૫૭
કર્મ ધર્મ કરિ ભજ ભલે, બ્રહ્મ નામ નિષ્કામ ;
દલપતિ ખ્યાલન છોડતૂં, સત્ય સત્ય વિશ્રામ. ૨૫૮

---

## પંચીકરણ પંચ ભૂત.

ક્ષિતિ જળ પાવક પવન કહું, વળી ગગન તૂં જાણ ;
પંચ ભૂત મુનિજન ગણે, એ થકી જગત વખાણ. ૨૫૯

## પંચ ભૂતથી પચ્ચિસ પ્રકૃતિ.

રોમ નાડિને ગણ ત્વચા, અસ્તિ માસ મહિ ગાત્ર ;
મજ્જા શોણિત શુક્ર તન, લાળ મુત્ર જળ માત્ર. ૨૬૦
કાંતિ ક્ષુધા નિદ્રા તૃષા, આળસ અગ્નિ પ્રકાર ;
શ્વાસ ચલણ પસરણ દબણ, કૂદણ પવન વિચાર. ૨૬૧
હૃદય ઉદર શિર કંઠ કટિ, જાણ અંશ આકાશ ;
પંચ ભૂત પંચીકરણ, કહ્યાં સુ બુદ્ધિ પ્રકાશ. ૨૬૨

## પંચ ભૂતના ગુણ.

એક શબ્દ ગુણ ગગન ગતિ, શબ્દ સ્પર્શ સમીર ;
શબ્દ સ્પર્શ સુરૂપ ત્રણ, અગ્નિ માંહ્ય સુણ ધીર. ૨૬૩
શબ્દ સ્પર્શ સુરૂપ રસ, જળમાં ગુણ ગણ ચાર ;
ગંધ સહિત ગુણ પાંચછે, ભૂમિમાંહ્ય નિર્ધાર. ૨૬૪

દ્વારદિશા ભાગેકરો, ગવાક્ષ ભેદ અપાર ;
કારીગર પ્રતિમા કરો, દેવ દેવિની સાર. ૪૨૧૦
ગંગા સૂર્યે દ્વાદશ અને, વિષ્ણુ દશ અવતાર ;
દુર્ગારૂદ્ર એકાદશજ, અષ્ટ ભૈરવ વિચાર. ૪૨૧૧
સોળ માતૃકા ગણપતી, વળિ ત્રણ અગ્ની લેખ ;
દુર્વાસા નારદ મુની, નવચંડી સુવિશેખ. ૪૨૧૨
દ્વારિકાંનિ લીલા અને, બ્રહ્માદિ પંચ લોક ;
ઇન્દ્ર[1] યમ[2] વરુણને[3] ચતુર[4], કુબેર[5] બહુ વિલોક. ૪૨૧૩
કુન્ડદ્વાર પરચાર પર, મંડપ કરો વિશેક ;
શાસ્ત્ર યુક્ત રચના થકી, જો ફળ મળતું નેક. ૪૨૧૪
કાશીયાત્રા દર્શને, ન્હાતાં ગંગા સ્નાન ;
પ્રાણીમાત્ર સુખકરણ સ્થળ, કરો સ્વર્ગ સન્માન. ૪૨૧૫

## ષડ્વિધ તળાવ.

અર્ધચંદ્રાકારે રચ્યુ, અર્ધચંદ્ર[1] શુભનામ ;
ચતુરદિશા બાંધેલતે, મહાસરજ[2] અભિરામ. ૪૨૧૬
ગોળાકાર તળાવતે, વૃત્તનામ[3] નિર્ધાર ;
ચતુર[4] ખુણાળું હોયતે, ચતુઃ[4]કોણ પ્રિયકાર. ૪૨૧૭
એકભદ્ર જો હોયતો, ભદ્રનામજ[5] ગણાય ;
ચતુર બાજુએ ભદ્રતો, સુભદ્રનામ[6] ભણાય. ૪૨૧૮
વળિ તળાવમાં એકવા, દ્વિ પરિધ પ્રિયલેખ ;
મધ્ય *બકસ્થળ એક વા, દ્વી કરવાંજ વિશેખ. ૪૨૧૯

## જ્ઞાનરત્નકોષે ત્રિવિધ તળાવમાન વિચાર.

જ્યેષ્ઠતળાવ સહસ્રનૂં, મધ્ય પંચશત દંડ ;
કનિષ્ટ અઢીસો દંડનું, પાળ કરોજ પ્રચંડ. ૪૨૨૦
જ્યેષ્ઠપાળ પંચાસને, મધ્ય પંચવિશ હસ્ત ;
કનિષ્ઠ દ્વાદશ હસ્તની, પાળ કરોજ પ્રશસ્ત. ૪૨૨૧
ઊંચાઇનૂં અર્ધ લે, રચ પ્હોળાઇ સુમાર ;
જ્ઞાનરત્ન કોષે કથ્યો, તેહરિતે સુવિચાર. ૪૨૨૨

* બકસ્થળ—એટલે બગલાદિક પક્ષિયોને બેસવા ટેકરીઓ.

## ગૃહાધ્યાય આરંભ.

ચતુર[૪]થકી ગજપંચ[૫]વા, ષટ્[૬]સપ્તા[૭] ૯[૮] સુરીત;
બત્રિશ ગજ પર્યંત રચ, બ્રાહ્મણગૃહ ધરિ પ્રિત. ૪૨૨૩
અષ્ટવિંશ ગજ ક્ષત્રિને, વશ્યરચો ચોવીશ;
શુદ્રભૂમિ ગણવિંશ ગજ, અત્યંજ સોળ કવિશ. ૪૨૨૪
પછી તેથકી ગજ ગણે, અષ્ટોત્તરશત પર્યંત;
રાજ્યગૃહે સુવિચારતા, સૂત્રધાર ગુણવંત. ૪૨૨૫
ગૃહવિસ્તાર સમ દીર્ઘ વા, સવાસુ દોઢૂંસાર;
બમણું વધિ લંબાઈકર, વળિ અધિક ઉરધાર. ૪૨૨૬
એક ભૂમિ ગૃહ અષ્ટગજ, નવ થકિ ગણી અરાઢ;
સૂધી ગણીગજ ભૂમિ દ્વે, શિલ્પ શાસ્ત્ર સુવરાડ. ૪૨૨૭
ઓગણીશથી અષ્ટવિંશ, ગજલગિ ગણ ત્રણ ભૂમિ;
અનુક્રમ દશ વૃદ્ધિ થતાં, ઉપજે એકજ ભૂમિ. ૪૨૨૮
એક બેયકે ત્રણલગી, સામાન્ય ગૃહેલેખ;
અધિક તત્વ[૫] મુનિ[૭] નાગ[૮] શિવ[૧૧], ભૂમિ રાજ્યગૃહ પેખ. ૪૨૨૯
પાંચ ગજથકી માંડીને, એક ત્રણલગી સાર;
ગૃહશાળા કરિયે પછી, અધિક અધિક ઉરધાર. ૪૨૩૦
એકગૃહ શાળાયકિ લઇ, દશ શાલા પર્યંત;
એક ઉરોંજ અવાસમાં, દ્વિગુણ ત્રિગુણજ ગણંત. ૪૨૩૧
તે આગળ પટશાલ કરિ, દશશાલા ગૃહ નેક;
ઉપર કહી પટશાલ સહ, દશાશાલ સુવિશેક. ૪૨૩૨
વામ પાર્શ્વગમ *અર્ગલા, જમણી બાજૂદ્વાર;
દીપાલય જમણે કરો, શુભદાયક સુવિચાર. ૪૨૩૩
પંચભાગ લંબાઇ ગૃહ, મધ્ય ભાગ દ્વે રાખ;
દોઢ પાખ સંધી સુરિત, સ્તંભારોપણ દાખ. ૪૨૩૪
સપ્તભાગ લંબાઇતો, મધ્યે ગણ ત્રણભાગ;
બેય ભાગતે પક્ષના, તોડા ગણતી થાગ ૪૨૩૫
કદીભાગ નવ કીજિયે, તો ચાતુર[૪] કરપાટ;
ત્રણભાગે તે પક્ષના, તોડાનો કર થાટ. ૪૨૩૬

---

* અર્ગલા—એટલે ભોગળ અથવા આડી.

મધ્યભાગ સમ ગૃહતણો, પ્હોળો અલિંદ જાણ;
પચમભાગ દ્વી[૨] સપ્ત[૭] ત્રણ, નવે ચતુર[૪] ઉરઆણુ. ૪૨૩૭

## ગૃહરમ્યાષ્ટકાદિ વિચાર.

ધ્રુવાદિમાં ધાન્યાદિકજ, એક અંતરે અષ્ટ;
ધ્રુવછાંડીને ધાન્યલે, કહું રમ્યાષ્ટક સ્પષ્ટ. ૪૨૩૮
જય છાંડીને નંદ લે, ખર છાંડીને કાંત;
એ રિત ગૃહ રમ્યાષ્ટકે, સૂત્રધાર ધર સ્વાંત. ૪૨૩૯
રમ્ય[૧] શ્રીધર[૨] મુદિતને[૩], વર્ધમાનજ[૪] કરાલ[૫]:
સુનાભ[૬] ધ્વાંક્ષ[૭] સમૃદ્ધ[૮] સહ, રમ્યાષ્ટક સુવિશાલ. ૪૨૪૦
ધ્રુવાદિમાં પરહારતે, ષોડશ ગૃહ અભિરામ;
સુંદર[૧] વરદ[૨] સુભદ્રને[૩], પ્રમુખ[૪] વિમુખ[૫] શિવ[૬] નામ. ૪૨૪૧
સર્વલાભદ[૭] વિશાલને[૮], વિલક્ષ[૯] પ્રશુભ[૧૦] તું લેખ;
ધ્વજ[૧૧] ઉદ્યોત[૧૨] બીપણ[૧૩] અને, શુન્ય[૧૪] અચ્છત[૧૫] વિશેખ. ૪૨૪૨
કુલનંદન[૧૬] સહ સોળ એ, સુંદરાદિક વખાણ;
પાટવેલ પટ દારુતે, દ્વિવિધજ શાલા જાણ. ૪૨૪૩
પૂર્વ અલિંદો સર્વતે, કહ્યા વળી એકેક;
અલિંદ માંહિ મ્હેલતાં, ત્રિવિધ શાલ તે નેક. ૪૨૪૪
હંસ[૧] સુલક્ષણ[૨] સૌમ્ય[૩] હય,[૪] ભાવક[૫] ઉત્તમ[૬] નામ;
રૂચિર[૭] સંતપ્ત[૮] ક્ષેમને[૯], આક્ષેપ[૧૦] અભિરામ. ૪૨૪૫
ઉચ્ચલા[૧૧] નૃપ[૧૨] ઉચ્છ્ર[૧૩] વળિ, વ્યય[૧૪] આનન્દ[૧૫] સુનંદ[૧૬];
ષોડશ ગૃહ હંસાદિએ, દલપતિ જો સુખકંદ. ૪૨૪૬
ગુરુ લઘુ પ્રસ્તારે લઘુ, લઘુયોગેજ અલિંદ;
ઉપજ્યા તેમ બિજે રૂપે, અગ્નિખુણથિ લઘુવંદ. ૪૨૪૭
પૂર્વતણો લઘુ અગ્નિને, દક્ષિણનો નૈરુત્ય;
પશ્ચિમ લઘુ વાયવ્યને, ઉત્તર ઇશાન સત્ય. ૪૨૪૮
જ્યાં લઘુ ત્યાં દ્વી કર્ણકે, શાલા ઉપજે નેક;
એ શાલામાં પૂર્વ રૂપ, શાલા રૂપન વિશેક. ૪૨૪૯
બીજા રૂપથિ લખાવિયે, તેહ અનુક્રમ નામ;
ઈશ્વર[૧] વૃષભ[૨] સુચંદ્રને[૩], રોગ[૪] પાપ[૫] ભય[૬] ધામ. ૪૨૫૦

નંદન[૭] ખાદક[૮] ધ્વાંક્ષ[૯] વળિ, વિકૃત[૧૦] વિલય[૧૧] સુલેખ ;
ક્ષય[૧૨] યામ્ય[૧૩] વિપરિત[૧૪] અને, સુભદ્ર[૧૫] હલાદિક પેખ. ૪૨૫૧
કેવલાદિક દ્વિશાલથી, યુગ્મનામ ગુણવાન ;
પાટ વેલ પટ દાહુતે, મધ્યે તવ સન્માન. ૪૨૫૨
અલિંદ આગળ એક દૈ, નામ વિમલ સુવખાણ ;
બે અલિંદ આગળ કરી, નામ વિર્યવત્ જાણ. ૪૨૫૩
મુખે અલિંદજ બે કરો, દક્ષિણ દિશિયે બેય ;
નામ કહે ભાસ્કર વળિ, અધિક કહૂં રુપ જોય. ૪૨૫૪
આગળ અલિંદ ત્રણ કરો, દક્ષિણ દિશિયે એક ;
દુંદુભ નામ વિરાજતૂં, સૂત્ર ધાર સુવિશેક. ૪૨૫૫
વામ દક્ષિણ.એકેકને, બે અલિદ મુખ દેય ;
નરદ નામ શુભ જાણતા, પરમ પ્રતાપી છેય. ૪૨૫૬
અલિંદ ત્રણ આગળ અને, વામ દક્ષ એકેક ;
નામ સુતેજ કહેબિજૂં, હયજ નામ સુવિવેક. ૪૨૫૭
દક્ષિણ પશ્ચિમ એકેક વળિ, મુખાગ્ર અલિંદ બેય ;
નામ બાલક સુ તેહનૂં, વળી અધિક પણ કહેય. ૪૨૫૮
એજ પૂર્વ રૂપે કરો, ડાબે એક અલિંદ;
વિલાસ ગૃહ ત્હેને કહે, વળી અધિક સુખકંદ. ૪૨૫૯.
એ વિલાસ ગૃહ રૂપકે, આગળ એક અધીક ;
અલિંદ કરવાથી થતૂં, મહાંત નામજ ઠીક. ૪૨૬૦
દક્ષિણ પશ્ચિમ ઉત્તરે, એકેકાગ્રે બેય ;
આગળ ગજ મંડપ થકી, દ્રવ્ય નામ ગણિ લેય. ૪૨૬૧
પૂર્વોત્તર મુખ હોય ગૃહ, ખુણ નાસીક સંલગ્ન ;
સૌખ્યકારિ ઉત્તમ ગણે, ગૃહસ્વામી મન મગ્ન. ૪૨૬૨
શેપ થાકતાં રુપ ત્રણ, લાંગુલ મેલન કીધ ;
ચુલ્હિ યુગ્મન કીજિયે, દ્વિશાલ ચુલ્હિ પ્રસિદ્ધ. ૪૨૬૩
દ્વીશાલ ચુલ્હિ પૂર્વ મુખ, દ્વિશાલ પશ્ચિમ મૂખ ;
ચુલ્હિ યુગ્મ ત્હેને કહે, કરે તે મહા દુઃખ. ૪૨૬૪
દ્વિશાલ દ્વાદશ રૂપછે, ત્રિશાલનાં કહું રૂપ ;
સૌમ્યાદિ દ્વારભેદથી, હસ્તિ ન્યાદિ અનુપ. ૪૨૬૫

એકેક રૂપના ઉદય, ચતુર[૪] ચતુર[૪] અભિધાન ;
શાંતનાદિ ભેદે ઉદય, ચોસઠ નામનું માન. ૪૨૬૬
ત્રિશાલ ગૃહ શાલા કરી, તહેંના રૂપ તપાસ ;
તૃદશસુ[૧] તૃદશાર[૨] વાસને, સુરપ[૩] કુમુદ[૪] પ્રકાશ. ૪૨૬૭
પાટ વેલ પટ્ દારુમાં, વામ દક્ષિણ અલિંદ ;
એકેક મુખે ત્રણ કરો, ત્રિવિધ પદશાલ સુવંદ. ૪૨૬૮
વરદ ઉત્તરાભી મુખે, દંડક નામ ગણાય ;
પશ્ચિમાભિ મુખ તેહનું, કાકપક્ષજ ભણાય. ૪૨૬૯
વિમલ[૧] અને શ્રિનિવાસ[૨] વળિ, શ્રીવત્સ[૩] વિર્ય[૪] વંત ;
દંદુભ[૫] સાગર[૬] સહ કહો, ત્રિશાલ રુપ ગુણવંત. ૪૨૭૦
જે ત્રૈલોકય સુંદર મહી, ત્રિશાલ ઢી પટ્દારુ ;
સપ્ત અલિંદ દિશાત્રયે, સૂત્રધાર તે ચારુ. ૪૨૭૧
ત્રિશાલ ગૃહ પૂર્વોત્તરે, અલિંદ રહિતજ હોય ;
ઉત્તમ તેહ ગણાયછે, નામ સર્વ સુખ જોય. ૪૨૭૨
વળિ દક્ષિણ પશ્ચિમ દિશા, અલિંદ હોયન ખાસ ;
તવ તે ગૃહ સ્વામી તણા, ધનના કરતા નાશ. ૪૨૭૩
ચતુઃશાલે ગૃહ આગળે, ત્રણ અલિંદ જોદેય ;
નામ સુ ત્યા ભમ જાણતા, આગળ વળી કથેય. ૪૨૭૪
બે અલિંદ મુખ દીજિયે, વામ દક્ષ એકેક ;
મલય નામ ત્હેને કહે, સમજે બુદ્ધિ વિશેક. ૪૨૭૫
ચતુઃશાલ ષટ દારુ દૈ, મુખે અલિંદ ચતૂર[૪] ;
વામ દક્ષ એકેક કર, અલિંદ સમજે ઊર. ૪૨૭૬
વળી મુખે કર ભદ્રતે, મકરધ્વજ શુભ નામ ;
શિલ્પભેદ ગ્રંથાંતરે, અધિક અધિક અભિરામ. ૪૨૭૭
સૌમ્ય ઉત્તરાભિમુખ ગૃહ, દ્વિશાલ ત્રિશાલ વિશાલ ;
હસ્તીની શાલા કહી, મહિષિ પૂર્વ મુખ શાલ. ૪૨૭૮
ઉપર કહી શાલા વળી, આગળ ખડકી દ્વાર ;
ક્ષેત્ર ભાગ એકયાશિ કરિ, દ્વારભેદ તું વિચાર. ૪૨૭૯
હસ્તી શાલા હોયતો, જમણી પાસે દ્વાર ;
ઈન્દ્ર દેવ કોઠે કરો, પછિ મહિષીનું સાર. ૪૨૮૦

ચતુર[૪] લુમ્બિ જવ હોય તવ, ધાવંત નામ લેખ;
અષ્ટ[૮] લુમ્બિં જવ હોય તવ, પ્રિયાન નામજ પેખ. ૪૩૦૬
દ્વાદશ[૧૨] લુમ્બિ સુહોયતો, સન્મુખ નામ ગણાય;
પાંચ જાતિય ગવાક્ષ એ, સુખદાયકજ ભણાય. ૪૩૦૭
એક છજાનૂં હોય તો. એક વકત્ર શુભ નામ;
બે બાજૂયે જો છજાં, તવ પ્રિયાગ અભિરામ. ૪૩૦૮
ત્રણ છજાંજ જવ હોય તવ, પદ્મનાભ કહેવાય;
દીપચિત્ર પણ કહેજનો, વળી અધિક બોલાય. ૪૩૦૯
લંબ અધિક જવ હોય તવ, સિંહા નામ પ્રમાણ;
પ્હોળો અધિકજ હોય તવ, હંસ નામ ઉર આણ. ૪૩૧૦
ચતુસ્ત્ર જો ચોખંડતો, ગણે બુદ્ધિદા સર્વ;
ભદ્ર ઊપજ્યા હોય તવ, બુદ્ધિસાગર સપર્વ. ૪૩૧૧
પક્ષ સંયુકતજ હોય તવ, ગરૂડ નામ સ્વિકાર;
ડાબે જમણે જાળિ સહ, રાજ વલ્લભ વિચાર. ૪૩૧૨
ગૃહ ભીતે કરમાન મહિં, પાયા ઉપરન સેજ;
સંયુકત માન તો લહો, પ્રાસાદનિ ભીતેજ. ૪૩૧૩
સભા ભીતમાં માન તે, અંતરથી વા બ્હાર;
એક ઠામ કીજે સુઘડ, શિલ્પશાસ્ત્ર આધાર. ૪૩૧૪
શિવ વળિ સૂર્યનિ દષ્ટિયે, કર નહિં ગૃહ મન્ડાણ;
જયંત પ્રષ્ટે ગૃહન કર, નિષેધ ભેદ પ્રમાણ. ૪૩૧૫
બ્રહ્મા વિષ્ણુનિ પક્ષમાં, વળિ ગ્રંથાતર સાર;
બ્રહ્મ દેવની દક્ષિણે, વિષ્ણુનિ વામ વિચાર. ૪૩૧૬
ગૃહ કરવૂં ધારોન કદિ, વળી અધિક ઉરધાર;
ચંડિ દેવિનિ નિષેધછે, દિશા સર્વ દુખકાર. ૪૩૧૭
રાજ માર્ગની અંતરે, વેધન ગણે ચતૂર;
કોટ ભીતને અંતરે, પણન વેધ ધર ઊર. ૪૩૧૮
સ્તંભ પાટમાં વેધ ગણ, ભીત અંતરે ન્હોય;
ઇતિ દૂષણ ભૂષણ કહ્યાં, સૂત્રધાર શુભ જોય. ૪૩૧૯

**વાસ્તુ ભેદ.**

રાજનગર વા રાજગૃહ, ચતુઃષષ્ટિ[૬૪] પદ જાણ;
હર્મ્ય સમસ્ત ગૃહને વિષે, એક્યાશિપદ પ્રમાણ. ૪૩૨૦

પ્રાસાદ મંડપે કરો, શતપદ વાસ્તૂ સાર;
ચોસઠ પદ એકયાશિપદ, શત સહ ત્રિવિધ વિચાર. ૪૩૨૧

### ગૃહ પ્રવેશનુ ક્રમ.

નવિન ગૃહે સુપ્રવેશને, યાત્રા થકિ જ પ્રવેશ;
વળી રાજ્ય દર્શન જતાં, પૂર્વે કરો વિશેષ. ૪૩૨૨
વાસ્તૂ પૂજા ભૂત બળિ, ઉત્તરાયન ગણાય;
એરિત કરવે શાન્તિસુખ, દલપતિરામ ભણાય. ૪૩૨૩

### ગૃહ પ્રવેશે નક્ષત્ર શુભ.

ચિત્રા અનુરાધાસુ મૃગ, રેવતિ પુષ્ય વખાણુ;
સ્વાતિ ધનેષ્ટા શ્રવણને, મૂળ નક્ષત્ર પ્રમાણ. ૪૩૨૪

### ગૃહ પ્રવેશે કલશ ચક્રમ.

સૂર્યે નક્ષત્રથિ ગણિ કરી, દિવશ નક્ષત્ર વિશેષ;
ગણિ ક્રમ જોવૂં શુભાશુભ, કલશ ચક્રમાં નેક. ૪૩૨૫
પ્રથમ પાંચ ગણતા અશુભ, પછી અષ્ટ૮ જે શુભ;
એ પછિ અષ્ટ૮ અશુભછે, તે પછિ પટ્છે૬ શુભ. ૪૩૨૬

### ગૃહ પ્રવેશે વામાર્ક વિચાર.

ગૃહ પ્રવેશ સમયે જુએ, વામાર્ક બુદ્ધિમાન;
પ્રવેશ લગ્ને અષ્ટ થકિ, સૂર્ય પંચમ સ્થાન. ૪૩૨૭
ગ્રહ મુખ પૂર્વે તવ ગણે, વળિ દક્ષિણ મુખ જાણ;
પંચમ સ્થાનથિ પંચ લગિ, સૂર્ય તણૂ રહેઠાણ. ૪૩૨૮
પશ્ચિમ ગૃહ મુખ તવ ગણે, દ્વિતિય સ્થાનથી પંચ;
પર્યંત પ્રભાકર જાનો, ગણો ફરક નવ રંચ. ૪૩૨૯
ગ્રહ મુખ ઉત્તર તવ ગણે, સૂર્ય લાભથી૧૧ સાર;
પંચમ સ્થાનથિ પ્રવેશમાં, વામાર્ક ઉક્ત ધાર. ૪૩૩૦

### ગૃહ પ્રવેશે લગ્ન શુભ.

ગૃહ પ્રવેશમાં શુભ ગ્રહો. ત્રિકોણ કેન્દ્ર પ્રકાશ;
લગ્નસ્થીર ત્રીજુંજ વળિ, પાપગ્રહ રુદ્ર૧૧ નિવાસ. ૪૩૩૧

## ગૃહમુખ આહુતિ પાત.

સૂર્ય નક્ષત્રથિ લૈ કરી, દિવૃશ નક્ષત્ર સુમાર ;
ગણી કરી-નવ ગ્રહ થકી, નવ ભાગે વિસ્તાર. ૪૩૩૨
પ્રથમ ભાગ નક્ષત્ર ત્રણ, સૂર્ય અશુભ ફળ પેખ ;
દ્વિતિય ભાગ નક્ષત્ર ત્રણ, બુધ શુભ ફળ પ્રિય લેખ. ૪૩૩૩
તૃતિય ભાગ નક્ષત્ર ત્રણ, શુક્રથકી શુભ જાણ ;
ચતુર્થ ત્રણ નક્ષત્ર ગણ, શનિ ફળ અશુભ પ્રમાણ. ૪૩૩૪
પંચમ ભાગ નક્ષત્ર ગણ, ચંદ્ર થકી ફળ શુભ ;
ષષ્ઠમ ભાગે ત્રણગણે, મંગળ થકી અશુભ. ૪૩૩૫
સપ્તમ ભાગે ત્રણ ગણે, ગુરૂ શુભ ફળ દેનાર ;
અષ્ઠમ ભાગે ત્રણ ગણે, રાહુ શુભફળ વિચાર. ૪૩૩૬
નવમ ભાગમાં ત્રણ ગણે, કેતુ અશુભ ફળ દેય ;
માટે શુભ નક્ષત્ર કામ, સૂત્રધાર ગણિ લેય. ૪૩૩૭

## ગૃહપ્રવેશ શુભાશુભ.

ગૃહ સન્મુખ પ્રવેશતો, તે ઉત્સંગ પ્રવેશ ;
ગૃહ પછીત ફરિને થતો, પ્રષ્ઠભંગજ પ્રવેશ. ૪૩૩૮
પ્રષ્ઠભંગ દ્વિ પ્રકારનો, સવ્યાપસવ્ય વખાણ ;
સવ્ય શુભદાયક ગણે, અપસવ્ય અશુભ જાણ
ગૃહ પછીત ફરિ વામદિશિ, થૈને પ્રવેશ સવ્ય

## ગૃહમુખ આહુતિ પાત.

સૂર્ય નક્ષત્રથિ લૈ કરી, દિવ્શ નક્ષત્ર સુમાર ;
ગણી કરી-નવ ગ્રહ થકી, નવ ભાગે વિસ્તાર. ૪૩૩૨
પ્રથમ ભાગ નક્ષત્ર ત્રણ, સૂર્ય અશુભ ફળ પેખ ;
દ્વિતિય ભાગ નક્ષત્ર ત્રણ, બુધ શુભ ફળ પ્રિય લેખ. ૪૩૩૩
તૃતિય ભાગ નક્ષત્ર ત્રણ, શુક્રથકી શુભ જાણ ;
ચતુર્થ ત્રણ નક્ષત્ર ગણ, શનિ ફળ અશુભ પ્રમાણ. ૪૩૩૪
પંચમ ભાગ નક્ષત્ર ગણ, ચંદ્ર થકી ફળ શુભ ;
ષષ્ઠમ ભાગે ત્રણગણે, મંગળ થકી અશુભ. ૪૩૩૫
સપ્તમ ભાગે ત્રણ ગણે, ગુરૂ શુભ ફળ દેનાર ;
અષ્ઠમ ભાગે ત્રણ ગણે, રાહુ શુભફળ વિચાર. ૪૩૩૬
નવમ ભાગમાં ત્રણ ગણે, કેતુ અશુભ ફળ દેય ;
માટે શુભ નક્ષત્ર ક્રમ, સૂત્રધાર ગણિ લેય. ૪૩૩૭

## ગૃહપ્રવેશ શુભાશુભ.

ગૃહ સન્મુખ પ્રવેશતો, તે ઉત્સંગ પ્રવેશ ;
ગૃહ પછીત ફરિને પતો, પ્રષ્ઠભંગજ પ્રવેશ. ૪૩૩૮
પ્રષ્ઠભંગ દ્વિ પ્રકારનો, સવ્યાપસવ્ય વખાણ ;
સવ્ય શુભદાયક ગણે, અપસવ્ય અશુભ જાણ. ૪૩૩૯
ગૃહ પછીત ફરિ વામદિશિ, થૈને પ્રવેશ સવ્ય ;
તેમફરી જમણેજનો, પૃષ્ટભાગ અપસવ્ય. ૪૩૪૦
ગૃહ પૂર્વદિશિ પ્રવેશકરિ, સૃષ્ટિમાર્ગ થૈનેક ;
પ્રવેશ પશ્ચિમ સન્મુખે, પ્રતિકાયક સુવિવેક. ૪૩૪૧
વળિ પશ્ચિમ સન્મુખ રહી, વામ બાજુ દક્ષીણ ;
દિશિ સન્મુખજ પ્રવેશતે, હીનં બાહુજ પ્રવીણ. ૪૩૪૨
તેમ પશ્ચિમે પ્રવેશ કરિ, ફરિ ઉત્તરજ પ્રવેશ ;
પૂર્ણ બાહુજ પ્રવેશતે, શુભદાયક સુવિશેશ. ૪૩૪૩
પૂર્વપ્રવેશ સન્મૂખ પણ, પૂર્ણબાહુ ઔદાર્ય ;
તખ્તસિંહ મહારાજ પ્રિય, કથે સર્વઆચાર્ય. ૪૩૪૪

### પંચ ભૂતના રંગ.

પીત શ્વેત ને રક્ત કહું, નીલ સ્યામ શુભ્ર વર્ણ ;
પંચ ભૂતના ક્રમ થકી, રંગ કહ્યા કર સ્મર્ણ. ૨૬૫

### પંચ ભૂતના દેવ.

વિધિ ક્ષિતિનો હરિવારિનો, રૂદ્ર અગ્નિનો દેવ ;
પવન દેવ ઇશ્વર સદા, સદાશીવ નભ સેવ. ૨૬૬

### પંચ ભૂતની યોની.

વાયુ યોનિ આકાશછે, તેજ યોનિ નભ વાય ;
એ ત્રણ જળની યોનિછે, ચાર પૃથ્વિની થાય. ૨૬૭

### પંચ ભૂતનો લય.

ક્ષિતિનો લય જળમાંહિં જળ, મગન અગ્નિમાં હોય ;
અનળ પ્રલય પ્રિય અનિલમાં, મારુત લય નભ જોય. ૨૬૮
ત્યાં લગિ નભ સંકલ્પ છે, જ્યાં લગિ ધ્રુનિ સુણિ જાય ;
ધ્રુનિ લય જેમાં હોય છે, તે પરબ્રહ્મ ગણાય. ૨૬૯

### પંચ જ્ઞાનેન્દ્રિય.

શ્રવણ ત્વચા ને ચક્ષુ વળિ, જિવ્હા ઘ્રાણ પ્રમાણ ;

### પંચ જ્ઞાનેન્દ્રિયના વિષય.

શબ્દ સ્પર્શ સુ રૂપ રસ, ગંધ વિષય ઉર આણ. ૨૭૦

### પંચ કર્મેન્દ્રિય.

વાક હસ્ત પદ ને ગુદા, પંચમ શિષ્ણ વિચાર ;

### પંચ કર્મેન્દ્રિયના વિષય.

વચન ગ્રહણ ને ગતિ વળી, વિસર્ગાનંદ તું ધાર. ૨૭૧

### દશ ઇન્દ્રિયના દેવ.

દિગ વળિ વાયૂ સૂર્ય કહું, વરુણ અશ્વનિકુમાર ;

## સૃષ્ટિસંહાર માર્ગ વિચાર.

પ્રથમે પૂર્વ દિશા મહીં, પેને પછિ દક્ષીણ;
પછિ પશ્ચિમ પછિ ઉત્તરે, પાછાપૂર્વ પ્રવીણ. ૪૩૪૫
એમ અનુક્રમ આવતાં, સૃષ્ટિમાર્ગ પ્રિયકાર;
તેમ પૂર્વથી ઉત્તરે, પછિ પશ્ચિમ ક્રમધાર. ૪૩૪૬
પશ્ચિમથી દક્ષિણ થઇ, પાછા પૂર્વે લેખ;
સંહાર માર્ગ જાણતા, પ્રતિષ્ઠા મયુખ પેખ. ૪૩૪૭

## અષ્ટસૂત્ર વિચાર.

પ્રથમ દ્રષ્ટિ સૂત્રજ અને, દ્વિતિય કાંબિ ગજ સાર;
તૃતિય મુંજની દોરિને, સૂત્રદોરિ સહ ચાર. ૪૩૪૮
પંચમ ગણ અવલંબ વળિ, છઠ્ઠે સાંધણિ ધાર;
કાટખુણા સહ સપ્તને, વિલેખ્ય અષ્ટ પ્રકાર. ૪૩૪૯

## વાસ્તુશાસ્ત્રે દેવતાનામ.

શિખિન[1] પર્જન્ય[2] જયંતને[3], કુલિશાયુધ[4] શુભલેખ;
સૂર્ય[5] સત્ય[6] ને વળિ કહું, ભૃશ[7] આકાશજ[8] પેખ. ૪૩૫૦
વાયુ[9] પૂપણ[10] ને વિતથ[11], ગ્રહક્ષત[12] યમ[13] ગંધર્વ[14];
ભૃંગિરાજ[15] મૃગ[16] પિતૃગણ[17], દૌવારિકાદિ[18] સર્વ. ૪૩૫૧
સુગ્રીવ[19] પુષ્પદંત[20] ને, વરુણ[21] અસુરને[22] શેષ[23];
પાપ[24] રોગ[25] અહિ[26] મુખ્યને[27], ભલ્લાટ[28] સોમ[29] એશ. ૪૩૫૨
સર્પ[30] અદિતિને[31] દીતિ[32] વળિ, અદ્ભ્યા[33] સાવિત્રીજ[34];
જયંત[35] રુદ્રસુ[36] અર્યમા[37], સવિતા આડત્રીજ[38]. ૪૩૫૩
વિવસ્વત[39] વિબુધાધિપતિ[40], મિત્રગણ[41] સુઅભિરામ;
રાજયક્ષ્મા[42] ને પૃથ્વિધર[43], આપવત્સ[44] શુભનામ. ૪૩૫૪
બ્રહ્મદેવસહુ[45] એટલા, પિસ્તાળિ દેવસાર;
ચરકી[46] વિદારિ[47] પૂતના[48], પાપ રાક્ષસિ[49] વિચાર. ૪૩૫૫
સ્કંદ[50] અર્યમાં[51] જૃંભક[52], પિલિપિચ્છજ[53] ઉચ્ચાર;
ઇંદ્ર[54] અગ્નિ[55] યમ[56] નિરૃતિને[57], વરુણ[58] વાયુ[59] સુવખાણ. ૪૩૫૬
સોમ[60] ઇશાન[61] ઇશ્વરભણે, એકસોઠજ ગણાય;
સર્વ વાસ્તુપદને વિષે, એ દેવતા ભણાય. ૪૩૫૭

### વાસ્તુ દેવ બલિ વિચાર.

શિખિને પાયશને વળી, પર્જન્યસુ ઘૃતભાત ;
જયંત પીતધ્વજ અને, કુર્મે પિષ્ટનો ખ્યાત. ૪૩૫૮
પંચરત્ન કુલિશાયુધં, પિષ્ટ વજ્ર આયુદ્ધ ;
સૂર્ય શ્યામ વસ્ત્રજ તણો, ચંદરવોજ પ્રબુદ્ધ. ૪૩૫૯
ઘૃત ગોધુમ બલિ સત્યને, ભૃશં મત્સ્ય બલિદાન ;
આકાશં તલસાંકળી, વાયુ ચોખાચરુમાન. ૪૩૬૦
પૂષણ ડાંગર ધાણિ બલિ, વિતથ બાકળા ભાત ;
ગૃહક્ષત મધને અન્ન બલિ, યમ માંસોદન ખ્યાત. ૪૩૬૧
સેવંત્રા ફુલ ભાતને, ગંધર્વનું બલિદાન ;
ભૃંગિરાજ બલિ મેશની, જિવ્હા થકિ સન્માન. ૪૩૬૨
મૃગ લીલાજવ રુચિર બલિ, લાડુ પિતૃને સાર ;
દૌવારિક પ્રિય નંદિને, અડદ વડાં સુવિચાર. ૪૩૬૩
સુગ્રિવ પુલ્લાની બલિ, પુષ્પદંત ફુલ દુગ્ધ ;
વરુણ પદ્મ કુશસ્તંબને, હિરણ્ય પિષ્ટ પ્રબુદ્ધ. ૪૩૬૪
અસુર સુરા બલિ આપવો, શેષ ઘૃતોદન પ્રમાણ ;
પાપયક્ષ્મા પકવાન્નિશજ, રોગ લાડુ ઘૃત જાણ. ૪૩૬૫
અહિર્બુધ્ન પય પુષ્પ ફળ, મુખ્ય ઘૃતોદન ગંધ ;
ભલ્લાટ સુમુદ્ગોદને, સોમ ઘૃત પય પ્રબંધ. ૪૩૬૬
સર્પ સાથુઓ પય અને, અદિતિનેજ કસાર ;
દિતિને પૂરીની બલી, આપાય ક્ષિરધાર. ૪૩૬૭
લાડુ કુશોદન તે બલી, સાવિત્રી સાક્ષાત ;
જયાય ઘૃત ચંદન બલિ, રુદ્ર સુગંધી ખ્યાત. ૪૩૬૮
મતાંતરે ગુગળ અને, કર્પુર કેરો ધૂપ ;
ગોળ પાયસ બલીકહી, પ્રિયકર રુદ્ર અનૂપ. ૪૩૬૯
અર્યમાં શર્કરા પાયસે, સવિતાપુપથી ગોળ ;
રક્ત ચંદન સુવિવસ્વત, પાયશ બલિ અમોલ. ૪૩૭૦
વિબુધાધિપ ઘૃતને વળી, હરિતાલોદન જાણ ;
ઘૃતોદનજ મિત્રાયને, પકવાન્ન રાજ્યયક્ષ્માણ. ૪૩૭૧
પૃથ્વીધરાય માસ બલિ, આપવત્સ દધિ નેક ;
બ્રહ્મદેવ જવ તિલાક્ષત, પંચગવ્ય સુવિવેક. ૪૩૭૨

દધિઘૃત ભોજન વિવિધ વળિ, ગ્રંથાંતરે પ્રમાણ;
દક્ષિણિગાય અમૃત ઘડો, સુવર્ણસહ પ્રિય જાણ. ૪૩૭૩
ચરકિમઘ ઘૃત માસ બલિ, પદ્મ કેશર વિચાર;
વિદારિમાસ રૂધિર અને. હરિદ્રા ઓદન સાર. ૪૩૭૪
પૂતના દધિ રૂધીરને, પીતવર્ણ શ્રીખંડ;
મત્સ્ય માસ મદિરાદિ બલિ, પાપરાક્ષસિ પ્રચંડ. ૪૩૭૫
સ્કંદાય રૂધિર માસને; સુરા સહિત બલિ લેખ;
અર્યમા માસસહ અસ્તિ વળિ, જૃંભકાય બલિપેખ. ૪૩૭૬
માસ રૂધિર તાજાં ગમે, પિલિપિચ્છાય પ્રકાશ;
પક્વમાસ બલિ પદ્મસહ, ગ્રંથાંતર મત ખાસ. ૪૩૭૭
રાજનગર વનવાટિકા, રાજ્યગૃહે સંપૂર્ણ;
દેશખંડ ધ્રઢ જળાશય, ત્યાં કરવૂંન અપૂર્ણ. ૪૩૭૮
સમસ્ત હર્મ્ય પ્રાસાદમાં, ચંદન પૂષ્પથિ પૂજ;
પંડિત પ્રિયજન સમજશે, ચાતુરતાની બૂજ. ૪૩૭૯
ગૃહના અગ્નિયકોણમાં, ચતુસ્રહસ્ત સુએક;
અથવા એક ગજે કરો, કુન્ડ મેખળા નેક. ૪૩૮૦
ત્રણકરિ દરેક દેવને, અષ્ટોત્તરશત ખાસ;
અથવા અષ્ઠાવિંશ તે, આહુતિ કહી પ્રકાશ. ૪૩૮૧
દૂધ દધી ઘૃત શર્કરા, કૃષ્ણતલ ત્રિહી ભાત;
વળિ જવનવીન હોમવાં, વાસ્તુહોમમાં ખ્યાત. ૪૩૮૨
દુર્વાંકૂર પલાસને, ઉદુમ્બર તણા જાણ;
પીપલાદિ સમિનાભિધ, દલપતિરામ પ્રમાણ. ૪૩૮૩
શ્રદ્ધાવાન થઈ સદા, વાસ્તુ દેવતા સેવ;
આલોકે સુખ સંપદા, આયુ કીર્તિ દે દેવ. ૪૩૮૪
એક કલ્પસુખ સ્વર્ગમાં, ભોગવતા ધીમાન;
વાસ્તુશાસ્ત્ર દલપતિ કથે, તખ્તસિંહરાજાન. ૪૩૮૫

## સહસ્રપદ વાસ્તુ દેવતા પટલં.

આડા ઊભા બત્રિશજ, કોઠા કરતાં સાર;
એક સહસ્ર ઊપર થતા, ચતુર્વિંશતિ વિચાર. ૪૩૮૬

ચતુર્વિંશતી ત્યાગતાં, બાકિ સહસ્ત્રજ ભાગ;
સહસ્ત્ર પદ વાસ્તૂ ગણે, શતપદ બ્રહ્મા થાગ. ૪૩૮૭
ચતુર દિશા બ્રહ્મા તણી, દશ દશ પદ વિથિ સાર;
અર્યમાદિ ગણ ચતુર તે, એંશિ એંશિ પદ ધાર. ૪૩૮૮
માહિં ખુણ દેવાષ્ટદર, એક્વિંશ પદ લેખ;
બાહ્ય ખુણના ચતુર દર, નવ નવ પદેજ પેખ. ૪૩૮૯
બાકિ રહ્યા સૌ દેવના, અષ્ટ અષ્ટ પદ જાણ;
બાહ્યવિથી ચાતુર દિશા, છવ્વિ છવ્વિસ વખાણ. ૪૩૯૦
ચતુર દિશા દ્વિ દ્વિ ખંડતે, ખાલિ રાખજ વિશેક;
એ રિત બાહ્યરવિથિ તણા, દ્વાદશોત્તરશત નેક. ૪૩૯૧
કોઠાની ગણુતી કહી, મુનિજન કહે પુનીત;
નગરો દેસ વસાવતાં, દુર્ગ પ્રતિષ્ઠા રિત. ૪૩૯૨
મહત પુજાને મહત વળિ, લિંગ સ્થાપના ત્યાંય;
કોટિ આહુતી હોમ વળી, મેરુ પ્રસાદનિ માંહ્ય. ૪૩૯૩

### એકસો છન્નુપદ વાસ્તુ પટલં.

બત્રિશ પદ બ્રહ્મા અને, અર્યમાદિ ગણ દેવ;
માંહ્ય પંક્તિ દર દ્વાદશો, દ્વીર દ્વિર અષ્ટ ખુણ સેવ. ૪૩૯૪
બાહ્ય અષ્ટ દર દોડ પદ, પછી અષ્ટ ત્રણ પાદ;
વળી અષ્ટ દ્વી પાદના, પછી અષ્ટ પટ્ પાદ. ૪૩૯૫
ક્ષેત્ર કુપ વાપી અને, તળાવ વન ખન્ડેજ;
પૂજ્યાથી સુખ કર સદા, નહિંતો દેવ મન્ડેજ. ૪૩૯૬

### એકસો અગનોતેર પદ વાસ્તુ પટલં.

બ્રહ્મદેવ પચ્ચિસ પદે, અર્યમાદિ વળિ ચાર;
દેવતાજપદ દશ દશી, ચાર બાહ્ય પદ ચાર. ૪૩૯૭
માંહ્ય ભદ્રના ચાર તે, પટ્ પટ્ પદ સુપ્રકાર;
બાકીના સર્વે ગણો, દ્વિપદ દેવતા સાર. ૪૩૯૮
શોધ પરિશોધ કર્યોઘણો, જ્યોતિષિયોથિ તપાસ;
ગ્રંથ પ્રમાણ નથી પુજે, જળયાન વિશેખાસ. ૪૩૯૯

ચુમ્માળિશપદ વાસ્તુ પટલં.

એકસો બ્રહ્માપદ ચોવિંશને, અર્યમાદિ ગણ ચાર ;
દેવતાજ અગિયાર પદ, અષ્ટ ખૂણ વળિ ધાર. ૪૪૦૦
દોઢ દોઢ પદના ગણો, બાકિ દેવ દ્વિપ દાન્ત ;
રથાશ્વ ગજને પાલખી, શાળા પુજ જળ યંત્ર. ૪૪૦૧

શતપદવાસ્તુ પટલં.

ષોડશપદ બ્રહ્મા અને, અર્યમાદિ ગણ દેવ ;
અષ્ટ અષ્ટ પદના ચતુર, માંહ્ય પંક્તિના સેવ. ૪૪૦૨
માંહ્ય પંક્તિના કોણના, અષ્ટ ગણો દ્વીપાદ ;
બાહ્ય કોણના અષ્ટ તે, દોડ દોડ ગણ પાદ. ૪૪૦૩
બાકીના સૌ દેવતા, એક એકપદ લેખ ;
શતપદ વાસ્તુ પ્રસાદને, કલશ મંન્ડપે પેખ. ૪૪૦૪

એકયાશી પદ વાસ્તુ પટલં.

નવ પદ બ્રહ્માના ગણે, અર્યમાદિ ગણ ચાર ;
ષટ્ષટ્ પદ દર એક વળિ, માંહ્ય ખુણના સાર. ૪૪૦૫
અષ્ટ દેવ બાવીશ પદ, બાહ્ય કોણના દેવ ;
અષ્ટ તેહ દર દોઢ પદ, બાકિ દ્વિપદ સૌ સેવ. ૪૪૦૬
સમસ્ત ભુવને પૂજતાં, સુખ વૃદ્ધિ પ્રિય ધામ ;
એકયાશી પદ વાસ્તુ તે, દલપતિ જન અભિરામ. ૪૪૦૭

ચતુઃષષ્ટિપદવાસ્તુ પટલં.

પદ ચતુર્ષ બ્રહ્મા અને, અર્યમાદિ દ્વીપાદ ;
માંહ્ય કોણના અષ્ટ તે, દોઢ દોઢ ગણપાદ. ૪૪૦૮
બાહ્ય કોણના અષ્ટ તે, અર્ધ અર્ધ પદ નેક ;
બાકીના સૌ દેવતા, દ્વિપદ દલપતિ વિશેક. ૪૪૦૯
ગ્રામે ભૂપતિ મંદિરે, વળિ નગરે પ્રિય જાણ ;
ચોસઠપદવાસ્તુ પુજો, શાંતિશેખર પ્રમાણ. ૪૪૧૦

અગ્નિ ઇન્દ્ર યમ વિષ્ણુ સહ, પ્રજાપતી તું વિચાર. ૨૭૨

### સત્તાવિસ તત્વ.

પંચ ભૂત ઇન્દ્રિય દશો, તન્માત્રા સહ વીસ ;
મન બુદ્ધિ ચિત અહંકાર મળિ, થયાં સકળ ચોવીસ. ૨૭૩
પંચે વીંશ માયા સહિત, પટ વીંશે જિવ જાણ ;
બ્રહ્મ સચ્ચિદાનંદ સહ, સપ્તવીંશ તું પ્રમાણ. ૨૭૪

### અઠ્ઠાવિસ તત્વ.

પંચ ભૂત ઇન્દ્રિય દશો, તન માત્રા મન હોય ;
પ્રકૃતિ પુરુષ મહતત્વ મળિ, અહંકાર પ્રિય સોય. ૨૭૫

### મહત્તત્વ.

સત્વ વધે જવ પ્રકૃતિમાં, બુદ્ધિ તત્વ સુખદાઇ ;
મહત્ તત્વ ત્હેને ગણે, બુદ્ધિ તત્વ પ્રતિ ભાઇ. ૨૭૬
મહત્ તત્વથી થાયછે, ત્રિગુણ અહંકૃત રૂપ ;
અહંકાર તે ત્રિવિધથી, રજ તમ સત્વ સ્વરૂપ. ૨૭૭

### પંચ વાયુ.

પ્રાણ સમાન સુવ્યાન કહ્યું, વળી ઉદાન અપાન ;

### પંચ વાયુ સ્થાન.

હૃદય નાભિ સૌ અંગમાં, કંઠ ગુદા એ સ્થાન. ૨૭૮

### પંચ સૂક્ષ્મ વાયુ.

નાગ કુર્મ ને કૃકલ વળિ, દેવ દત્ત પ્રિય વિત્ત ;
નામ ધનન્જય જાણિયે, સૂક્ષ્મ વાયુ ધર ચિત્ત. ૨૭૯

### પંચ સૂક્ષ્મ વાયુ સ્થાન.

ઓટકાર પલક ક્ષુધા, બગાસું જોભો સાર ;
સુવા સુધી તનમાં રહે, ક્રમથી પાંચ વિચાર. ૨૮૦

### એકસો ચુમ્માળિશપદ વાસ્તુ પટલં.

બ્રહ્મપદ ચોવિંશને, અર્યમાદિ ગણ ચાર;
દેવતાજ અગિયાર પદ, અષ્ટ ખૂણ વળિ ધાર. ૪૮૦૦
દોઢ દોઢ પદના ગણો, બાકિ દેવ દ્વિપ દાન્ત;
રથાશ્વ ગજને પાલખી, શાળા પુજ જળ યંત્ર. ૪૮૦૧

### શતપદવાસ્તુ પટલં.

ષોડશપદ બ્રહ્મા અને, અર્યમાદિ ગણ દેવ;
અષ્ટ અષ્ટ પદના ચતુર, માંહ્ય પંક્તિના સેવ. ૪૮૦૨
માંહ્ય પંક્તિના કોણના, અષ્ટ ગણો દ્વીપાદ;
બાહ્ય કોણના અષ્ટ તે, દોઢ દોઢ ગણ પાદ. ૪૮૦૩
બાકીના સૌ દેવતા, એક એકપદ લેખ;
શતપદ વાસ્તુ પ્રસાદને, કલશ મંડપે પેખ. ૪૮૦૪

### એકયાશી પદ વાસ્તુ પટલં.

નવ પદ બ્રહ્માના ગણો, અર્યમાદિ ગણ ચાર;
ષટ્ ષટ્ પદ દર એક વળિ, માંહ્ય ખુણના સાર. ૪૮૦૫
અષ્ટ દેવ બાવીશ પદ, બાહ્ય કોણના દેવ;
અષ્ટ તેહ દર દોઢ પદ, બાકિ દ્વિપદ સૌ સેવ. ૪૮૦૬
સમસ્ત ભુવને પૂજતાં, સુખ વૃદ્ધિ પ્રિય ધામ;
એકયાશી પદ વાસ્તુ તે, દલપતિ જન અભિરામ. ૪૮૦૭

### ચતુઃષષ્ટિપદવાસ્તુ પટલં.

પદ ચતુર બ્રહ્મા અને, અર્યમાદિ દ્વીપાદ;
માંહ્ય કોણના અષ્ટ તે, દોઢ દોઢ ગણપાદ. ૪૮૦૮
બાહ્ય કોણના અષ્ટ તે, અર્ધ અર્ધ પદ તેહ;
બાકીના સૌ દેવતા, દ્વિપદ દલપતિ વિશેક. ૪૮૦૯
ગ્રામે ભૂપતિ મંદિરે, વળિ નગરે પ્રિય જાણ;
ચોસઠપદવાસ્તુ પુજો, શાંતિશેખર પ્રમાણ. ૪૮૧૦

જવાહિરાદિ નંગો જડિત, તે પણ જાણો નેક;
શીલ્પશાસ્ત્ર અર્ણવ થકી, મુખ્ય કથ્યો સુવિવેક. ૪૪૨૪
રાજ્ય સાહ્યતાથી રચ્યો, શોધન બોધન ગ્રંથ;
વાંચી સાર વિચારશે, સુજન ગ્રહી શુભ પંથ. ૪૪૨૫
ગુરૂવરશ્રીમહાદેવની, છબી છબીલારામ;
ઉભય કૃપાથી આ રચ્યો, સકલશાસ્ત્ર શુભ નામ. ૪૪૨૬
શકવંત કુલોદ્ભવ રવી, જગ જાહેર સુરેશ;
તખ્તસિંહમહારાજ પ્રિય, પ્રસન કરણ ઉદ્દેશ. ૪૪૨૭
કુલ મંડિત પંડિત મણી, માજી દક્ષ દિવાન;
શ્રીશામલ ગુણ નિધિ વચન, સફળ થવે સન્માન. ૪૪૨૮
શાસ્ત્ર વાત સમજાવિ સુગમ, પણ કથવી મુશ્કેલ;
ગુર્જરિ ભાષા કાવ્યમાં, શાસ્ત્રયુક્તિ રચિ રહેલ. ૪૪૨૯
માન નથી પ્રિય મૂજને, પર્માર્થે ગુણ ગાન;
સમાપ્ત ગ્રંથ થવે વધો, મહારાજાસન્માન. ૪૪૩૦
સકલશાસ્ત્ર વેત્તા સુજન, રચ્યો ગ્રંથધરિ પ્રીત;
ક્ષમા કરો ચુક્યો કદી, દલપતિ જો રસ રીત. ૪૪૩૧
નર્મદ તટ અતિ ભવ્ય છબિ, જ્યાં કવિપુર શુભ ધામ;
કર્તા હર્તા નર્મદા, મિથ્યા કવિનૂં નામ. ૪૪૩૨

## ॥ चतुरयुग धर्मव्यवस्था दर्षक. ॥

### ચતુરયુગ નામ.

દોહરા.

અનુક્રમે યુગ ચતુરછે, કૃત ત્રેતા બે લેખ;
દ્વાપર ત્રીજો કલિ ચતુર, ચોકડિ દલપતિ પેખ. ૪૪૩૩

### પ્રત્યેકયુગે લિંગપૂજા.

કૃતમા શ્રીઅમરેપછે, ત્રેતામાં કેદાર;
કાશિવિશ્વેશ્વર દ્વાપરે, ત્ર્યંબક કલિ સુવિચાર. ૪૪૩૪

### પ્રત્યેકયુગે તીર્થ.

કૃતમાં પુષ્કર તીર્થછે, ત્રેતા વસુધારાજ ;
દ્વાપરમાં ભાગીરથી, કલિ પ્રયાગ સુખસાજ. ૪૪૩૫

### પ્રત્યેકયુગે ક્ષેત્ર.

ક્ષેત્ર મરૂહત કૃતયુગે, ત્રેતા બદ્રીનાથ ;
કુરૂક્ષેત્ર દ્વાપર વિષે, કલિ કાશિવિશ્વનાથ. ૪૪૩૬

### પ્રત્યેકયુગે પીઠ.

જાલંધર પિઠ કૃતયુગે, ત્રેતામાં કૌમારિ ;
દ્વાપરમાં જ્વાલામુખી, કલિ માયા હરિદ્વારિ. ૪૪૩૭

### પ્રત્યેકયુગે અરણ્ય.

કૃતયુગ નિમિષારણ્યને, ત્રેતા બદ્રિકારણ્ય ;
પુણ્યારણ્ય સુદ્વાપરે, કલી દંડકારણ્ય. ૪૪૩૮

### પ્રત્યેકયુગે કવિ.

કૃતયુગમાં કવિ શુક્રને, ત્રેતા વાલ્મિક સાર ;
દ્વાપર વ્યાસ કલી મહીં, કાલિદાસ ઉરધાર. ૪૪૩૯

### પ્રત્યેકયુગે ધનુષધારિ.

કૃતમાં પિનાકપાણિ જો, ત્રેતામાં શ્રીરામ ;
દ્વાપરમાં અર્જૂન અને, કલિ કલ્કી અભિરામ. ૪૪૪૦

### પ્રત્યેકયુગે સ્ત્રી.

સ્ત્રી કામાક્ષી કૃતયુગે, ત્રેતા જનક કુમારિ ;
દ્વાપરમાં દ્રૌપદિ પ્રકટ, કલી અહલ્યા નારિ. ૪૪૪૧

### પ્રત્યેકયુગે કીર્તીમાન રાજા.

પૃથૂ દૈત્ય કૃતમાં વિજયિ, રામચંદ્ર યાતૂપ ;
ત્રેતાને દ્વાપર મહીં, યુધિષ્ઠિરાદિ અનૂપ. ૪૪૪૨

યવન ગણાતા દ્વાપરે, કલિ વિક્રમાદિ જૂજ;
વૈસ્ય શુદ્રને યવન વળિ, મ્લેચ્છાદિક સ્ત્રી બુજ. ૪૪૪૩

### પ્રત્યેકયુગે દુર્ગ વા કિલ્લા.

રંગનાથ કૃતયુગ મહીં, ત્રેતા લંકા ખ્યાત;
દ્વાપરમાં હસ્તિનામતી, કલિ પ્રયાગ શુભવાત. ૪૪૪૪

### પ્રત્યેકયુગે યુદ્ધ.

અસ્ત્રમંત્ર ધનુથી કૃતે, ત્રેતા શસ્ત્રમંત્રાસ્ત્ર.;
દ્વાપરમાં ભારત પ્રકટ, શસ્ત્રસકળ મંત્રાસ્ત્ર. ૪૪૪૫
કલિમાં એકાએકિજે, નાશ કરંતા યંત્ર;
છેતરપિંડી વા દગે, ગયાં શસ્ત્રાસ્ત્ર સુમંત્ર. ૪૪૪૬

### પ્રત્યેકયુગે યાગ.

નરગે અશ્વમેધાદિકૃત, ત્રેતામાં પણ તેમ;
દ્વાપરમાંહ્ય થયા ઘણા, કલિ વર્જિત શુભનેમ. ૪૪૪૭
પરંતુ સોમાદિક યતન કરતા કોઇ પ્રયાશ;
દલપતિરામ કથે ગુણી, આખર કલિમાં નાશ. ૪૪૪૮

### પ્રત્યેકયુગે ગ્રંથપઠણ.

વેદ શ્રુતિ સ્મૃતિ શાસ્ત્રકૃત, ત્રેતામાં પણ તેમ;
દ્વાપરમાં પણ ન્યુન નથી, પુરાણાદિકૃતિ ક્ષેમ. ૪૪૪૯
વેદ શ્રુતિ સ્મૃતિ કલિયુગે, થોડોછે અભ્યાસ;
શાસ્ત્ર પુરાણાદિક ભણે, અધિક વિજયિ ઇતિહાસ. ૪૪૫૦

### પ્રત્યેકયુગે વર્ણવિભાગ.

કૃતમાં વર્ણ ચતૂરછે, ત્રેતામાં થે અષ્ટ;
દ્વાપરમાં દ્વાદશ પ્રકટ, કલિ અષ્ટાદશ સ્પષ્ટ. ૪૪૫૧

### પ્રત્યેકયુગે બ્રહ્માચરણ.

કેવળ બ્રહ્મનિષ્ટાજ કૃત, ત્રેતા ઉપાસના તેમ;
કર્મનિષ્ટા દ્વાપર મહીં, મિશ્રાચરણ કલિ નેમ. ૪૪૫૨

## પ્રત્યેકયુગે બ્રહ્મપ્રતિગ્રહ.

કૃતયુગ પ્રતિગ્રહ વર્જને, ત્રેતા આમંત્રીત;
દ્વાપર દાતાગૃહ જતા, કલિ સેવા સુપ્રતિત. ૪૪૫૩

## પ્રત્યેકયુગે દાન.

રત્ન સુવર્ણ કન્યાકૃતે, ત્રેતા પૃથ્વિ અધીક;
અધિક દ્વાપરે રૂપ્યગો, રૂપ્ય તામ્રકલિ ઠીક. ૪૪૫૪

## પ્રત્યેકયુગે ક્ષત્રિય આચરણ.

કૃત ક્ષત્રિય નિષ્કપટને, ત્રેતા પાદ કપટીજ;
દ્વાપર અર્ધકાપટ્ય કલિ, પૂર્ણ કપટ પ્રમાદીજ. ૪૪૫૫

## પ્રત્યેકયુગે વૈશ્ય શુદ્ર આચરણ.

એક પાદ અસત્યકૃત, ત્રેતા દ્વિપદ અસત્ય;
દ્વાપર પાદત્રય અસત્ય, ચતુષ્પાદ કલિ મત્ય. ૪૪૫૬
શ્રદ્ધાસેવા કૃતયુગે, ત્રેતા કિંચિત ન્યુન;
દ્વાપર અર્ધ શ્રદ્ધાકલી, અશ્રદ્ધા સેવિ પ્રસૂન. ૪૪૫૭

## પ્રત્યેકયુગે સ્ત્રી આચરણ.

ઇંગિતજ્ઞતા કૃતયુગે, આચરણજ્ઞ ત્રેતાજ;
ગણિ વચનજ્ઞતા દ્વાપરે, વ્યભિચારી કલિરાજ. ૪૪૫૮

## પ્રત્યેકયુગે કન્યાદાન.

કૃતકન્યા સાલંકૃતે, ત્રેતા નિયમથિ જાણ;
દ્વાપર અષ્ટ પ્રકારથી, કલિવિક્રય ઉચ્ચાણ. ૪૪૫૯

## પ્રત્યેકયુગે ભાષણ.

કૃત તત્વજ્ઞ વિરાજતા, ત્રેતામાં ધર્મજ્ઞ;
દ્વાપરમાં નિતિજ્ઞને, કલિમાં કહાવે અજ્ઞ. ૪૪૬૦
કૃત પ્રવૃત્તિ સમાધાનપ્રિય, ત્રેતાકિંચિત અસત્ય;
ક્વચિત સત્ય દ્વાપર કપટ, દ્વેષ અસત્ય કલિમત્ય. ૪૪૬૧

### પ્રત્યેકયુગે આયુષ્ય.

કૃતયુગ આયુષ્ય લક્ષને, દશસહસ્ર ત્રેતાજ;
દ્વાપર આયુ સહસ્ર કલિ, શતાયુ ક્વચિત થતાજ. ૪૪૬૨

### પ્રત્યેકયુગે પ્રાણ.

મનુષ્ય પ્રાણ કૃત અસ્તિગત, ત્રેતા માસગત જાણ;
દ્વાપર પ્રાણ સુરક્તમય, કલિસુ અન્નમય પ્રાણ. ૪૪૬૩

### પ્રત્યેકયુગે મર્ણ.

જ્ઞાનપૂર્વક કૃતમા મરણ, યોગપૂર્વક ત્રેતાજ;
સ્મર્ણપૂર્વક દ્વાપર અને, મમતામાં કલિરાજ. ૪૪૬૪

### પ્રત્યેકયુગે પુણ્યવસા.

પુણ્ય વસાકૃત વીંશછે, ત્રેતા પંદર સાર;
દ્વાપરદશ કલિપાંચ જો, પુણ્યવસા સુપ્રકાર. ૪૪૬૫

### પ્રત્યેકયુગે પાપ વસા.

પાપ વસા કૃતમાં નહીં, ત્રેતામાં ગણપાંચ;
દ્વાપર પાપ વસાજદશ, કલિ પંદર જોખાંચ. ૪૪૬૬

### પ્રત્યેકયુગે ધર્મના ચરણ.

ધર્મપાદ કૃતમાં ચતુર, ત્રેતામાં ત્રણલેખ;
દ્વીપદ દ્વાપરમાં પ્રકટ, એક પંગુ કલિપેખ. ૪૪૬૭

### પ્રત્યેકયુગે પાત્ર.

પાત્ર સુવર્ણમય કૃતયુગે, ત્રેતા રૂપ્ય સુવર્ણ;
તામ્ર સુવર્ણ રૂપ્યદ્વાપરે, તામ્ર માટિ કલિશર્ણ. ૪૪૬૮

### પ્રત્યેકયુગે નાણૂં.

રત્ન સુવર્ણ નાણૂંકૃતે, ત્રેતારૂપ્ય સુવર્ણ;
ક્વચિત રત્ન પણ રાજતાં, દ્વાપરનાકર સ્મરણ. ૪૪૬૯
તામ્ર રૂપ્ય સોના તણાં, કલિના કહૂંપકર્ણ;
તામ્ર રૂપ્યને ચર્મના, ક્વચિતજ કોરિ સુવર્ણ. ૪૪૭૦

### પ્રત્યેકયુગે દીપ.

કૃતયુગ કર્પુર દીપછે, ત્રેતાઘૃત કર્પૂર ;
ઘૃત તૈલાદિક દ્વાપરે, કળી ક્વચિત કર્પૂર. ૪૪૭૧
ઘૃત તૈલાદિ કૃત્રિમ કલા, યુક્ત અધમ કલિદીપ ;
દલપતિરામ વિચારશે, ચતુરસુ ધર્માધીપ. ૪૪૭૨

### પ્રત્યેકયુગે પૃથ્વી.

કૃતયુગ પૃથ્વી પુણ્યમય, ત્રેતા કિંચિત ન્યૂન ;
દ્વાપરમાંહ્ય સમાનછે, કલિજો પાપ પ્રસૂન. ૪૪૭૩

### પ્રત્યેકયુગે ધાન્યવૃક્ષાદી વર્ષમાં કેટલીવારફળે.

ધાન્ય વૃક્ષ કૃત યુગફળે, વર્ષે એકવિવાર ;
ત્રેતામાં ફળદશવરા, દ્વાપર સપ્ત વિચાર. ૪૪૭૪
કલિ નિઃસાર પૃથ્વીથતાં, ફળે એક બેવાર ;
ક્વચિત વર્ષમાં પાકત્રણ, ખરિફ રવિ હરિ વિચાર. ૪૪૭૫
ધર્મ વ્યવસ્થા ચતુરયુગ, કવિતારૂપ કૃપાળ ;
પૂર્વગ્રંથ આધારપટ, રચ્યો મહિપતિ રસાળ. ૪૪૭૬
ગુર્જર ભાષા ધર્મને, શાસ્ત્ર માંહ્ય વખણાય ;
એ ઉદ્દેશ વિચારતા, રાજા પ્રજા જણાય. ૪૪૭૭
મહારાજા ગોહેલશ્રી, તખ્તસિંહ અભિધાન ;
ભાવનગર ભડ ગર્જતા, દાન માન સન્માન. ૪૪૭૮
ગ્રંથ સમાપ્ત થયોગુણી, રાજ લોક પ્રિયસાર ;
ધર્માર્થકામ મોક્ષદા, દલપતિ જયજયકાર. ૪૪૭૯

---

**સકલશાસ્ત્રનિરૂપણની**
**પ્રથમાવૃતી**
**સમાપ્ત.**

# પુરિપત્ર.

---

આ ગ્રંથની કિમ્મત પ્રથમ જાહેર ખબરમાં ચાર રૂપૈયા રાખી હતી પરંતુ ગ્રંથ લંબાણ થવાથી છેવટે રૂપૈયા પાંચ રાખીછે.

આ ગ્રંથો ક્યાં ક્યાં અને કહોની પાસે મળશે તે નિચે પ્રમાણે:—

**ભાવનગરમાં.**—રાજમાન રાજ્યશ્રી ઘેલાભાઇ મંચ્છારામ આચાર્ય પાસેથી રોકડી કિમ્મતે મળશે, ઠેકાણું મામાના કોઠા પાસે પટેલ ધના અમરશીના ડેલામાં.

**ભરૂચ.**—મારા ઘર આગળથી રોકડી કિમ્મતે મળશે, ઠેકાણું બહાદુર બુરજ: અથવા નવા દેરા આગળ બુકસેલર છોટાલાલ પાસેથી મળશે.

**સુરત.**—રાજમાન રાજ્યશ્રી અંબારામ દુર્લભરામ કોલેરા ફીસરના દાક્તર પાસેથી રોકડી કિમ્મતે મળશે, ઠેકાણું ખપાટીયા ચકલાની પાસે.

**અમદાવાદ.**—રાવસાહેબ ગણપતિરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ પાસેથી રોકડી કિમ્મતે મળશે.

**વઢવાણ.**—વકીલ દામોદરદાસ ભગવાનદાસ પાસેથી રોકડી કિમ્મતે મળશે, ઠેકાણું લખતર દરબારના ઉતારાની સામા અથવા સ્ટેશનપર રાજમાન રાજ્યશ્રી છોટાલાલ વ્રજભુખણદાસ પાસેથી રોકડી કિમ્મતે મળશે.

**વડોદરા.**—મહારાજશ્રી નૃસિંહાચાર્યના કારભારી રાજમાન રાજ્યશ્રી ત્રિકમલાલ અચરતલાલ ભૂતડીને ઝાંપે અથવા માસ્તર છોટાલાલ પાસેથી રોકડી કિમ્મતે મળશે.

જામનગર.—રાજમાન 'રાજ્યશ્રી' બાળકૃષ્ણ નિર્ભયરામ પુરાણી, હાઈસ્કૂલ એસિસ્ટન્ટ માસ્તર પાસેથી રોકડી કિમ્મતે મળશે.

મુંબઈ.—કવિરાજ સવિતાનારાયણ ગણપતિનારાયણ પાસેથી રોકડી કિમ્મતે મળશે ઠેકાણું કોટમાં જીવરાજ બાલુની દુકાન પાસેથી.

રાજકોટ.—રાજમાન રાજ્યશ્રી માણેકલાલ જગજીવનદાસ રાજકુમાર કાલેજના ફર્સ્ટ એસિસ્ટન્ટ માસ્તર પાસેથી રોકડી કિમ્મતે મળશે ઠેકાણું કેમ્પ નાગર વાડામાં.

ગોંડળ.—રાજમાન રાજ્યશ્રી હરિકૃષ્ણ લાલશંકર ગોંડળ દરબારના પ્રાઈવેટ સેક્રેટરી સાહેબ પાસેથી રોકડી કિમ્મતે મળશે.

| | કિમ્મત. |
|---|---|
| દલપત દુર્લભ કૃત ભાગ પ્હેલો થોડીછે. | રૂ ૨–૮–૦ |
| દ. દુ. કૃત ગીત ગરબાવળી ........... | રૂ ૦–૯–૦ |
| ગુર્જરોત્કર્ષ કાવ્ય ........................ | રૂ ૧–૦–૦ |
| ભાષાભૂષણ ........................ | રૂ ૧–૪–૦ |
| પ્રેમાનંદ કૃત મૃદાલસાખ્યાન ........... | રૂ ૦–૧૨–૦ |
| હોળીપર્વ ................................ | રૂ ૦–૨–૦ |

સુરતના કવિ દલપતિરામ દુર્લભરામ યાજ્ઞિક,
પ્રથમ ભરૂચ હાઈસ્કૂલના અને હાલ ભરૂચ વરનાક્યુલર કવિતા શિક્ષક.






## પંચ કોષ.

દેહ સ્થૂળ સુઅન્ન મય, પ્રાણ પ્રાણમય જાણ;
પાંચે કર્મેન્દ્રિય મન, મનોમય કોષ પ્રમાણ. ૨૮૧
જ્ઞાનેન્દ્રિય ને બુદ્ધિ મળિ, તે વિજ્ઞાન સુજોય;
હેતુ અવિદ્યા જેહનો, તે આનંદજ સોય. ૨૮૨

## પંચ અવિદ્યા પ્રકાર.

જાણ અવિદ્યા પંચવિધિ, કહું પ્રકટ વિસ્તાર;
આત્મા દેહ ગણે અશુચિ, પ્રથમ અવિદ્યા સાર. ૨૮૩
ઇચ્છા ઇક્ષિત વસ્તુને, રાગ કહે તે જાણ;
આત્મ બુદ્ધિની એકતા, તે અસ્મિતા પ્રમાણ. ૨૮૪
તેમાં કર્ત્તા વિઘ્ન જે, તેપર દ્વેષ વખાણ;
ત્રાસ મૃત્યુનો આકરો, અભિનિવેષ ઉર આણ. ૨૮૫
કરે યત્ન વળિ પ્રાપ્તિનો, કહે પન્ડિતો કોઇ;
યોગ શાસ્ત્ર આધારથી, એ વિધિ પ્હાંચે જોઇ. ૨૮૬

## પંચ પ્રકાર જીવ.

મુક્ત મુમુક્ષૂ સાધકી, બદ્ધ પામર તું પેખ;
પાંચ ભાંતિના જીવએ, મુનિજન કહે સુલેખ. ૨૮૭

## પંચ દેવ.

ગણપતિ ગૌરી ભાનુ હરિ, હર મળિ પ્હાંચે દેવ;
અધિક ન્યુન ગણતો રખે, પાંચ એક ગણિ સેવ. ૨૮૮

## પંચ દેવની પ્રદક્ષિણા.

એક ગૌરિ ત્રણ ગણપતી, સપ્ત સૂર્યને સાર;
ચાર હરિ હર અર્ધ પ્રિય, પ્રદક્ષિણા તું વિચાર. ૨૮૯

## સર્વ દેવ પંચાંગ.

પ્રથમ પટલ પદ્ધતિ ગણે, નામ સહસ્ત્ર વખાણ;
સ્તોત્ર કવચ ને હૃદય તે, છે પંચાંગ સુજાણ. ૨૯૦

### પંચ વિષ્ણુના આયુદ્ધ.

ચક્રસુદર્શન વજ્રછે, શંખ પંચજન્ય માન ;
કૌમોદકી ગદા ગણો, નંદક ખડ્ગ વિધાન. ૨૯૧
ધનુષ નામ સારંગ છે, આયુદ્ધ હરિનાં સાર ;
ચતુર હસ્તમાં ચળકતાં, ધનુષ સ્કંધ પ્રિયકાર. ૨૯૨

### પંચ દ્રાવિડ બ્રાહ્મણ.

ગુજરાતી મહારાષ્ટ વળિ, કરણાટકિ તૈલંગ ;
દ્રાવિડ સહ દ્રાવિડ ગણે, પાંચ વર્ગ પ્રિય સંગ. ૨૯૩

### પંચ ગૌડ બ્રાહ્મણ.

કહાન કુબ્જ ને ગૌડવળિ, ઉત્કલ મૈથિલ માન ;
સારસ્વત મળિ પાંચ એ, ગૌડબ્રાહ્મણ વિધાન. ૨૯૪

### પંચ ગવ્ય.

ગોમલ મૂત્ર ઘૃત દૂધ દધિ, પંચ ગવ્ય લે માનિ ;

### પંચામૃત.

પંચામૃત મધુ શરકરા, ગોમલ સુત્રનિ હાનિ. ૨૯૫

### પંચ પાન્ડવ.

નૃપતિ સુધિષ્ઠિર ભીમ ભડ, અર્જુન કુન્તી સૂત ;
નકુળ અને સહદેવ તે, માદ્રી પુત્ર સપૂત. ૨૯૬

### પંચ ગંગા.

ધુવપાપા કિર્ણા યમુન, ગંગ સરસ્વતિ માન ;
પંચ ઘાટ ગંગા તણા, નિત્ય કરો શુભ સ્નાન. ૨૯૭

### પંચ ક્ષેત્ર.

નિમિષારણ્ય મિશ્રિક ગયા, હરદ્વાર કુરુ ક્ષેત્ર ;
તિર્થરાજન પ્રયાગ શુભ, સંગમ સુરસરિ નેત્ર. ૨૯૮

### પંચ યજ્ઞ.

અગ્નિ દેવ ને પિતૃ વળિ, અતિથ ભૂતમય જાણ;
પંચ યજ્ઞ પ્રતિદિન કરે, હોય સકળ કલ્યાણ. ૨૯૯

### પંચ દાન.

ધર્મ ભીતિ આનન્દમાં, યશ સ્નેહ પ્રિય જાણ;
પંચ દાન સુપ્રવાહના, કોવિદ કરે વખાણ, ૩૦૦

### પંચ મદન શર.

વશીકરણ મોહન અને, આકર્ષણ ઉર આણ;
ઉચ્ચાટન મારણ સમજ, પંચ બાણ પ્રિય જાણ. ૩૦૧
કરેણ કેતકિ કેવડો, કદંબ આંબા મોર;
એહ પંચ શર કામના, કામી કાળજ કોર. ૩૦૨

### પંચ શબ્દ વાજિન્ત્ર.

તન્ત્રી તાલ સુ ઝાંઝ વળિ, જાણ નગારૂં ચાર;
પંચમ શરણાઇ ફૂંકથી, વાજિન્ત્રના પ્રકાર. ૩૦૩

### પંચ ચંચળ વસ્તુ.

લક્ષ્મી યૌવન નાયિકા, કાળ ચલણ ખળ હેતુ;
એહ પંચ ચંચળ સદા, યથા પવન વશ કેતુ. ૩૦૪

### પંચ શોભા.

શશિથી નિશિ શર કમળથી, સૈન્યથિ રાજ પ્રશંસ;
દિનકરથી દિન શોભતો, તેમ સપુતથી વંશ. ૩૦૫

### વિના પાંચ વાસ વર્જનીય.

ભય લજ્જા ને ચતુરતા, દાન ભેટ શુભ રીત;
એહ પંચ જ્યાં હોય નહિં, ત્યાં ઠરવું ન ખચીત. ૩૦૬

### વિના પાંચ દેશ વર્જનીય.

શ્રોત્રિય દ્વિજ રાજા નદી, વૈદ્ય ધની વ્યાપારિ ;
હોય ન સુખકર પાંચ એ, તજો દેશ સુવિચારિ. ૩૦૭

### પંચ વિશ્વાસ વર્જનીય.

સર્પ બિલાડી ભગિનિ સુત, પુત્ર સહિત જે વામ ;
પંચમ જમાઇ જાણવો, અવિશ્વાસ ના ધામ. ૩૦૮
સરિતા પશુનખ શૃંગ સહ, શસ્ત્રપાણિ નૃપ નારિ ;
એહ તણો વિશ્વાસ નહિં, કોવિદ કહે પુકારિ. ૩૦૯

### પંચ ત્યજનીય.

વાંઝ નારિ સુત ખળ ગુણી, કૃપણ ભૂપ શઠ દેશ ;
મિત્ર પ્રપંચી પાંચ એ, ત્યાગે મિટતો ક્લેશ. ૩૧૦

### પંચ ચાતુર્ય મૂળ.

દેશાટણ પન્ડીત પ્રિત, વેશ્યા રાજ મિલાપ ;
અધિક શાસ્ત્ર અવલોકવાં, ચાતુરિ પાંચ પ્રતાપ. ૩૧૧

### પંચ કન્યા.

શ્રી કુન્તી ને દ્રૌપદી, વળી અહલ્યા પેખ ;
તારા મન્દોદરિ સહિત, પંચ કન્યકા લેખ. ૩૧૨

### પંચ અંગુળી.

અંગુષ્ઠ ને તર્જની, વળી મધ્યમાં હોય ;
અનામિકા સુકનિષ્ઠિકા, પંચ અંગુળી સોય. ૩૧૩

### પંચ દોષ.

ઘન્ટી સાવરણી ચુલો, જોડા જળ રેહાણ ;
પંચ દોષ ગૃહના મિટે, વૈશ્વ દેવથી જાણ. ૩૧૪

### પંચ પુરાણ લક્ષણ.

સર્ગ અને પ્રતિસર્ગ વળિ, મનવન્તર ને વંશ ;
વંશ ચરિત્ર સહ પાંચએ, લક્ષ પુરાણ પ્રશંસ. ૩૧૫

### તિથિ પત્ર પંચાંગ.

તિથિ વળિ વાર નક્ષત્ર ને, યોગ કર્ણ મળિ પાંચ :
પ્રાત ઉઠી નર જે સ્મરે, નડે ન કાળનિ આંચ. ૩૧૬

### પંચ દેવ વૃક્ષ.

હરિચંદન સન્તાન વળિ, કલ્પવૃક્ષ મન્દાર ;
પારિજાત એ દેવ તરુ, સુખદાયક સંસાર. ૩૧૭

### વૃક્ષ પંચાંગ.

મૂળ ત્વચા ને પત્ર વળિ, પુષ્પ પછી ફળ જોય ;
પંચ અંગ એ વૃક્ષના, જાણે છે સૌ કોય. ૩૧૮

### પંચ પલ્લવ.

અશ્વથ્થ ઉદુમ્બર અને, વટ અશોક ઉર આણ ;
પંચમ આમ્ર અવસ્ય એ, યજ્ઞ કાર્યમાં જાણ. ૩૧૯

### પંચ રત્ન પાઠ.

ગીતા નામ સહસ્ર વળિ, અનુસ્મૃતી સ્તવરાજ ;
ગજેન્દ્રમોક્ષ સુ પંચ એ, વૈષ્ણવનાં સુખ સાજ. ૩૨૦

### પંચ રત્ન.

મૌક્તિ પિરોજા નીલમણિ, વિદ્રુમ વજ્ર વખાણ ;
પંચ રત્ન કંચન સહિત, સંગ્રહ કરો સુજાણ. ૩૨૧

### પંચ સંસાર રત્ન.

પ્રભુ વિવેક યુત શીલ ત્રિય, અશ્વ સહે રણ આંચ ;
દાતા ધની વિરાગ યુત, પન્ડિત રત્ન સુ પાંચ. ૩૨૨

### પંચ લજ્જા વર્જનીય.

ધન ને ધાન્ય પ્રયોગ કે, વિદ્યાગમમાં જોય ;
અહાર વળિ વ્યવહારમાં, તજ લજ્જા સુખ હોય. ૩૨૩

### પંચ ગર્ભ રચિત.

આયુ કર્મ વિદ્યા વિભૂ, મર્ણ પદારથ પાંચ ;
ગર્ભમાંહિં વિધિએ રચે, મનુષ્ય ને પ્રિય સાંચ. ૩૨૪

### વિવાહમાં પાંચની ચાહના.

રૂપ દંપતી માત ધન, પિતા નામ વિખ્યાત ;
ઉત્તમ કુળ બાન્ધવ ચહે, ઇચ્છે ભોજન ન્નાત. ૩૨૫

### પંચ જીવન્મૃત.

પરાધીન નિત પંથિ જડ, દારિદ્રી ને રોગિ ;
જીવન્મૃત એ પાંચ છે, કહે સુ કવિ મુનિ યોગિ. ૩૨૬

### પંચ ગૌરવ.

વિદ્યા વપુ વાચા વિભૂ, વસ્ત્ર સુપંચ વકાર ;
મળેન પૂરવ પુણ્ય વણુ, નર ગૌરવ અધિકાર. ૩૨૭

### પંચ કલિ વર્જિત કાર્ય.

અગ્નિહોત્ર સન્યાસ નહિં, આમિષ પિન્ડે શ્રાદ્ધ ;
યજ્ઞે ગો નર દિયર સુત, કરો ન કળિમાં બાધ. ૩૨૮

### પંચ મકાર શાકતના.

મદ્ય માસ ને મીન વળી, મુદ્રા મૈથુન જાણુ ;
પંચ મકાર પ્રચાર એ, શક્તિ ભક્તના પ્રાણુ. ૩૨૯

### મદ્ય.

વામ નાડિ ઈડા કહૂં, ચંદ્રસ્થાન સુવિચાર ;
અમૃત ત્યાંથી જે ગળે, તેજ મદ્ય નિર્ધાર. ૩૩૦

### માસ.

કામ ક્રોધ મદ લોભ એ, વર્ગ પશુનો સાર ;
એ મારી ભોજન કરે, તેજ માસ પ્રિય ધાર. ૩૩૧

**મુદ્રા.**

ખેચરિ આદિક યોગનાં, કહી ગ્રંથમાં જેહ ;
બ્રહ્મદ્વાર પાટન પટૂ, જાણો મુદ્રા તેહ. ૩૩૨

**મીન.**

માયા સાગર સલિલમાં, અહંકાર તે મીન ;

**મૈથુન.**

કુન્ડલિ સહ શિવ યોગ તે, મૈથુન પંચમ ચીન. ૩૩૩

**પંચ રંગ.**

અરુણ હરિત પિત સિત અસિત, પાંચ રંગ એ સાર ;
એ થકિ અનંત ભાસતા, પંચ મુખ્ય પ્રિયકાર. ૩૩૪

**પંચ કાવ્ય.**

કાવ્ય માઘ રઘુ વંશ વળિ, કિરાત અને કુમાર ;
નૈષદાદિ મળિ પંચ એ, કાવ્ય સુઘડ સંસાર. ૩૩૫

**પંચ કમલ જાતિ.**

રક્ત નીલ પિત પૂંડરિક, અસિત ઇન્દિવર નામ ;
પંચ જાતિ એ કમળની, મન મોહન અભિરામ. ૩૩૬

**પંચ માતા પિતા.**

જન્મદ ગુરુ સંસ્કાર કૃત, અન્નદાત ભય ત્રાત ;
સ્વસુર જનનિ પિતુ દંપતિ, માત તાત વિખ્યાત. ૩૩૭

**વિના ભણ્યે પ્રલાપ વર્જનીય.**

પ્રાયશ્ચિત્ત વૈધક શકુન, જોતિષ નિત્ય વખાણુ ;
વિના ભણ્યે બકતા વૃથા, તેહને મૂરખ જાણુ. ૩૩૮

**પંચ સ્નાન વિધિ.**

જળસ્નાન વારુણ વરુણ, આગનેય સવિભૂત ;
ગોધૂલી વાયવ્ય જળ, સિંચ મન્ત્રથિ સપૂત. ૩૩૯

# ॥ आशीर्वादात्मक राज्य प्रशंसा ॥

## હિંદિભાષામાં.

### કુંડળિયા છંદ.

શ્રીમત ગોહેલ ગુનનિધિ, કીર્તિવંત પ્રિયભૂપ;
કુલમંડ્રિ ઐશ્વર્ય શ્રી, **તખ્તસિંહજિ** અનૂપ;
**તખ્તસિંહજિ** અનૂપ, શુભસમય શુભતિથિ વારેં;
રાજ્ય પદાભીષેક, મૂર્ત કવિસ્તુતિ ઉચ્ચારેં;
અવિચલ ધ્રુવસમ રહો, છત્ર શ્રીમાન મહીપત;
મંડન યશ આશિષ, કહેકવિ દલપતિ શ્રીમત ૧

### મનહર છંદ.

ગોહેલ સુવંશ અંશ વીર જશવંત નંદ;
નવ ખંડમે પ્રચન્ડ શીલ ગુન શાંતિહૈ;
ચંચલ ચખનિ દ્વંદ આનન ચપલ ચારુ;
કાનન લૌ ફૂલેં પુંડરીકનીકિ ભાંતિહૈ;
દલપતિ જગતકે લોચન ચકોર હોત;
મંદમુસકયાત મુખ ચંદ્રચારુ કાંતિહૈ;
મહારાજ **તખ્તસિંહ** ઉર મુક્તમાલ મનો;
જમુનાકે જલમે મરાલાંનુકિ પાંતિહૈ; ૨

### દોહરા છંદ.

ભીષન કાલમે સુખકરન, હાથઅ ભૂપ નિવાસ;
**જી, સી, એસ, આઇ.** વિરુદ, પ્રગટપ્રકાશપ્રકાશ; ૩
કાલિયાક ટપ્પે બસે, હજૂરિ સબ સુખદાન;
દક્ષ દિવાન પદધારિ પ્રિય, **બિઠ્ઠલદાસ** સુજાન. ૪
આઇ પ્રજા ફિરિયાદકોં, કીની તાહિ તપાસ;
વ્યાઘ્ર વદન વિક્રાલ તેં, હોત પ્રજાકોં ત્રાસ. ૫

દિવ્ય નામ જળ જળદ સુત, બ્રહ્મ ધામ ઉર આણ ;
પંચ સ્નાન પ્રધાનછે, દલપતિ રામ વખાણ. ૩૪૦

### પંચ પર્વ.

કૃષ્ણ પક્ષની અષ્ટમી, અમાસ ચૌદશ જાણ ;
સંક્રાન્તી ને પૂર્ણિમા, પંચ પર્વ ઉર આણ. ૩૪૧

### પંચ દિશા.

દિશિ આશા કાષ્ટા કકુભ, હરિત સમેતજ હોય ;
સકળ દિશાના નામ એ, ચતુર વિચારી જોય. ૩૪૨

### પંચ સમય.

કાળ અધિષ્ટ અનીહ વળિ, વેળા સમય સુજાણ ;
પંચ સમય પ્રિય સમજિને, કવિ મુનિ કરે વખાણ. ૩૪૩

### ભૈરવ રાગની પાંચ રાગણી.

ભૈરવિ વૈરાડી અને, મધ્ય માધવિ વખાણ ;
સિંધવિ બંગાલી સહિત, પાંચ રાગણિ સુજાણ. ૩૪૪

### મેઘ મલાર રાગની પાંચ રાગણી.

તાકા ભૂપાલી ભલી, દેશાકરિ મલ્લારિ ;
ગુર્જરિ સહ ત્રિય પંચ એ, મેઘમલાર વિચારિ. ૩૪૫

### શ્રી રાગની પાંચ રાગણી.

માલવાસરિ અસાવરી, ધન્યાસરી સુવસંત ;
મારવિ સહ ત્રિય પાંચ એ, શ્રીરાગનિ ગુણવંત. ૩૪૬

### માલકોષ રાગની પાંચ રાગણી.

ગોડી ટોડી ગુણકળી, સસતહવાતિ સુ જાણ ;
કોકબા સહિત પાંચ એ, માલકોષનિ વખાણ. ૩૪૭

### હિંડોલ રાગની પાંચ રાગણી.

રામકળી દેશાકરી, લલિત બિલાવર ચાર ;
પટમંજરિ સહ પાંચ એ, હિંડોલની પ્રિયકાર. ૩૪૮

### દીપક રાગની પાંચ રાગણી.

દેશી કેદારી અને, નટ કરણાટિ વિચાર ;
કામ્બોદી સહ પાંચ એ, દીપકની દિલદાર. ૩૪૯

### પંચ ભાવ.

આલંબન ઉદ્દીપન સુ, ભાવ વિભાવ ભણુન્ત ;
સ્થાઇ ભાવ સહ પાંચ એ, ભાવ કહે ગુણવન્ત. ૩૫૦

### પંચ જ્ઞાન.

અહાર વિષય નિદ્રા અને, ભય વળિ ક્રોધ સુપંચ ;
સૌને પાંચ પ્રકારનું, જ્ઞાન હોય ગુણિ સંચ. ૩૫૧

### પંચ મહા પાપ.

કનક ચોરિ ગુરુતલ્પગતિ, બ્રહ્મઘાત મધુપાન ;
એ ચારે સંગતિ સહિત, પાપ પંચ વિધ માન. ૩૫૨

### પંચ કળા.

પંચ કળા અનુવૃતિ ને, વળી પ્રતિષ્ઠા જાણુ ;
વિદ્યા શાન્તિ સુ સમજિ લે, શાન્તિ અતિતા પ્રમાણ. ૩૫૩

---

### બ્રાહ્મણના નિત્ય ષટ્ કર્મ.

સન્ધ્યા સ્નાન સુજપ ત્રતિય, ચતુર્થ પૂજન દેવ ;
તર્પણ પંચમ જાણિ લે, વૈશ્વદેવ ષટ્ સેવ. ૩૫૪

### વેદ ષડાંગ.

શિક્ષા કલ્પ વખાણતા, ને વ્યાકરણ નિરૂક્ત ;
છંદ નામ વર્ણું સુકવિ, વળિ જ્યોતિષ સંયુક્ત. ૩૫૫

### યથા.

વેદ પઠન વિધિ જે સકળ, શિક્ષામાં જોવાય ;
સકળ કર્મની રીતિ તે, કલ્પ થકી દર્શાય. ૩૫૬
શબ્દ અશુદ્ધ શુદ્ધિનૂં, જ્ઞાન વ્યાકરણ જાણ ;
કઠિણ પદોના અર્થને, કહે નિરૂક્ત વખાણ. ૩૫૭
અક્ષર માત્રા વૃત્તનૂં, જ્ઞાન છંદથી હોય ;
જ્યોતિષ કાળ ફળાદિ ગણિ, વેદ ષડાંગો સોય. ૩૫૮

### ષટ્ ચક્ર.

આધાર સ્વાધિષ્ટાન વળિ, મણિપૂરક શુભ જાણ ;
અનહત અને દ્વિશુદ્ધ વળિ, અગ્નિયાત્ર સુપ્રમાણ. ૩૫૯

### ષટ્ કેશ સ્થાન.

ગુદા શિષ્ણ નાભી હૃદય, કંઠ ભૃકુટી શિર સેવ ;

### ષટ્ દેવ ક્રમ.

ગણપતિ બ્રહ્મા વિષ્ણુ ભવ, જીવ અગ્નિ ષટ્ દેવ. ૩૬૦

### ષટ્ કમળ દળ પ્રમાણ.

ચાર છ દશ દ્વાદશ કહૂં, ષોડશ દ્વૈદલ સાર ;

### તત્વ.

પૃથ્વી જળ અગ્નિ પવન, વળી ગગન મન ધાર. ૩૬૧

### ષડાગ્નિ.

વ્યાપ્ત અગ્નિ વિદ્યુલ્લતા, વ્યવહારાગ્નિ પ્રમાણ ;
પરલૌકિક જઠરાગ્નિ ને, વડવાગ્નિ ષટ્ જાણ. ૩૬૨

### ષડ્ ઉર્મી.

ક્ષુધા પિપાસા પ્રાણનાં, જન્મ મરણ તન જાણ;
શોક મોહ મનના ગણે, એ ષડ્ ઉર્મી વખાણ. ૩૬૩

### ષડ્ ઋતુ.

ગ્રીષ્મ વૃષા ને શરદ વળિ, શિશિર હિમન્ત વસન્ત;
એ ષડ્ ઋતુ સુખકરણ છે, મુનિજન કહે ધિમન્ત. ૩૬૪

### ષડ્ વિકાર.

જન્મ અસ્તિ પરિણામ ત્રણ, ઉદરાંતરગત સાર;
વૃદ્ધિ ક્ષય સહ નાશ ત્રણ, બાહ્ય ગતી ચિત ધાર. ૩૬૫

### ષડ્ ભગ ભગવાન.

શ્રી ઐશ્વર્ય વિરાગ ને, મોક્ષ ધર્મ યશ માન;
એ ષડ્ ભગની ખાણને, કહિયે પ્રિય ભગવાન. ૩૬૬

### ષડ્ રસ સ્વાદ.

કટુ તિક્તામ્લક કાટ વળિ, મધુર લવણ ષડ્ જાણ;
એ ષડ્ રસ રસિકો ગણે, અનુભવ થકી વખાણ. ૩૬૭

### ષડ્ મન દાહક.

સ્ત્રી ક્રોધી સેવા અધમ, કુવ્યસન વસન કુરાહ;
મૂરખ સુત વિધવા સુતા, વણ અગ્ની મન દાહ. ૩૬૮

### ષટ્ શાસ્ત્ર.

મીમાંસા પાતંજલી, સાંખ્ય ન્યાય મળિ ચાર;
વૈશેષિક વેદાન્ત ષટ્, પન્ડિત શાસ્ત્ર વિચાર. ૩૬૯

### મીમાંસા.

યજ્ઞાદિક કર્મો કરે, દેવલોક ફળ ભોગ;
એ મુક્તી મીમાંસ કહિ, દુખનો થતાં વિયોગ. ૩૭૦

## પાતંજલી.

જીવ ઇશ ન્યારો ગણે, પાતંજલિ તે જાણ;
દહે ક્લેશથી યોગ કરિ, લહે મુક્તિ નિર્વાણ. ૩૭૧
જીવ ઇશિનો યોગ જે, યાજ્ઞવલ્કય શુભ યોગ;
નાદબ્રહ્મ સમાધિ જે, શિવનો યોગ નિરોગ. ૩૭૨

## સાંખ્ય.

પ્રકૃતિ પુરુષ ને તત્વનો, જ્હેને હોય વિવેક;
એહ મુક્તિ સાંખ્યિક કહી, જ્ઞાન થવે સૌ એક. ૩૭૩

## ન્યાય.

કારણ કારજ કરણ જ્યમ, માટી પાત્ર કુલાળ;
ત્યમ ઇશ્વિર સૌ જગતપર, વર્ણે ન્યાય સુકાળ. ૩૭૪

## વૈશેષિક.

વૈશેષિક સૌ જગતનો, કાળાધિન દર્શાય;
બન્યો તાર્કિક શાસ્ત્ર છે, યથા નામ નેં ન્યાય. ૩૭૫

## વેદાન્ત.

હવે કહૂં વેદાન્ત ને, છે સિધાન્ત વિચાર;
સર્વે સમજે આપમાં, આપ સર્વમાં સાર. ૩૭૬
અન્તર બાહર જગતમાં, બ્રહ્મ રહ્યો ભરપૂર;
જ્ઞાની તો તદ્રૂપ છે, મૂરખને અતિ દૂર. ૩૭૭

## ષટ્ ઊપ શાસ્ત્ર.

વૈદ્યક જ્યોતિષ કોક વળિ, મંત્ર ધર્મ ને નીતિ;
એ ઉપશાસ્ત્રથિ જન સકળ, ધરે પ્રભૂતા પ્રીતિ. ૩૭૮

## યોગ ષટ્ કર્મ.

ધોતિ બસ્તિ ને નેતિ વળિ, ત્રાટક નોલિ વખાણ;
કપાલભસ્ત્રા સહિત ષટ્, યોગ કર્મ ઉર આણ. ૩૭૯

## ધોતી કર્મ.

ચતુરાંગૂળ પને વસન, શોડસ હસ્ત સુમાર;
ભીંજવિ શુદ્ધોદક મહીં, ગુરુ ઉપદેશ વિચાર. ૩૮૦
ગ્રાસે મુખ થકિ ઉદરમાં, ગ્રહિ છેવટ પટ સાર;
ઉદર હાથ ફેરવિ ફરે, હળુ હળુ કહાડે બ્હાર. ૩૮૧

## ધોતી કર્મથી ફળ.

કાશશ્વાસ પિળક અને, કોઢ વળી કફ રોગ;
ધોતી કર્મ પ્રભાવથી, મિટે સુથાય નિરોગ. ૩૮૨

## બસ્તી કર્મ.

નાભિ લગી જળમાં ડુબી, ભૂંગળિ ગુદ આધાર;
ખેંચે પવન અપાનથી, ધુવે ઉદર મળ સાર. ૩૮૩
ભૂગળિ ગુદથી કહાડિને, જળ પાત્રથી બહાર;
પવન બસ્તિ કરિ કહાડતો, તમાંમ જળ મળ સાર. ૩૮૪

## બસ્તી કર્મથી ફળ.

વાત પિત્ત કફ ઉદરમાં, અજિર્ણાદિ અનેક;
રોગ મિટે જઠરાગ્નિ વધિ, બસ્તિ કર્મથી નેક. ૩૮૫

## નેતી કર્મ.

મૃદુલ નેહ યુત સૂત્રની, દોઢ વેંતની દોર;
નાક દ્વારથી મૂખમાં, લાવે સિદ્ધ ચકોર. ૩૮૬

## નેતી કર્મથી ફળ.

અર્ધ જાત રોગો હરે, શોધે શુદ્ધ કપાળ;
નયન જ્યોતિ વર્ધન કરે, હરે નેતિ મળ જાળ. ૩૮૭

## ત્રાટક કર્મ.

પલક ન નિશ્ચળ દૃષ્ટિ કરિ, ચિંતવે શુક્ષમ લક્ષિ;
તે ત્રાટક આંસૂ ગરે, ત્યાં લગિ મિચેન અક્ષિ. ૩૮૮

### ત્રાટક કર્મથી ફળ.

દૂર હોય દૃગ રોગ સૌ, સિદ્ધ થાય જવ કર્મ ;
તેહ છુપાવે વિત્ત લગિ, કહે ન કાંઈ મર્મ. ૩૮૯

### નોલી કર્મ.

જમણે ડાબે વેગથી, ચલણ ભ્રમણ બહુ વાર ;
મુખ વાયૂ નહિ કહાડવો, નોલિ કર્મ વ્યવહાર. ૩૯૦

### નોલી કર્મથી ફળ.

પંચાગિનિ દીપન કરે, મંદાગિનિ મિટિ જાય;
ઉદર દોષ શોષન સરસ, સંતોષન સુખદાય. ૩૯૧

### કપાલ ભસ્રા કર્મ.

જેમ લુહાર ધમણ ધમે, ક્રમથી વારંવાર ;
ત્યમ રવિ શશિ ગમ ખેંચિ તજ, પવન કર્મ વ્યવહાર. ૩૯૨

### કપાલ ભસ્રા કર્મથી ફળ.

સિદ્ધ થાય શોધન કરે, સૌ કપાળ કફ જાળ ;
ત્હેને તો યોગીશ સૌ, કહેતા ભસ્ત્રિકપાળ. ૩૯૩

### ષડ્ ઐશ્વર્ય.

પરમૈશ્વર્ય સુવિર્થ યશ, અને જ્ઞાન વૈરાગ ;
શ્રી સહષડ્ ઐશ્વર્ય છે, ઋષિ મુનિ કથે અથાગ. ૩૯૪

### ષણ્ણારાયણ.

આદ્ય નારાયણ અવ્યક્ત, શ્રી નારાયણ હોય ;
શેષ સૂર્ય ને વેદ વળિ, નર નારાયણ જોય. ૩૯૫

### ષટ્ શક વર્તી.

ધર્મ હસ્તિનાપૂરમાં, અવંતિ વિક્રમ સાર ;
સાલીવાહન તો થયો, પ્રતિષ્ઠાન વા ધાર. ૩૯૬

પ્રકટ સુવિજયાભિનન્દન, ચિત્રકૂટમાં જાણ;
નાગાર્જુન તો રોહિતે, ભૃગુપુર કલી પ્રમાણ. ૩૯૭

### ષડ્ભવસાગર તારક.

હરિ વંદા એકાદશી, ગીતા બ્રાહ્મણ ગાય;
ભવસાગર તારણ તરણ, એ ષટ્ વસ્તુ ગવાય. ૩૯૮

### ષડ્વિધ નાગર બ્રાહ્મણ.

પ્રથમ સુવડનગરા ભણે, વિશલનગરા વિચાર;
પ્રષ્ણોરા સાઠોદરા, વળિ ચિત્રોડા સાર. ૩૯૯
કૃષ્ણોરા સહ ષટ્ ભણે, નાગર સુઘડ ચતૂર;
ઇષ્ટ હાટકેશ્વર થકી, શ્રી વિદ્યા ભરપૂર. ૪૦૦

### ષડ્વિધ મોઢ બ્રાહ્મણ.

ત્રિવેદિ ચાતુર્વેદિને, વળિ તાંદળજા જાણ;
અગિયારસલા જેઠીને, ધીણોજા સુપ્રમાણ. ૪૦૧

### ષડ્ દર્શન.

બ્રાહ્મણ સન્યાસી અને, જોગી જંગમ શેષ;
જૈન સાધુ વા સેવડા, છઠ્ઠે દિનદરવેષ. ૪૦૨

### ષડાતતાઈ કર્મ.

આગ લગાડે દેય વિષ, હરે શસ્ત્ર ધન રાજ;
હરણ કરે સ્ત્રી સાથ છ, આતતાઈ એ કાજ. ૪૦૩

### ષડ્ વન નામ.

વન કાનન અટવી વિપિન, ગહન અરણ્ય વખાણ;

### ષટ્ પંક્તિ નામ.

પંક્તિ આલિ અવલી વિથી, શ્રેણિ રાજિ ષટ્ જાણ. ૪૦૪

### ષટ્ કપટ નામ.

કપટ સદ્ય કૈતવ પ્રધય, વ્યાજ દંભ ષટ્ જોય ;
એ ષટ્ તજિ પર બ્રહ્મ રટ, તારણ તરણ સુહોય. ૪૦૫

### ષટ્ સંવત્સર.

સંવત્સર વત્સર સરત, સાયન અબ્દ સુજાણ ;
પર્વ સહિત એ ષટ્ ગણે, સંવત્સર એધાણ. ૪૦૬

### ષટ્ ચક્ર વર્તી.

માન્ધાતા ધુંધ મારને, કાર્તિવિર્ય ભર્તેખ ;
અજય પાળ પુરુરવ સહિત, ચક્ર વર્તિ ષટ્ લેખ. ૪૦૭

### ષટ્ સ્ત્રી અવસ્થા.

કન્યા સપ્ત સુવર્ષ લગિ, ગૌરી દ્વાદશ ધાર ;
મુગ્ધા અષ્ટા દશ લગી, મધ્યા ચોવિશ સાર. ૪૦૮
પ્રૌઢા તો ચાળીશ લગિ, વૃદ્ધા તે પછિ જાણ ;
ષટ્ સ્ત્રિ અવસ્થા એ ગણી, કોવિદ કરે વખાણ. ૪૦૯

### ષટ્ પ્રયત્નિય.

ગો કૃષિ ત્રિય વિધા અને, પુત્ર રાજ દરબાર ;
ક્ષણ ન સાચવે તો કહૂં, જાય હાથથી સાર. ૪૧૦

### ષટ્ વ્યવહાર વર્જનીય.

ભાઇ ભત્રિજો ભાણજો, ભર ભિક્ષુક ભુધહાર ;
ષટ્ ભકાર ત્યાગી કરી, દલપતિ કર વ્યવહાર. ૪૧૧

### ષટ્ રાજસી પુરાણ.

બ્રહ્મ બ્રહ્માન્ડ વામન સરસ, બ્રહ્મવૈવર્ત સુજાણ,
મારકંડ ભવિષ્યોત્તર, રાજસિ ગણે પુરાણ. ૪૧૨

### ષટ્ સાત્વિક પુરાણ.

નારદ વિષ્ણુ વરાહને, ગરુડ પદ્મ સુખકાર ;
ભગવત્ રૂપી ભાગવત્, એ સાત્વિક નિર્ધાર. ૪૧૩

### ષટ્ તામસી પુરાણ.

મીન કુર્મ વળિ લિંગ શિવ, સ્કંધ સુ અગ્નિ વિચાર ;
તામસ શિવનૂં અંગ તે, સુણતાં ભવ જળ પાર. ૪૧૪
રાજસિ સાત્વિક તામસી, વૈષ્ણવ મતેસુ લેખ ;
શિવમત એથકિ ભિન્ન છે, દશ સંખ્યામાં પેખ. ૪૧૫

### ષટ્પ્રીતિ લક્ષણ.

જમવૂં અને જમાડવૂં, આપવું લેવું સુરીતિ ;
કહેવૂં સાંભળવૂં સહિત, ષટ્ પ્રિય પ્રીતિ સુનીતિ. ૪૧૬

### ષટ્ રાગ.

ભૈરવ મેઘ મલાર ને, કવિ શ્રીરાગ વિચાર ;
માલકોસ દીપક અને, હિંડોલ ષટ્ પ્રિયકાર. ૪૧૭
રાગ રાગણી તાલ સ્વર, ગ્રામ અને સુરછાન ;
આરોહી અવ રોહિના, ભેદ સહિત શુભ જ્ઞાન. ૪૧૮
સુરથા વા શ્રુતિ કોટિ ગણું, ઓગણપચાસ તાન ;
પુત્ર પુત્રની ભારજા, યથા મતી કહું માન. ૪૧૯
વિકૃતિ અલંકૃતિ ભેદને, સ્પષ્ટ રાગના રૂપ ;
સકળ રાગ સરગમ સહિત, દલપતિ કહે અનૂપ. ૪૨૦

---

### સપ્ત વિધ બ્રહ્મ પ્રકાર.

શુદ્ધ સાક્ષિ બે લેખતા, અસ્તિ ભાતિ પ્રિય ચાર ;
પ્રિયતા નામ સ્વરૂપતા, બ્રહ્મ સપ્ત વિધ સાર. ૪૨૧

### સપ્ત સ્વર્ગ.

પ્રથમ કહૂં ભૂ લોક ને, ભુવર લોક સ્વર લોક ;
મહરલોક જન લોક ને, તપ વળિ સત્ય સુલોક. ૪૨૨

જાહિર કીનો જાયકેં, તૂર્ત હુવે તૈયાર ;
રાજ દિવાન દોનો મિલી, પહુંચે નાહર દ્વાર. ૬

આરબ અરુ શિરબંદિકે, ભયે વ્યર્થ શ્રમ જાનિ ;
લગી ચોટ નહિં કાહુકી, તબ ઊઠે પ્રિય માનિ. ૭

ધાઢ ઝૂંડ અમરાઇમેં, જાંબનકો બડ વૃક્ષ ;
ઇકઉનચાલિસ હથ્થપેં, દેખ પર્યો પ્રિય રક્ષ. ૮

પ્રતાપિ રામ સમાન જ્યોં, ત્યો અરજુન કે બાન ;
**તખ્તસિંહ** તૈસે ઉઠે, લિયો આપ સનમાન. ૯

સમયોચિત મંડલાકૃતિ, કરી મિલાયે નેન ;
લાખન પાલન હારપેં, પશુવરક્યોં તલપેન. ૧૦

ભૂપ લક્ષિ બંદૂક ધરિ, શર પૂર ઉર ધારિ ;
ધન્ય ધન્ય જન વદત મુખ, ફિરે વ્યાઘ્ર સંહારિ. ૧૧

ઘાવ ભયો તબહી ગિરો, પર્યો ભોમપર આન ;
પંચ હસ્ત વપુ લંબ અરુ, ત્રય હગ ઉન્નત પ્રમાન. ૧૨

## મનહર છંદ.

ગાવે ગુનિ ગૂન કોડે મંગન અનંત કાર,
ગોહેલશ્રીતખ્તસિંહ મંડિત પદ કિયોહૈ ;
જૈસે દિવ્ય દિનકર કમલ મુદીત કર,
તૈસે પ્રજા જન સુખ મોદ કર દિયોહૈ ;
રાજ તેજ ક્ષત્રિયશ્રી રાજ્યકે કરન હાર,
વામે પ્રભાકર સમ મનહર લિયોહૈ ;
જગત વિદિત જય માધવ કૃષ્ણ પંચમી,
અચલ નિશાન વાઘ શિવા ઘાવ કિયોહૈ. ૧૩

## આશીર્વાદાત્મક ગુર્જરભાષામાં રાજ્યપ્રશંસા.

### હરિગીત છંદ.

શ્રીમંત પ્રિય શકવંત પાંડવ દેવ વંશ વિરાજતા,
યુધિષ્ઠિરાદિ પ્રકાશમાન સમાન નૃપ વર છાજતા ;

## સપ્ત મુક્તિ પુરી.

મથુરાં માયા અવધપુરિ, કાશી કાન્ચિ પ્રમાણ;
દ્વારાવતી અવંતિકા, સપ્ત મુક્તિપુરિ જાણ. ૪૨૪

## સપ્ત દ્વીપ.

જાંબુ પ્લક્ષ કુશ ક્રૌંચ એ, ચતુર દ્વીપ સુજાણ;
શાક શાલ્મલી સપ્તમો, પુષ્કર દ્વીપ વખાણ. ૪૨૫

## સપ્ત સમુદ્ર.

લવણસિન્ધુ ને ઇક્ષુ રસ, સિન્ધુ સુરાની ખાણ;
ઘૃત દધિ દુગ્ધ સુનીરનો, સિન્ધુ શુદ્ધ ઉર આણ. ૪૨૬

## સપ્ત મહા પર્વત જામ્બુ દ્વીપના.

પ્રથમ હિમાલય નિષદ વળિ, વિન્ધ્યગિરી જન જોય;
મલ્લિમાન ચોથો ગણો, પારિપાત્ર શુભ હોય. ૪૨૭
ગંધમાદન સુગુણી ગણત, હેમકૂટ ઉર આણ;
સપ્ત મહાપર્વત કહ્યા, જાંબુદ્વીપના જાણ. ૪૨૮

## સપ્ત પર્વત ભર્તખન્ડના.

મહેન્દ્ર શુક્તિ સુમલય ને, રિક્ષક વળિ પરિજાત;
ગુહ્ય વિન્ધ્યગિરિ સપ્ત એ, ભારતમાં વિખ્યાત. ૪૨૯

## સપ્ત મેરૂ.

કંચન શૈલ સુરાલયા, રત્ન ખાણ ઉર આણ;
હેમાદ્રી વળિ દેવગૃહ, સપ્તમ મેરુ સુજાણ. ૪૩૦

## સપ્ત પાતાલ.

અતળ વિતળ ને સુતળ ભણું, તળાતળ શુભ ભાળ;
મહતળ વળિ ગણુ રસાતળ, સપ્તમ ગણુ પાતાળ. ૪૩૧

## સપ્તાવર્ણ.

ક્ષિતિ જળ પાવક પવન વળિ, પંચમ ગગન વિચાર;
અહંકાર પદ્ સપ્તમૂં, મહતતત્વ પ્રિયકાર. ૪૩૨
એકેકથિ દશગણું મહત, જોતા શોભાવંત;
તે પર માયા જાણુજે, બ્રહ્મ સર્વની અંત. ૪૩૩

## સપ્ત વાર.

સૂર્ય ચંદ્ર ને ભોમ બુધ, ગુરૂ શુક્ર શનિ નામ;
સપ્ત વાર ક્રમથી કહ્યા, આવે જનને કામ. ૪૩૪

## સપ્ત અગ્નિ જિવ્હા.

હિરણ્યા ગગના રક્તિકા, કૃષ્ણા સુપ્રભા માતુ;
બહુરૂપા અતિરક્તિકા, જિવ્હા સપ્ત કૃપાતુ. ૪૩૫

## સપ્ત અપ્સરા.

તિલોત્તમાં રમ્ભા વળી, ઉર્વસિ કેશી વામ;
મંજૂઘોષા મેનકા, ધૃત્તાચી સહ નામ. ૪૩૬

## સપ્ત ઋષિ.

કશ્યપ અત્રિ વશિષ્ટ વળિ, વિશ્વામિત્ર વખાણુ;
ભરદ્વાજ ગૌતમ સહિત, જમદગ્ની ઉર આણુ. ૪૩૭

## બીજી રીતે.

પુલહ અત્રિ ભૃગુ અંગિરા, વળી પુલસ્ત વિચાર;
નારદ અને વશિષ્ટ મળિ, સપ્ત દ્વિવિધ ઋષિ સાર. ૪૩૮

## સપ્ત ચિરન્જિવ.

કૃપાચાર્ય બળિ વ્યાસને, હનૂમાન દ્વિજરામ;

અશ્વત્થામા વિભીષણ, સપ્ત ચિરન્જિવ નામ. ૪૩૯

## સપ્ત વિધ યુદ્ધ.

ધનુષ ચક્રને કુન્ત કહું, ખડ્ગ યુદ્ધ વર વાત;
છુરિકા ગદા સમેત એ, મલ્લ યુદ્ધ સહ સાત. ૪૪૦

## સપ્ત ધાન્ય.

યવ ઘઉં તલ ને કાંગ વળિ, અડદ મગ ને ભાત;
સપ્ત ધાન્યના નામ એ, ધર્મશાસ્ત્રમાં ખ્યાત. ૪૪૧

## સપ્ત જગાડવા જોગ.

કાર્જિક ભૂખ્યો ભામિની, કૃષિ રક્ષક ભન્ડાર;
વિદ્યાર્થી ગુરુ સપ્તને, જગાડતાં ન વિચાર. ૪૪૨

## સપ્ત નજગાડવાજોગ.

અહિ રાજા ને સિંહ શિશુ, મધમાખી પર શ્વાન;
વળિ મૂરખ સહ સપ્ત ને, જગાડતાં તોફાન. ૪૪૩

## સપ્ત ખાલી હાથે ન જવાના ઠેકાણા.

રાજા કન્યા જોતિષી, વૈદ્ય ગુરૂ સુર સિદ્ધ;
એ સ્થળ ભેટ લઈ જવે, સકળ કાર્ય ત્યાં સિદ્ધ. ૪૪૪

## સપ્ત ત્વચા.

રસ શોણિત ને મેદ કહું, અસ્તિ ગુદા વળિ રેત;
ત્વચા સહિત એ સપ્તને, ત્વચા નામ ગણિલેત. ૪૪૫

## સપ્તના ભૂષણ.

રાત્રી ભૂષણ ચંદ્રમા, દિવસા ભૂષણ ભાનુ;
દાસા ભૂષણ ભક્તિ છે, ભક્ત્યા ભૂષણ જ્ઞાન. ૪૪૬
જ્ઞાના ભૂષણ ધ્યાન છે, ધ્યાના ભૂષણ ત્યાગ;
ત્યાગા ભૂષણ શાન્તિ પદ, દલપતિ અમળ અથાગ. ૪૪૭

### સપ્ત સ્વર.

બવ બાલવ કૌલવ તિતલ, ગિર વળિ વણુજ સુવિષ્ટિ;
કલ્યાણી એ સપ્ત છે, સુફળદાઇ સ્વર સૃષ્ટિ. ૪૪૮

### સપ્ત છંદ.

અનુષ્ટુપ ત્રિષ્ટુપ બૃહતિ વળિ, જગતિ પંક્તિ ઉષ્ણીક;
ગાયત્રી સહ સપ્ત એ, પન્ડિત વદત અધીક. ૪૪૯

### સપ્ત કાન્ડ રામાયણના.

બાળ અયોધ્યા કાન્ડ વળિ, ત્રીજો અરણ્ય ધાર;
કિષ્કિન્ધા સુંદર અને, લંકા ઉત્તર સાર. ૪૫૦

### સપ્ત ચુમ્બન સ્થળ.

અધર કપોળ લિલાટ દૃગ, ચિબુક કંઠને છાતિ;
પ્રેમીજન એ સપ્ત સ્થળ, કરતા ચુમ્બન ખ્યાતિ. ૪૫૧

### સપ્ત સુખ.

ખાન પાન ગૃહ ત્રિયા સુત, નિરોગ સુજશ સ્વરૂપ;
એ સાતે સુખ સમજિલે, કોવિદ કહે અનૂપ. ૪૫૨

### સપ્ત જાત મોતી.

શુક્તિ શંખ સૂકર અને, વેણૂ ફણિજ વખાણ;
તિમિંગલ ગજ મુક્તા વદત, સપ્ત જાતિ ઉર આણ. ૪૫૩

### સપ્ત જ્ઞાન ભૂમિકા ભેદ.

શુભ ઇચ્છા સુવિચારણા, તન માનસા તું ધાર;
સત્વાપત્તિ વિચારિલે, અસંસક્તિ પ્રિયકાર. ૪૫૪
ષષ્ટિ પદાર્થા ભાવિની, સપ્તમ તુરિયા જાણ;
ન્યારા ન્યારા ભેદનૂં, કવિજન કરે વખાણ. ૪૫૫

### ઇચ્છા લક્ષણ.

વિષય વિષે થઇ દીનતા, ગુરુ તીરથ અનુરાગ;

કથા શ્રવણ કરવી ગમે, એ ઇચ્છાનો થાગ. ૪૫૬

### વિચારણા લક્ષણ.

બીજી કહું વિચારણા, ઉપજ્યો તત્વ વિચાર;
તે એકાન્તજ શોધતો, ક્હેનો આ સંસાર. ૪૫૭

### તનુમાનસા લક્ષણ.

તનમાનસા ત્રિજી ગણે, મનને પ્રત્યાહાર;
સ્થિર થઇ શુદ્ધ સ્વરૂપમાં, રાખે સદા વિચાર. ૪૫૮

### સત્વાપત્તિ લક્ષણ.

ચોથી સત્વાપત્તિ છે, અનુભવ ઉદય અનૂપ;
છૂટ્યૂં તન અભિમાન સવ, નિશ્ચય કર્યૂં સ્વરૂપ. ૪૫૯

### અસંસક્તિ લક્ષણ.

આતમ જગ બે શોભતાં, જ્યમ સિન્ધુમાં તરંગ;
અસંસક્તિ એ ભૂમિકા, પંચમ પંડિત રંગ. ૪૬૦

### પદાર્થા અભાવિની લક્ષણ.

કહે પદારથ બુદ્ધિ લગિ, સૌનો થઇ અભાવ;
તેહ પદાર્થ અભાવની, પષ્ઠિ ભૂમિ દેખાવ. ૪૬૧

### તુરીયા લક્ષણ.

ભાવા ભાવ નહીં કંઈ, સપ્તમ તુરિયા સાર;
આગ્રહ નિગ્રહ જ્યાં નહીં, તો ક્યાં સાર અસાર. ૪૬૨

### સપ્ત ભૂમિકા બીજી.

વિનય પત્રિકા ને વિષે, સપ્ત ભૂમિકા જાણુ;
ઇશ્વર ઉપર બે કહૂં, જીવન પંચ પ્રમાણુ. ૪૬૩
પ્રથમ કહે સૌ દીનતા, માન મર્ષતા જાણુ;
ભય દરશન ભસ્તન વળી, આશ્વાસન સુવખાણુ. ૪૬૪

મનોરાજ્ય વરણન કરે, અતિ વિચાર મન આણ;
સપ્ત ભૂમિકા નામનું, કોવિદ કરે વખાણ. ૪૬૫

**સપ્ત ધાતુ સ્વામિ સહિત.**

કંચન રૂપું તામ્ર વળિ, સીસું કલાઇ વિચાર;
પારો લોઢું સ્વામિ જો, ક્રમથી ગ્રહ ઋષિ સાર. ૪૬૬

**સપ્ત ઉપ ધાતુ.**

અભ્રખ સોમલ મનસિલસુ, ગંધક ને હરતાલ;
સુવર્ણમાખી ગેરુસહ, પ્રિય ઉપધાતુ સમાલ. ૪૬૭

**સપ્ત ગોત્ર તારક.**

**છપ્પય છંદ.**

પિતા પક્ષ ચોવીશ, વીશ માતા વળિ જાણો;
ત્રિયના સોળ પ્રમાણ, પુત્રિના બાર વખાણો;
એકાદશ કુળ ભગિનિ, ફોઇ દશ કુળ પ્રિય ધારો;
જનનિ પિતા કુળ અષ્ટ, સ્પષ્ટ શ્રુતિ ભેદ વિચારો;
કુળ તારક એકશત એકજ, જવલ્લે જગમાં અરે;
નિત્ય કર્મ પંચ યજ્ઞો કરી, દલપતિ તારીને તરે. ૪૬૮

**સપ્તશ્રી વલ્લભ સંપ્રદાયના ગાદીપતી.**

**દોહરા.**

શ્રી ગિરિધર ગોવિંદ શ્રી, બાળકૃષ્ણ સુખ ધામ;
શ્રી ગોકુળપતિ રઘુપતી, યદુપતિ શ્રી ઘનસ્યામ. ૪૬૯

**સપ્ત બહિર રતિ.**

આલિંગન ચુમ્બન પરસ, મર્દન નખ રદ દાન;
અધર પાન સહ જાણિયે, બહિરતિ સપ્ત તું માન. ૪૭૦

**સપ્ત અંતર રતિ.**

સ્થિત તિર્કસ સન્મુખ વિમુખ, અધ ઉર્ધ્વજ ઉત્તાન;

સપ્તોતર રતિ સમજિયે, દલપતિ કહે ગુણવાન. ૩૭૧

### સપ્ત સૂર.

પડજ રિખભ ગાન્ધાર વળિ, મધ્યમ પંચમ જાણ;
ધૈવત અને નિખાદ સહ, એ સ્વર સપ્ત વખાણ. ૪૭૨

### સપ્ત પાન્ડવની અક્ષૌહિણી સેના પ્રમાણ.

અયુત હસ્તિ શત રથ કહ્યા, પ્રતિરથ તુરિ શત સાર;
પ્રતિ તુરિ નૈર શત ધર્મની, અક્ષૌહિણી વિચાર. ૪૭૩

### સપ્ત વ્યસન.

મૃગયા દ્યૂત રમત અને, માસ ભક્ષણે ખ્યાત;
મધપાન ગુણિકા ગૃહે, પરત્રિય ચોરી સાત. ૪૭૪

---

### અષ્ટ શ્રી મહાદેવની સ્વયંવ્યકત મૂર્તિ.

નીલેશ્વર કાલેશ્વરજ, વૈજનાથ રામેશ;
ડમરુનાથ કેદાર વળિ, ગોકર્ણ સુવિશ્વેશ. ૪૭૫

### અષ્ટ શ્રી વિષ્ણુની સ્વયંવ્યકત મૂર્તિ.

બદ્રી પુષ્કર મુક્તને, રમા નાથ રંગ નાથ;
મુક્ત કેશ વ્હાલા ગણો, અષ્ટમ ઠાકુર નાથ. ૪૭૬

### અષ્ટવિધ હરિહરની પૂજનીય પ્રતિમા વા લિંગ.

કાષ્ટ મૂર્તિ શિલ મૂર્તિ કહું, ચન્દન લેપન યુક્ત;
ચિત્ર કાગળ ઉપર લખે, પ્રતિમા સુવર્ણ યુક્ત. ૪૭૭
વળી મણીમય જાણિયે, ને મૃત્તિકા કહંત;
રત્નમણિ સહિત હરિહરનિ, પ્રતિમા પૂજે સંત. ૪૭૮

### વૈકુન્ઠના અષ્ટ દ્વારપાળ.

દ્વારપાળ કહું પૂર્વના, ચંડ અને સુપ્રચંડ;
દક્ષિણના બે જાણિયે, ભદ્ર સુભદ્ર અખંડ. ૪૭૯

પશ્ચિમદ્વારે જય વિજય, કરે મુનીશ વખાણ;
ઉત્તર ધાતા વિધાતા, દ્વારપાળ સુપ્રમાણ. ૪૮૦

### અષ્ટ દેવ યોની.

કિન્નર ચારણ યક્ષને, વિદ્યાધર ગાન્ધર્વ;
સિદ્ધ યોગિ મુનિ અષ્ટ ઇતિ, દેવ સમીપે સર્વ. ૪૮૧

### અષ્ટ માતૃકા.

બ્રાહ્મી માહેશ્વરિ અને, કૌમારી વળિ જાણ;
વૈષ્ણવિ વારાહી ગુણી, ઇન્દ્રાણી ઉર આણ. ૪૮૨
ચામુન્ડા છે સપ્તમી, મહાલક્ષ્મી મળિ અષ્ટ;
માતા ધાતા જગતની, ભજ્જે હરે સૌ કષ્ટ. ૪૮૩

### અષ્ટ સિદ્ધિ.

અણિમા મહિમા જાણિયે, લઘિમા પ્રાપ્તિ વિચાર;
પ્રકાશિક ને ઇશતા, અવસિત વસિતા સાર. ૪૮૪

### અષ્ટ વિધ માયા ભેદ.

ભૂમિ નીર પાવક પવન, અંબર મન બુદ્ધિ માન;
અહંકાર મળિ અષ્ટએ, માયા ભેદ નિદાન. ૪૮૫

### અષ્ટ વ્યાકરણ.

ઇન્દ્ર ચન્દ્ર સુ કાશિ કૃષ્ણ, આપિશલી વ્યાકર્ણ;
શાકટાયન પાણિનિ અમર, વળિ જયતેન્દ્ર સુવર્ણ. ૪૮૬

### અષ્ટ દિશા.

પૂર્વ અગ્નિ દક્ષિણ નિરુત, પશ્ચિમ વાવ્ય પ્રમાણ;
ઉત્તર અને ઇશાન સહ, અષ્ટ દિશા ઉર આણ. ૪૮૭

### અષ્ટ દિશાના ગ્રહ.

રવિ ભાર્ગવ કુજ રાહુ શનિ, શશિ બુધ ગુરુ ક્રમ જાણ;
પૂર્વ આદિલઇ સૂર્યથી, અષ્ટ ગ્રહો નિરમાણ. ૪૮૮

### અષ્ટ દિગપાલ.

ઇન્દ્ર અગ્નિ યમ નૈરુતસુ, વરુણ વાયુ ષટ્ ઠાલ ;
કુબેર ને ઈશાન સહ, અષ્ટ કહ્યા દિગપાલ. ૪૮૯

### અષ્ટ દીગપાળની અષ્ટ પુરી.

અમરાવતિ ભોગાવતી, નયનવતી વળિ સિદ્ધ ;
ગાન્ધર્વ સુ કાન્ચનવતી, અલક યશવતી પ્રસિદ્ધ. ૪૯૦

### અષ્ટ દિગ્ગજ.

ઐરાવત અભ્રક અને, વામન કુમુદ સુડીક ;
અન્જન પુષ્પો દન્ત ગજ, સાર્વ ભૌમ સુપ્રતીક. ૪૯૧

### શ્રીકષ્ણજીની અષ્ટ પટરાણી.

પટરાણી કહું કૃષ્ણની, પ્રથમ રુકિમણી જાણ ;
બીજી જાંબુવતી કહી, સતભામા સુવખાણ. ૪૯૨
કાલિન્દી રવિની સુતા, અને મિત્ર વંદાજ ;
સત્સાભદ્રા લક્ષ્મણા, અષ્ટ કૃષ્ણ સુખ સાજ. ૪૯૩

### મુમુક્ષુને અષ્ટ ત્યાગ વસ્તુ.

માયા મમતા મોહ મદ, રાગ દ્વેષ ને કામ ;
દંભ સહિત એ આઠ તજિ, લહે મુક્તિ અભિરામ. ૪૯૪

### અષ્ટ સ્ત્રી દૂષણ.

મિથ્યા ભાષણ શિધ્રતા, લોભ અશૌચ વિલોલ ;
માયા નિર્દય અજ્ઞતા, ત્રિય દૂષણ અનમોલ. ૪૯૫

### અષ્ટ પહેલવી.

અલક નેત્ર કર ઔષધી, પુષ્પ શબ્દ વિખ્યાત ;
ડંકા વસ્તુ પહ્લવિ મહીં, ચાતુર કરતા વાત. ૪૯૬

### અષ્ટ ગ્રંથી અથવા આઠ ગાંઠ કુમેદ લોકોકિત.

મનસા વાચા કર્મણા, હસવું ચિતવવૂં નેક ;
ચલણ ચાતુરી આતુરી, આઠે ગાઠ વિશેક. ૪૯૭

### અષ્ટ વસુ.

દ્રોણ પ્રાણ ધ્રુવ અર્કને, અગ્નિ દોષ વસુ જાણ ;
વળિ વિભાવ વસુ કહત મુનિ, અષ્ટ વસૂ ઉર આણ. ૪૯૮

### અષ્ટ કુળ ઉરગ અથવા નાગ.

પ્રથમ અનન્તક સૌ કહે, વાસુકિ તક્ષક લેખ ;
કર કોટક વળિ જાણિયે, સંખ કુલિકસુ વિશેષ. ૪૯૯
પદ્મક મહા પદ્મક ગણે, એલાપત્રક જાણ ;
અષ્ટ કૂળ એ નાગનાં, દલપતિ કરે વખાણ. ૫૦૦

### અષ્ટ ભૈરવ.

અસિત અંગ વળિ ચન્ડ કહું, ઉન્મત ક્રોધ સુભદ્ર ;
કપાલિ ભીષણ ને વળી, સંહારક સહ અષ્ટ. ૫૦૧

### અષ્ટ વિધ મૈથુન.

સર્વ ત્યાગ સંકલ્પ રતિ, તનમય ગુપ્ત વિચાર ;
કીર્તન સ્મરણ સુનિરખવૂં, મૈથુન અષ્ટ પ્રકાર. ૫૦૨

### અષ્ટ લજ્જા વર્જનીય.

ગીત કવિત ભણતાં અને, નૃત્ય યુદ્ધ વ્યવહાર ;
અહાર અને સંવાદમાં, લજ્જા અષ્ટ નિવાર. ૫૦૩

### અષ્ટ ત્યાગનીય.

લોભી વ્યસની રૌદ્રમય, નિર્ગુણ ક્રૂર કઠોર ;
મહામૂઢ અન્યાયિ નર, ત્યાગ નિત્ય ઉઠિ ભોર. ૫૦૪

ભારત પ્રકટ વ્યાસે વખાણ્યું ચંદ્ર વંશ વિખ્યાતછે.,
ત્રણ સાહસ્ત્ર વર્ષો પછી શક શાલિવાહન પ્રખ્યાતછે. ૧

ગોહેલ કુલ ગાદી વડી ભાવાખ્ય પુર વસાવતા,
શકવંત કૂલોદ્ભવ રવી શ્રીભાવસિંહ પ્રકાશતા;
૪ ૪ ૬ ૧
શકે વેદ ચતુર મુખ રસ આદિ શશિ ઉલટાવતાં,
સુ મુહૂર્ત માધવ અક્ષય તૃતિયા અવિચળ પદ અવિલોકતાં. ૨

દિવસ પ્રતિ ચઢતી કળા જ્યમ ચંદ્રની પ્રિયકર ગતી,
ઉત્તરોત્તર ત્યમ રાજ્ય વંશ કળા ઉત્કર્ષે હૈ છતી;
**અક્ષય રાજ** થકી ઉદય **શ્રીવખતસિંહ** વખણાયછે.
રાજ્ય વધારણ શૂરના **શ્રીવિજયસિંહ** ગણાયછે. ૩

**શ્રીભાવસિંહ** વા હાલિરાજથિ **શ્રીજશવંત** વખાણિયે,
શ્રીજશેશ્વરને મોતિબાગનું ધામ નવિન પ્રમાણિયે;
**શ્રીગૌરિશંકર** ગુણિ ત્યમાત્યે અમલ પૂર્ણ પ્રસારીઓ,
આબાદ રાજ્ય કરી યશસ્વી વસુલાત વધારિયો. ૪

**શ્રીજશવંત** થકી સુપ્રભુતા પ્રભાકર સમરાજતી,
મહારાજા પદ યુક્ત **શ્રીતખ્તેશ** કીર્તિ વિરાજતી;
પ્રિય સ્વચ્છ માર્ગ વિશાળ શોભા નગરની શુભ અભિનવી,
જોઇ ન્યાય વિદ્યા ધામ પ્રિયકર વિખાણું શું શું કવી. ૫

વ્યાપાર વૃદ્ધિ પમાડવા શુભ બંદર લાતિ નવલ કરી,
ઘટાડિ કર વસુલાત સ્વર્ણેહુત જન સુખે પ્રીતી ધરી;
નગર જન સુખકાર સ્વચ્છ નદિના પ્રવાહજ લાવિયા,
**શ્રીગૌરીશંકર સરોવરથી** પ્રજા જન મન ભાવિયા. ૬

વળિ દક્ષ સચિવ **શામળ** સ્વતંત્રે વ્યવસ્થા રૂડી રચી,
સર્વવાતે પ્રજા સુખકર ન્યાયનીતિ મનગો ગચી;
રાજકુમાર કૉલેજમાં પ્રિય વિદ્યામાં સરસા પણે,
સુમિત્ર રાજકુમાર સુખાર્થે **સવાલક્ષ** ખર્ચ્યા ભણે. ૭

બાળાપણથી ઉદારતા ગુણ રાજ યોગ્ય વિરાજતાં,
દેશે દેશ પ્રવાસ કર્યો ગુણ કીર્તિ જય યશ છાજતાં;

### અષ્ટ વસ્તુ રવીવારે ત્યાગનીય.

તેલ તક્ર તામ્બુળને, ઉષ્ણોદક સુપલંગ ;
દાતણ નિશિ ભોજન લવણ, ત્યાગિ કરો સતસંગ. ૫૦૫

### અષ્ટ કન્યા વર વર્જનીય.

નિકટ દૂર વળિ અતિ નિકટ, મહાધની ધન હીણ ;
કન્યા દેય ન અષ્ટને, કૃપણ દીન શઠ ક્ષીણ. ૫૦૬

### અષ્ટ ઊપદ્વીપ.

### અરિલ છંદ.

સ્વર્ણપ્રસ્થને ચંદ્ર, શુકલ વળિ જાણિયે ;
આવર્તન રમણક, ઉપદ્વીપ વખાણિયે ;
મંદર હરિણ સુ પાંચ, જન્ય શુભ નામ છે ;
(હરિહાં) સિંહલ લંકા અષ્ટ, સ્પષ્ટ વિશ્રામછે. ૫૦૭

### અષ્ટ વર્ણોચ્ચાર સ્થાન.

નાભિ હૃદય ગ્રિવ શિર અધર, નાક તાળુ સહ સાત ;
રસના મૂળ સહિત વદે, વાણિ સ્થાન વિખ્યાત. ૫૦૮

### અષ્ટ મહાતીર્થ.

અગ્નિ કામ્ય અરણ્યકા, પ્રયાગ શુલ્ક પ્રભાસ ;
તીર્થ કાશિને દ્વારિકાં, કહ્યાં પ્રકાશ પ્રકાશ. ૫૦૯

### અષ્ટ રંગ ગંજીફો.

સુરખ બરાત કુમાસને, ચંગ ન્યૂન સુખ સાર ,
તાજ સુપેત ગુલામ વળિ, તેગ અધિક પ્રિયકાર. ૫૧૦

### અષ્ટરાજ સેવા દર્શન સમય.

પ્રથમ મંગળા ને વળી, બીજે કહું શૃંગાર ;
ગોવાળ ત્રિજે ગણુ ચતુર, રાજ ભોગ સુવિચાર. ૫૧૧

ઉત્થાપન પછિ ભોગના, સંધ્યાર્તી સુખદાય ;
શયન સહિત એ અષ્ટ ગણિ, જન દર્શણને જાય. ૫૧૨

### સાષ્ટાંગ પ્રણામ વિધિ.

શિર દૃષ્ટી ઉર મન વચન, કર જાનૂ પદ અષ્ટ ;
હરિહરને સાષ્ટાંગ સહ, પ્રણામ વિધિ કહિ સ્પષ્ટ. ૫૧૩

### અષ્ટ ધાતુ ઉત્પત્તિ.
### અરિલ છંદ.

કલાઇ સીસૂં વિર્ય જાણિલે ઇન્દ્રનૂં,
શિવ પારદ સતિ ગંધક કનક સુચંદ્રનૂં ;
રવિ રૂપૂં હળધરનું અભ્રખ જાણિયે,
(હરિહાં) લક્ષ્મી મનસિલ હરિ હરતાલ પ્રમાણિયે. ૫૧૪

### અષ્ટ ગંધ.
### દોહરા.

કુમકુમ કેશર કસ્તુરી, અગર તગર કરપૂર ;
મળિયાગર ચંદન અને, સોંધા સુગન્ધ શૂર. ૫૧૫

### અષ્ટ દગ્ધાક્ષર ભેદ.

**હ ઝ ધ ન થ ભ ર ખ** આઠ છે, દગ્ધાક્ષર કવિ લેખ ;
નર કવિતામાં પ્રથમ પદ, ધરતા વિઘન વિશેષ. ૫૧૬

### અષ્ટ દગ્ધાક્ષર ફળ.
### સોરઠો.

**હ** ધન હાનિ **ઝ** ક્લેશ, **ધ** તન ધાત **ન** વિલાસ ક્ષય ;
**થ** ગૃહશુન્ય **ભ** વિદેશ, **ર** તનરોગ **ખ** મરણ કરણ. ૫૧૭

### અષ્ટ ગણ રૂપ દેવ ફળ વર્ણ વંશ પ્રત્યેકના ષડંગ.
### મગણનું ઉદાહરણ.
### ( દોહરા ).

ત્રણ ગુરુ રૂપ ક્ષિતિ દેવતા, શ્રીફળ સ્વેત સુરંગ ;

બ્રહ્મ મૂખ દ્વિજ વંસમાં, મગણ ઉદય પ્રિય અંગ. ૫૧૮

નગણનું ઉદાહરણ.

ત્રિલઘુ રૂપ સુર સ્વર્ગ ફળ, યશધી ચિત્ર વખાણ;
બ્રહ્મ,બાહુ કુળ ક્ષત્રિમાં, નગણ ઉદય વિધિ જાણ. ૫૧૯

ભગણનું ઉદાહરણ.

ભગણ આદિ ગુરૂ ચંદ્ર સુર, ફળ યશ કરત પ્રશંસ;
પિત્ત વર્ણ પોપટ સમો, વળિ વિદ્યાધર વંશ. ૫૨૦

યગણનું ઉદાહરણ.

રૂપ આદિ લઘુ સલિલ સુર, ફળ આયૂર વિચાર.;
શ્યામ રંગ ઘનશ્યામ સમ, વૈશ્ય વંશ ચિત ધાર. ૫૨૧

જગણનું ઉદાહરણ.

રૂપ મધ્ય ગુરૂ સુરજ સુર, રોગદ પિત્ત સુજાણ;
પવન પુત્ર કુળ કવિ ગણે, જગણ ઉદય ઉર આણ. ૫૨૨

રગણનું ઉદાહરણ.

રગણ મધ્ય લઘુ અગ્નિ સુર, ફળ વિનાશ કુળ કાળ;
રક્ત વર્ણ કવિજન કહે, રગણ ઉદય સંભાળ. ૫૨૩

સગણનું ઉદાહરણ.

સગણ અંત ગુરૂ પવન સુર, ફળ વિદેશ દુખદાઇ;
પવન વંશ છે નિલ વરણ, સગણ ઉદય પ્રિય ભાઇ. ૫૨૪

તગણનું ઉદાહરણ.

તગણ અંત લઘુ દેવ નભ, શુન્ય ફળ વરણ સ્યામ;
ઉત્પત્તી ક્રવ્યાદ કુળ, ઉદય.તગણ ગણ નામ. ૫૨૫

## અષ્ટ ગણના રૂષી.

### અરિલ છંદ

મન ભય જર સત અષ્ટ ગણ સુક્રમ જાણિયે,
કસ્યપ કવિ અંગિરા અત્રિ સુપ્રમાણિયે;
ગૌતમ કૃત્મ સુકૌશિક વસિષ્ટ ક્રમ તથા,
(હરિહાં) હરિ પર્યંક શેષથી ગુરૂડે સુણિ કથા. ૫૨૬

## અથ અક્ષર ગણ સંખ્યા નામ રૂપ દેવતા ફળ વર્ણ વંશ મિત્રાદિ ફળ સહિત અષ્ટાંગ.

| સંખ્યા | ગણનામ. | રૂપ. | દેવ. | ફળ. | વર્ણ. | વંશ. | મિત્રાદિ. | ફલ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મગણ. | ડ ડ ડ | મહી. | લક્ષ્મી. | શ્વેત. | બ્રાહ્મણ. | મિત્ર. | શુભ. |
| ૨ | નગણ. | ‌। । । | સ્વર્ગ. | બુદ્ધિ. | ચિત્ર. | ક્ષત્રિય. | મિત્ર. | શુભ. |
| ૩ | ભગણ. | ડ । । | શશિ. | યશ. | પિત્ત. | વિદ્યાધર | દાસ. | શુભ. |
| ૪ | યગણ. | । ડ ડ | સલિલ. | આયુ | સ્યામ. | વૈશ્ય. | દાસ. | શુભ. |
| ૫ | જગણ. | । ડ । | રવિ. | રોગ. | પિત્ત. | પવન. | ઉદાશ. | અશુભ |
| ૬ | રગણ. | ડ । ડ | અગ્નિ. | દાહ વીનાશ. | રક્ત. | અગ્નિ. | શત્રુ. | અશુભ |
| ૭ | સગણ. | । । ડ | વાયુ. | વિદેશ. | નિલ. | વાયુ. | શત્રુ. | અશુભ |
| ૮ | તગણ. | ડ ડ । | નભ. | શુન્ય. | સ્યામ. | ક્રવ્યાદ. | ઉદાશ. | અશુભ |

## દ્વિગણ વિચાર.

### દોહરા.

મગણ નગણ બે મિત્ર છે, ભગણ યગણ બે દાસ;
રગણ સગણ બે શત્રુ છે, જગણ તગણ ઊદાસ. ૫૨૭

## શુભાશુભ ગણ વિચાર.

મગણ નગણ ને ભગણ વળિ, યગણ શુભ તું વિચાર;
જગણ રગણ ને સગણ વળિ, તગણ અશુભ સરદાર. ૫૨૮

## દ્વિગણનાં ફળ.

મિત્ર મિત્ર ભેળા રહે, તો ત્યાં લક્ષ્મી વાસ ;
મિત્ર દાસ ભેળા રહે, તો જય પામે ખાસ. ૫૨૯
દાસ દાસને મિત્ર એ, મળવે મળતી સિદ્ધિ ;
ઉદાસ મિત્ર જ્યાં એકઠા, સાધારણ ફળ રિદ્ધિ. ૫૩૦
ઉદાસ દાસ અને રિપૂ, સાથે ઉદાસ હોય ;
મિત્રરિપૂ ત્રણ જોડએ, ભેળી ત્યાં દુખ જોય. ૫૩૧
દાસ અનેજ ઉદાસ વળિ, શત્રુ શત્રુ દુખકાર ;
મિત્ર ઉદાસ જુગલ મળ્યે, હાનિ મહાચિંત ધાર. ૫૩૨
દાસ રિપૂજ ઉદાસને, ઉદાસ મળતા હોય ;
નેરિપુ મિત્ર જુગલ મળે, ત્યાં ફળ ઊંધૂં જોય. ૫૩૩
રિપૂ દાસ બે એકઠા, તૂવ ત્યાં સ્ત્રીનો નાશ ;
પૂર્વે ગ્રંથ કરતા કહે, ગુણિ નવ થઇશ નિરાશ. ૫૩૪

### અથ મિત્રાદિ યુગલ ફળ વિચાર દર્શક.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મિત્ર. મિત્ર. | .................................... | | લક્ષ્મીદાયક. | શુભ. |
| ૨ | મિત્ર. દાસ. | .................................... | | જયદાયક. | શુભ. |
| ૩ | દાસ. દાસ. | દાસ. મિત્ર. | .............. | સિદ્ધિદાયક. | શુભ. |
| ૪ | ઉદાસ.મિત્ર. | .................................... | | સાધારણ. | મધ્યમ. |
| ૫ | ઉદાસ. દાસ. | રિપુ. ઉદાસ. | મિત્ર. રિપુ. | દુ:ખદાયક. | અશુભ. |
| ૬ | ઉદાસ. રિપુ. | .................................... | | કુળરોધક. | અશુભ. |
| ૭ | દાસ. ઉદાસ. | રિપુ. રિપુ. | મિત્ર ઉદાસ. | હાનીકારક. | અશુભ. |
| ૮ | દાસ. રિપુ. | ઉદાસ ઉદાસ. | રિપુ મિત્ર. | વિફળકારક. | અશુભ. |
| ૯ | રિપુ. દાસ. | .................................... | | સ્ત્રીનાશક. | અશુભ. |

### નાગ પિંગળે માત્રા ગણ ભેદ.

માત્રા ગણ **મસ જભન** છે, ભુ પવન રવિ શશિ સ્વર્ગ ;
દેવ સુ ફળ શ્રિ વિદેશ પિડ, જશ બુદ્ધી શુભ વર્ગ. ૫૩૫

એ ગુરુ મગણ નગણ ચતુર, લઘુ એ નાગ પ્રમાણ;
ભગણ આદિગુરુ જગણમાં, મધ્ય ગુરૂ પ્રિય જાણ. ૫૩૬
અંત ગુરૂ ગણિ સગણમાં, પંચ વિધી ગણ પેખ;
મિત્ર શત્રુ દાસાદિફળ, આગળ કહ્યાં વિશેષ. ૫૩૭

**અથ માત્રાગણ સંખ્યા નામ રૂપ દેવતા ફળ વર્ણ વંશ મિત્રાદિ ફળ સહીત અષ્ટાંશ.**

| સંખ્યા | ગણનામ. | રૂપ. | દેવ. | ફળ. | વર્ણ. | વંશ. | મિત્રાદિ. | ફળ. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | મગણ. | ડ ડ | મહી. | લક્ષ્મી. | શ્વેત. | બ્રાહ્મણ. | મિત્ર. | શુભ. |
| ૨ | સગણ. | ।। ડ | વાયુ. | વિદેશ. | નિલ. | વાયુ. | રિપુ. | અશુભ. |
| ૩ | જગણ. | । ડ । | રવિ. | રોગ. | પિત્ત. | પવન. | ઉદાસ. | અશુભ. |
| ૪ | ભગણ. | ડ ।। | શશિ. | યશ. | પિત્ત. | વિદ્યાધર. | દાસ. | શુભ. |
| ૫ | નગણ. | ।।।। | સ્વર્ગ. | બુદ્ધિ. | ચિત્ર. | ક્ષત્રિય. | મિત્ર. | શુભ. |

**અષ્ટ ગણ વૈરાગ ઉભયાર્થ બોધ.**

**મન ભય તજરસ** છે નહીં, એહ જુઠો સંસાર;
ગુરુ લઘુ દાસ ઉદાસ વળિ, શત્રુ મિત્ર અપાર. ૫૩૮
ગુરુમાં ગુરુતા છે નહીં, લઘુમાં અતિ લઘુતાઇ;
દાસ ઉદાસ સુમિત્ર તે, થાય શત્રુ સમ ભાઇ. ૫૩૯

**અષ્ટ ગણનાં અષ્ટ વાહન.**

**મન ભય જરસત** ગણતણાં, વાહન ક્રમથી જાણ;
હસ્તિ હંસ હય રથ અને, પદાતિ પરમ વખાણ. ૫૪૦
વરાહને સારંગ વળિ, કુમઠ અષ્ટમે લેખ;
મન ભઆદિ ક્રમથી કહ્યાં, ગણ વાહન ગુણિ પેખ. ૫૪૧

## પ્રત્યેક રાગના અષ્ટ પુત્ર ભેદ.

### પ્રથમ ભૈરવ રાગના અષ્ટ પુત્ર.

હરખ તિલક ને પૂંરિયા, વા કહેતા બંગાળ ;
માધવ સોહા પુત્રને, કહેતા સોહુ રસાળ. ૫૪૨
બલનેહજ બલિનાહછે, મધુ પંચમ સહ સ્પષ્ટ ;
આદિ રાગ ભૈરવ તણા, પુત્ર કહ્યા એ અષ્ટ. ૫૪૩

### મેઘમલાર રાગના અષ્ટ પુત્ર.

જાલન્ધર સારંગને, નરનારાયણ જાણ ;
નટને નંદનારાયણ, કહિજન કરત વખાણ. ૫૪૪
કલ્યાણ સંકરાભરણ, ગજાધર ગંધાર ;
સૂહા સહ એ મેઘના, અષ્ટ પુત્ર પ્રિયકાર. ૫૪૫

### શ્રી રાગના અષ્ટ પુત્ર.

સિન્ધુ માલુ વા માલવ, ગૌડ કુમ્ભ સહ ચાર ;
ગુણસાગર ગંભીર વળિ, સંકર સપ્ત વિચાર. ૫૪૬
કેક કહે બેહાગડો, બિહાગરાનૂં નામ ;
અષ્ટ પુત્ર શ્રીરાગના, તેમ અષ્ટ છે વામ. ૫૪૭

### માલકોષ રાગના અષ્ટ પુત્ર.

મારૂ મેવાડો પ્રબળ, બર બર વા બરહંસ ;
ભ્રમર અને ચંદ્રક ભલા, દલપતી કરે પ્રશંસ. ૫૪૮
ખોખર ને શુભ નંદ એ, માલ કોપના તન્ન ;
પ્રિય પન્ડિત મત દેખતાં, તૃપ્ત ન થાયે મન્ન. ૫૪૯

### હિંડોલ રાગના અષ્ટ પુત્ર.

ચંદ્રબિમ્બ આનંદને, મંગળ શોભા ચાર ;
બિભાસ વા ભાસ્કર ભણે, વળિ વિનોદ પ્રિયકાર. ૫૫૦
ગૌરા પ્રધાન અષ્ટ એ, હિંડોલ કેરા સૂત ;
દલપતિરામ પ્રકટ કરે, સમજે હોય સપૂત. ૫૫૧

### દીપક રાગના અષ્ટ પુત્ર.

કુન્તલ કુમલ સુકુસુમને, કુસુભ કહે કૈ એક ;
ચંપક રામ વિહેલ વળિ, હિમાલ વદતા નેક. ૫૫૨
કલિંગ કલિંદ કો કહે, દેશ દેશમાં ફેર ;
દીપક સુત એ અષ્ટછે, સૌને માથે મેર. ૫૫૩

### પ્રત્યેક રાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા ભેદ.

### પ્રથમ ભૈરવ રાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

વિરાવળી સોહા સુણી, કનિહારિ વા કુમારિ ;
ભલ ગુજરી સુપતંજડી, સોરઠિ સહ પ્રિય નારિ. ૫૫૪
અંદાહી ને મેરવી, ભૈરવ પુત્રનિસ્પષ્ટ ;
ભરત મત પ્રમાણે કહી, એહ ભારજા અષ્ટ. ૫૫૫

### મેઘ મલાર રાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

કરણાટ વા કરણાટિછે, ગૌરી વિહારિ વામ ;
પરજ અને નટમંજરી, વા મઠમંજરિ નામ. ૫૫૬
સુધના વા સુધનાટ જો, માંઝ અને કરનારિ ;
મેઘ મલાર સુપુત્રની, કહિ ભારજા વિચારિ. ૫૫૭

### શ્રીરાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

મારવિ વાછે મ્હાડતે, વિજયા કુમ્ભી સાર ;
સિરો સોહની ક્ષેમ વા, ક્ષીમ ચતુર ચિત ધાર. ૫૫૮
સહસ્ત્રશિરપા ધ્યાનજી, રૂપ રૂપના ધામ ;
શ્રીરાગના સુપુત્રની, અષ્ટ ભારજા નામ. ૫૫૯

### માલ કોષ રાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

ધનાસરીને જેતશ્રી, કામેદી ગંધારિ ;
શુદ્ધરાગિને કો કહે, સુધરાની સુવિચારિ. ૫૬૦
દુર્ગા ભીમ પલાસિ સહ, સપ્ત ગણુત સકુમારિ ;
માલશ્રી વા માલસરિ, અષ્ટ ભારજા પ્યારિ. ૫૬૧

### હિંડોલ રાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

કેરવિ વા કિરવી કહે, લિલાવતી સોહાય ;
પાર્વતિ પૂર્વી ચૈતિ વળિ, સરસ્વતી કહેવાય. ૫૬૨
દેવગિરિને દિલોગિરી, કહે કો કળાવંત ;
તરુણ સહિત શુભ ભારજા, અષ્ટ સુ કહિ ધિમંત. ૫૬૩

### દીપકરાગના અષ્ટ પુત્રની અષ્ટ ભારજા.

મંગળગુજરિ મનોહરા, અહિરિ એમન હમીર ;
માલ ગુજરિ ભોપાલિ વળિ, જય જયવંતિ સુધીર. ૫૬૪
દીપકના પુત્રો તણી, અષ્ટ ભારજા લેખ ;
ભરતાચાર્ય મતે સુગમ, ચતુર વિચારી પેખ. ૫૬૫

### રાવણના અષ્ટ પ્રધાન.

તુંગ અને મહાતુંગ વળિ, સંબર ને જલદામ ;
અરિદહન સુકન્ધર અને, મહેન્દ્ર ચૂડ સુનામ. ૫૬૬
રામચંદ્ર સન્મુખ થયો, નાયક મૂંડ સુજાણ ;
અષ્ટ પ્રધાન રાવણતણા, રામાયણથિ પ્રમાણ. ૫૬૭

### અષ્ટ મહા નાયિકા.

સ્વાધિનપતિકા ઉત્કલા, વાસકસજ્યા નામ ;
અભિસન્ધિતા વખાણિયે, વળી ખન્ડિતા વામ. ૫૬૮
દલપતિ વિપ્રલબ્ધા અને, પ્રોપિતપતિકા સાર ;
અભિ સારિકા સુઅષ્ટ એ, શુભ નાયિકા વિચાર. ૫૬૯.

### ક્રોધના અષ્ટ ગણ સમૂહ.

પૈશુન્યં સાહસ અને, ઈર્ષા દ્રોહ વિચાર ;
અસુયાને અર્થ દૂષણ, કટૂ વચન વળિ માર. ૫૭૦

### અષ્ટ સાત્વિક ભાવ.

સ્વેદ કંપ સ્વર ભંગ વળિ, સ્તમ્ભ વિવર્ણ બનાવ ;
રોમ હર્ષ અશ્રૂ પ્રલય, આઠે સાત્વિક ભાવ. ૫૭૧

### અષ્ટ કુળ પર્વત.

મેરુ ગંધમાદન અને, મહાનિલાદ્રિ વખાણ;
સુ ઉદયાચળ અસ્તાચળ, વિંધ્ય હિમગિરિ પ્રમાણ. ૫૭૨
સુવેલ સહ એ અષ્ટ કુળ, પર્વત કહ્યા સુ લેખ;
વખાણુતા સામાન્ય જન, તેમ ઋષી મુનિ પેખ. ૫૭૩

### દેવકીજીના અષ્ટ પુત્ર.

કીર્તીમત્ત સુખેણ વળિ, ભદ્રસેન અર્જુન;
સમ્મર્દન ને ભદ્રશ્રી, રામકૃષ્ણ સ્તવમન. ૫૭૪

### કૃષ્ણના અષ્ટ સખા.

સૂરદાસ કુમ્ભન અને, કૃષ્ણ સુપરમાનંદ;
નંદ ચતુર્ભુજદાસ વળિ, સુબલ સુદામા વ્રંદ. ૫૭૫

### અષ્ટાંગ યોગ.

યમ પછિ નિયમ વખાણુતા, આસન પ્રાણાયામ;
પ્રત્યાહાર સુધારણા, ધ્યાન સમાધિ સુધામ. ૫૭૬
આસન સૌ રોગો હરે, પાપને પ્રાણાયામ;
પ્રત્યાહારસુ પ્રતિ હરે, મનવિકારના કામ. ૫૭૭
ધારણ ફળ મન ધીરતા, અદ્‌ભુત પ્રભુતા ધ્યાન;
પામે મોક્ષ સમાધિથી, પુણ્ય પાપ તજિ માન. ૫૭૮

### યમ.

સત્ય અહિંસા આરજવ, વળિ આસ્તેય વિચાર;
બ્રહ્મચર્ય ધૃતિ ક્ષમ દયા, વળિ પરિમિત આહાર. ૫૭૯

### નિયમ.

આસ્તિક તપ સંતોષ ને, દાન સુપૂજન પ્રેમ;
સિદ્ધાન્ત શ્રવણ લાજ મતિ, જાપ હોમ દશ નેમ. ૫૮૦

દુર્ગુણથી રહિ દૂર સદ્‌ગુણથી શરિર શોભાવતા,
થયા નથી થાનાર નથી **તખ્તેશ** સમ મનમાનતા. ૮
અધિરાજ **શ્રીમહારાણિની** પ્રિય **જુબિલિમાં** જય મેળવ્યો,
ઈંગ્લાંડ આદિ પ્રદેશમાં જૈ નવિન શ્રીયશ કેળવ્યો;
ફરિ ઠામ ઠામ ઉદારતા શુભ કામમાં શોભે વડી,
બહુ બાંધકામ વિરાજતાં જન સ્મર્ણ કરત ઘડી ઘડી. ૯
મંત્રેશ્વરો સદ્‌ગુણગ્રાહિક રાજ્ય નગર શૃંગારતા,
પ્રિય યોગ્યવાત સલાહ શાંતિ વિશેષ રાજ્ય વધારતા;
પ્રતાપિ **વિઠ્ઠલદાસ** આદિ લૈ શોભતા સરદારમાં,
પ્રીતિ યુકતથી રાજકાજે પ્રયાશ અધિક ઉદારમાં. ૧૦
સરોવરથી નળ વધારિજન પાણિથી સુખિયાં કર્યાં,
શ્રીરાજબાગ નિહાળિ જોતાં પ્રજાજન મનડાં ઠર્યાં;
સાંજે યશસ્વી બ્યાન્ડ વાગતાં બાગરચના બહુ થઈ,
જો પક્ષિ પશૂ બહુ ભાતના ત્રણ સિંહ વ્યાઘ્રાદિક જઇ. ૧૧
ચેતરંગિ મયૂર નિહાળિ આશ્ચર્ય પામે મન થકી,
સૈન્યરિવ્યૂ સુભટ શત-ની મધ્યાને છુટતી વકી;
બ્યાપાર વૃદ્ધિ પમાડવા રચિ રેલવે સુખકર પ્રભા,
અમરાપુરી સમ સુંદર બ્યુહજો રાજ્યમ્હેલ ઉપર ઉભા. ૧૨
શુભ નગર પ્રાંત મહીં નવાણો નવિન રસ્તા સેતુઓ,
રાજ્ય પર્માર્થ વિચાર શોભા આજિ ઉપર અવિચળ જુઓ;
શ્રીભાવનગર બંદરે સાંજે દિવાદાંડિ પ્રકટે દિપક,
શ્વેત સમરસ બોધ સુકીર્તિ વિરાજતી શ્રી નૃપ રુપક. ૧૩
**શ્રીભાવસિંહ** યુવરાજ **મંગળસિંહ** જોડી શોભતી,
માજિરાજબા કન્યાશાળા નગરમાં પુણ્ય ઓપતી;
**દિવાન શામલદાસ** કૉલેજ રમ્ય સ્થળપર રાજતી,
નવિ હૉસ્પિટલ્ **તખ્તેશ** છબિ મહાશરમધ્ય વિરાજતી. ૧૪
આયુષ્ય વાધો અતિઘણૂં પ્રિય રાજ્ય વૃદ્ધિ દિને દિને,
કલત્ર પુત્ર ગજ હય રથ પદ ચર કુશલ અસ્ત્ર શસ્ત્રાદિને;
ધન ધાન્ય વૃદ્ધિ વિજય યશ વાધો **મહારાજા તખ્તેશના**,
**આશીષ દલપતિરામ** જન સૈરાષ્ટ્ર ગુર્જર દેશના. ૧૫

### યોગાસન.

લક્ષચોર્યાશી આસન, જીવયોનિ ઇતિ જાણ;
પણ ચોર્યાશી મુખ્ય છે, ત્હેમાં બેય વખાણ. ૫૮૧

### સિદ્ધાસન.

એડી ડાબા પાગની, યોનિ સ્થાન દ્રઢ રાખિ;
તેમજ જમણી એડિને, અંડ ઉપર દે નાખિ. ૫૮૨
સમ વિગ્રહ કરિ દૃષ્ટિથી, ભ્રકુટિ મધ્યમાં જોય;
ઉઘડે મોક્ષ કપાટ જવ, તવ સિદ્ધાસન સોય. ૫૮૩

### બદ્ધપદ્માસન.

વામ જંઘ પર દક્ષપગ, દક્ષ જંઘ પર વામ;
વળિ પિઠ પાછળ કરથિ ગ્રહિ, પાદાંગુષ્ઠ દમામ. ૫૮૪
ચિબુક વક્ષસ્થળ લાવિને, નાસિકાગ્ર પર ચક્ષ;
રોગ હરણ સુખ સિદ્ધિકર, બદ્ધપદ્માસન લક્ષ. ૫૮૫

### પ્રાણાયામ.

શ્વાસ ખેંચિ પૂરે ઉદર, પૂરક એહ પ્રમાણ;
રોકિ રાખવો વાયુને, તે કુંભક તૂં જાણ. ૫૮૬
તજિ દેવો તે પવનને, રેચક જાણ સુજાણ;
પ્રાણાયામ વિધાનનૂં, ત્રિવિધ નામથિ વખાણ. ૫૮૭

### પ્રત્યાહાર.

ઇન્દ્રિય મન વશ રાખવાં, પ્રત્યાહાર સુજોય;

### ધારણા.

એક ઠામ ચિત લાવવૂં, તેહ ધારણા સોય. ૫૮૮

### ધ્યાન.

ચિત લાગ્યો લાગ્યો રહે, ધ્યાન કહે કવિ તેહ;

## સમાધિ.

ધ્યેયસુ પૂરણ ભાસવું, જાણ સમાધી એહ. ૫૮૯.

## વેદપઠન અષ્ટ વિકૃતિ નામ.

પ્રથમ જટા[1] માલા[2] શિખા,[3] વળિ લેખા[4] ધ્વજ[5] જાણ ;
દન્ડ ક્રમ[6] રથ[7] ધન[8] સહિત, અષ્ટ વિકૃતિ વખાણ. ૫૯૦

---

## નવદુર્ગા.

સુભગ શૈલ પુત્રી અને, બ્રહ્મચારિણી જાણ ;
ચરણ ચંદ્રઘન્ટા સ્મરી, કુષ્માન્ડા ઉર આણ. ૫૯૧
સ્કન્ધમાતુકાત્યાયની, કાળરાત્રિનું ધ્યાન ;
મહાગૌરિને સિદ્ધિદા, નવદુર્ગા પ્રિય માન. ૫૯૨

## નવનિધિ.

મહાપદ્મ ને પદ્મ કહું, કચ્છપ વળી મુકુંદ ;
ખર્વ શંખને મકર ગણ, લીલા જાણતું કુંદ. ૫૯૩

## નવ નાડી.

ઇડા પિંગળા સુક્ષમણા, પયસ્વની સુભણંત ;
ગંધારી ગણ પાંચમી, શંખિનિ લક્ષણ વંત. ૫૯૪
પુરુષા અને અલંબુકા, કુહુકા સહ નવ નાડિ ;
કવિ યોગી મુનિ જાણતા, એક ન લહે અનાડિ. ૫૯૫
ઇડા પિંગળા પ્રગટછે, ચંદ્ર સૂર્યથિ પ્રમાણ ;
જમણે સૂર્ય ડાબે શશી, મધ્ય શુક્ષમણા જાણ. ૫૯૬
પ્રાણ અપાન સ્વરૂપ જિવ, ઇડા પિંગળા માંહિં ;
જોઅધ ઉર્ધ્વ વહે ગ્રહે, અવર પંથ તે નાંહિં. ૫૯૭

## સોહં શબ્દ વિચાર.

બ્હાર સકાર કહાડેજતે, પેંઠે થાય હકાર ;
અજપા જપ એ જપત્ જિવ, નિશદિન વિના વિચાર. ૫૯૮

સુદેહ રૂપ દેવાલય, પ્રત્યગાતમાં દેવ ;
નિર્માણ અવિદ્યા કાર્યને, પૂજ ત્યાગિ અહેવ. ૫૯૯
જે પૂરણ પરબ્રહ્મતે, પ્રત્યગાતમા જાણ ;
સોહં સોહં શબ્દ ભણિ, નિશદિન પૂજિ વખાણ. ૬૦૦
તે ઇશ્વરને જાણિયે, અહં શબ્દ ગણિ જીવ ;
સોહં તજિ રહિ એકરસ, બ્રહ્મ જીવ નહિં શીવ. ૬૦૧

## શ્વાસ પ્રમાણ.

શ્વાસ બાણુ કોટી તણો, આયુષ્ય જાણ સુ જાણ ;
શ્વાસ વિતે તવ માનવું, મૃત્યૂ નામ પ્રમાણ. ૬૦૨
ઋષિના ત્રિગુણ હજાર ગણ, ષટ્શત શ્વાસ પ્રકર્ષ ;
અહનિશ વર્તે વૃત્તિમાં, અનઘ જિવે શત વર્ષ. ૬૦૩
અકાળ મૃત્યુથિ કોમરે, તે થઇ ભુગતે ભૂત ;
સર્વ શ્વાસ વીતી જતાં, આવેછે યમદૂત. ૬૦૪

## બ્રહ્માના માનસિક પુત્ર.

અત્રિ મરીચી અંગિરા, વળિ પુલસ્ત વખાણ ;
પુલહ અને ક્રતુ જાણવા, ઊર પ્રચેતા આણ. ૬૦૫
વશિષ્ઠ ને ભૃગુમાનસિક, સહ નવ જગ કરતાર ;
નારદ વણ સંતાનછે, બ્રહ્મ પુત્ર નિર્ધાર. ૬૦૬

## નવદ્વાર શરીર.

મુખ દૃગ નાશા કર્ણ મળિ, સપ્ત શિષ્ણુ ગુદ હોય ;
એ નવદ્વાર શરીરના, ગુણિ ગણના કરિ જોય. ૬૦૭

## બ્રહ્માના સારીરિક પુત્ર.

જમણા અંગૂઠાથિ જય, દક્ષ પ્રજાપતિ નામ ;
દક્ષિણ સ્તનથી ધર્મછે, વળી હૃદયથી કામ. ૬૦૮
ક્રોધ ઉદય ભ્રૂવમધ્યથી, અધરથિ ઉદયો લોભ ;
મોહ બુદ્ધિથી ઉદય છે, મદ અહંકારથિ શોભ. ૬૦૯

હર્ષ કંઠ વળિ મૃત્યુ દૃગ, નવસારીરિક હોય ;
કન્યા અંગજા તો ભલી, સરસ્વતી પ્રિય જોય. ૬૧૦

### નવ ખન્ડ.

ભરત ઇલાવ્રત કિંપુરુષ, ભદ્રખંડ કિતુમાલ ;
કહે હિરણ્ય સુરમ્ય હર, વળિ કુરુખન્ડ વિશાલ. ૬૧૧

### ભરતખન્ડના નવખન્ડ.

પ્રથમે એન્દ્રક સેરુ વળિ, તામ્રપર્ણ પ્રિયકાર ;
ચોથોખંડ ગભસ્તિમત, ને કુમારિકા સાર. ૬૧૨
નાગ સૌમ્ય વારુણ અને, ગનર્વ સહ નવ ખન્ડ ;
ભરતખન્ડના એ ગણે, જહેમાં ધર્મ પ્રચન્ડ. ૬૧૩

### નવ મહા યોગેશ્વર.

કવિ કહેતા હારિત અને, અંતરિક્ષ પરબુદ્ધ ;
પિપ્પલાયન સુજાણિયે, અવિર્હોત્રિ મતિ શુદ્ધ. ૬૧૪
સપ્તમ દુર્મિલ ગણિકહે, અષ્ટમ ચમસ વખાણ ;
કરભાજનયુત પરમ જન, નવ યોગેશ્વર જાણ. ૬૧૫

### નવ દ્રવ્ય.

પંચ ભૂતને કાળ વળિ, દિગ આત્મા મન પેખ ;
નૈયાયિક મતથી ગણે, એ નવ દ્રવ્ય સુલેખ. ૬૧૬

### નવ રત્ન.

માણેક મુક્તા વિદ્રુમસુ, પન્નાને પુખરાજ ;
હીરા લીલમ લસણિયો, પિરોજાદિ નવ સાજ. ૬૧૭

### બીજી રીતે નવગ્રહરૂપ નવ રત્ન.

#### છપ્પય છંદ.

માણિક ભાનૂ રૂપ, શશી મુક્તાફળ જાણો ;
વિદ્રુમ મંગળ રૂપ, બુદ્ધ પન્નાજ વખાણો ;

પુખરાજન ગુરૂ શુક્ર, વજ્ર શનિ લીલમ કહિયે ;
ગોમેદ રૂપ રાહુ, કેતુ વૈદુર્ય સુલહિયે ;
નવગ્રહ સ્વામી નવ રત્નથી, સુઘડ શૃંગાર શૃંગારતા ;
પ્હેરી કરમાં જન નવ ધરાં, નવ ગ્રહ દોષ નિવારતા. ૬૧૮

### નવ ગ્રહ જેષ્ટિકા.

#### દોહરા.

આક પલાસ સુખેર ને, આમલિ પીપર જાણ ;
ગુલ્લર શમિ દુર્વાસુકુશ, ગ્રહ જેષ્ટિકા વખાણ. ૬૧૯

### નવ ગ્રહની ઔષધી.

લજ્જાળૂ ને કુષ્ટ વળિ, બેહેડા કાંગણિ માલ ;
મોથ અને સરસવ કહું, વળી હરિદ્રા ભાલ. ૬૨૦
સરપંખો લોધર સહિત, નવગ્રહ ઔષધી જોય ;
જળમાં ઉકાળિ ન્હાય જન, ગ્રહ બાધા નવ હોય. ૬૨૧

### નવધા ભક્તિ ભેદ.

શ્રવણ કીર્તન સુસ્મર્ણને, પાદસેવ અનિષેધ ;
અર્ચન વંદન દાસતા, સાખ્યસુ આત્મ નિવેદ. ૬૨૨
વિના ભક્તિ ફળ શુન્યછે, જહેવો પ્રિય રસ દ્રાક્ષ ;
નવધા ત્રિવિધ ગણાયછે, શાસ્ત્ર પૂરતાં સાક્ષ. ૬૨૩

### પ્રથમ શ્રી નારાયણી.

વૈશમપાયન શ્રવણમાં, વ્યાસ કીર્તન પ્રમાણ ;
નારદ સ્મર્ણ કહત મુનિ, પાદાર્ચન પૃથુ જાણ. ૬૨૪
વંદન બ્રહ્મા જાણિયે, વિશ્વકસેન સુદાસ ;
સખા પરસ્પર હરિહરા, બળિઅર્પિત સૌ આશ. ૬૨૫

### દ્વિતીય શ્રી રામી.

વૈદેહી સુત શ્રવણમાં, વાલમીક વ્યાખ્યાન ;
કુમ્ભજ શિષ્યસુ સ્મર્ણમાં, ભરત ચરણ રતિમાન. ૬૨૬

અર્ચન સિવરીયે કર્યૂં, વંદન વિભિષણ ખ્યાત ;
હનૂમાન પ્રિય દાસ પદ, કપિ પતિ છે પ્રખ્યાત. ૬૨૭
ગિદ્ધરાજ સર્વસ અરપ્યુ, એ નવધા સુ પ્રમાણુ ;
નન્દ નન્દન તણા સુભગ, ભક્ત ભક્તિ સુવખાણુ. ૬૨૮

શ્રીકૃષ્ણની.

શ્રવણમાં પરીક્ષિત ભલો, કીર્તન શ્રી શુકદેવ ;
વ્રજનારી સ્મર્ણે ગણી, ઉદ્ધવ રજ પદ સેવ. ૬૨૯
અર્ચન ઋષિ પત્નિ સુગમ, સુફ્લક પુત્ર પ્રણામ ;
ભિષ્મક ભક્તિ દાસતા, અર્જુન સખા ભિરામ. ૬૩૦
કુન્તી સરવસ અર્પિને, લીધૂં પદ નિર્વાણુ ;
એહ ત્રિવિધ કહિ મત મતે, નવધા ભક્તિ પ્રમાણુ. ૬૩૧
નવધાથી દશધા પ્રકટ, દશધાથી સુઅનન્ય ;
તે અનન્યથી પરપરા, પ્રાપ્ત થાય તવ ધન્ય. ૬૩૨

દશધા પ્રેમ લક્ષણા.

નવધામાં શુભ પ્રેમ મળિ, દશધા ભક્તિ સુજાણુ ;
પ્રેમ લક્ષણા લક્ષિકો, દશધા સંત પ્રમાણુ. ૬૩૩

અનન્ય.

પંચ ભૂત ચર અચરમાં, જોય આપણો નાથ ;
નિજ સેવકની વાન્ચ્છના, તે અનન્ય પ્રભુ સાથ. ૬૩૪

પરા.

સૌથી પર પરબ્રહ્મછે, સત્ ચિત્ આનંદ મૂળ ;
પરથી પરા સુજાણિને, હરે સકળ ભવ શૂળ. ૬૩૫

અથ નવરસનિરૂપણ.

ભૂલિ જાય દુખ દ્રઢ જહાં, ભણતાં મન સુખ હોય ;
વિભા વાદી પોષેજ તે, કોવિદ પદ રસ જોય. ૬૩૬

તે રસ નવ શૃંગાર વળિ, હાસ્ય સુઅદ્‌ભુત વીર;
રૌદ્ર ભયાનક ને બિભત્સ, કરુણા શાન્ત સુધીર. ૬૩૭
રસ ઉપજેછે ભાવથી, ભાવ પંચવિધ સાર;
ભણુ વિભાવ અનુભાવ વળિ, સ્થિર સાત્વિક સુવિચાર. ૬૩૮

## ભાવ લક્ષણ.

શુદ્ધ ચિત્તમાં વિરતિ જે, પ્રથમ ઉઠે તે ભાવ;
તે શુભ રસ અનુકૂળ છે, લક્ષણ કવિ ચિત લાવ. ૬૩૯

## વિભાવ લક્ષણ.

રસનૂં જે કારણ કહે, તે વિભાવ બે ભાતિ;
આલમ્બનને ઉદ્દિપન, કહે કોવિદ સુ જાતિ. ૬૪૦
પ્રકટે જે અવલમ્બિ રસ, તે આલમ્બન જાણુ;
જે થકિ દિપ્ત થઈ વધે, તે ઉદ્દિપન વખાણુ. ૬૪૧

## આલમ્બન લક્ષણ.

લેખે નાયક નાયિકા, મનમા રસ સર સાય;
આલમ્બન કવિ કુળ કહે, ગ્રંથથિ સાખ પુરાય. ૬૪૨

## ઉદ્દીપન લક્ષણ.

ષટ્ ઋતુ રાગ સુબાગ વળિ, ચિત્ત લાવિ રતિ ભાસ;
વાસ સુવાસ જળ વાસને, ઉદ્દીપન કહુ ખાસ. ૬૪૩

## અનુભાવ લક્ષણ.

વિના કહે આકાર લખિ, હૃદય હેતુ દર્શાય;
તેને તો અનુભાવ કહિ, વર્ણેછે કવિરાય. ૬૪૪

## સ્થાઈ ભાવ લક્ષણ.

બીજ રૂપ સૌ રસ મહીં, સ્થિર તે સ્થાઈ નામ;
જહેવૂં જળ હિમ માંહિં વર, વરણે કવિ અભિરામ. ૬૪૫

### યથા.

રતિ હાંસી વિસ્મય કહૂં, વળિ ઉત્સાહ સુજાણુ ;
રિસ ભય ગ્લાની શોકને, કવિ નિર્વેદ વખાણુ. ૬૪૬

### સાત્વિક ભાવ લક્ષણ.

અંગ ચેષ્ટા વૃત્તિ સુચિત, સુપ્રકાશ કરનાર ;
સાત્વિક ભાવ લહે જનો, કોવિદ તણા વિચાર. ૬૪૭

### યથા.

સ્તંભ સ્વેદ રોમાન્ચ વળિ, સ્વર ભંગ કંપ ગણાવ ;
વિવરણ અશ્રુ પ્રલય એ, આઠે સાત્વિક ભાવ. ૬૪૮

### સંચારી ભાવ.

### છપ્પય છંદ.

મન વિરાગ નિર્વેદ, ગ્લાનિશંકા અસુયા ધૃતિ ;
દૈન્ય મોહ વ્રીડાજ, ચપળતા શ્રમ મદ અસ્મૃતિ ;
ગર્વ હર્ષ આવેગ, ચિંતા શુદ્ધિ જડતા ગણુ ;
નિંધ નિદ્રા વિષાદ, સ્વપ્ન ઉત્કંઠા ભય સુણુ ;
ઉન્માદ વ્યાધિ રતિ ઉગ્રતા, તર્ક ત્રાસ સુપ્રબોધ છે ;
વાદ અપસ્માર મૃત્યૂ સહિત, એ વ્યભિચારી શોધ છે. ૬૪૯

### નવરસ સ્થાઈ ભાવ વર્ણ દેવ ચતુરાત્મક ભેદ.

### આદી શૃંગાર રસ લક્ષણ.

### દોહરા.

બુદ્ધિ વિલાસ સંયુક્ત જ્યાં, પ્રિય રતિ પૂરણ અંગ ;
કવિ વરણે શૃંગાર રસ, કેવળ મદન પ્રસંગ. ૬૫૦
ઘનસ્યામ વર્ણ શૃંગાર રસ, સ્થાઇ ભાવ રતિ જાણુ ;
વિષ્ણુ દેવતા સમજિલે, રસ ગ્રંથોથિ પ્રમાણ. ૬૫૧

### હાસ્ય રસ લક્ષણ.

શ્વેત રંગછે હાસ્ય રસ, નારદ દેવ વિચાર ;

સ્થાઇ ભાવ હાંસી કહે, કવિ પંડિત નિર્ધાર. ૬૫૨

**અદ્‌ભુત રસ લક્ષણ.**

પીત રંગ અદ્‌ભૂત રસ, બ્રહ્મ દેવ સુવખાણ ;
વિસ્મય્ સ્થાઈ ભાવ છે, અદ્‌ભુત જાણ સુજાણ. ૬૫૩

**વીર રસ લક્ષણ.**

ગૌર રંગછે વીરરસ, ઇન્દ્ર દેવ ચિત ધાર ;
સ્થાઇભાવ ઉત્સાહછે, યશસ્વિ રસ સુવિચાર. ૬૫૪

**રૌદ્ર રસ લક્ષણ.**

લાલ રંગછે રૌદ્રરસ, સ્થાઇ ક્રોધ તું માન ;
મહારુદ્રછે દેવતા, કહે સકળ ધીમાન. ૬૫૫

**ભયાનક રસ લક્ષણ.**

ધુમ્રરંગ ભય રસ તણો, વરુણ દેવ પ્રિય જાણ ;
સ્થાઇ ભાવ ભય ને ગણે, રસિક સુકવિ નિર્માણ. ૬૫૬

**બીભત્સ રસ લક્ષણ.**

સ્યામ રંગ બિભત્સ રસ, કાળ દેવ ચિતધાર ;
સ્થાઇ ભાવ ગ્લાની કહે, કોવિદ કુળ સુવિચાર. ૬૫૭

**કરૂણા રસ લક્ષણ.**

અસિત રંગ કરુણા તણો, ધર્મ દેવતા જાણ ;
સ્થાઇભાવ તો શોક છે, કરુણા રસ ઉર આણ. ૬૫૮

**શાંત રસ લક્ષણ.**

શ્વેત વર્ણ છે શાન્ત રસ, સ્થાઇ ભાવ નિર્વેદ ;
બ્રહ્મ દેવ એ રસતણો, જાણે કો કવિ ભેદ. ૬૫૯

**નવ રસ ત્રિગુણ.**

કરુણા અદ્‌ભુત શાન્ત એ, સાત્વિક વીર શૃંગાર ;

વળી હાસ્ય સહ રાજસી, તામસ શેષ વિચાર. ૬૬૦
વર્ણુ દેવને સ્થાઇ સહ, નામ રસ ત્રિગુણુ ખાણુ;
નવરસ દશમો વત્સ રસ, કો કવિ કહે સુજાણુ. ૬૬૧

### હાવ લક્ષણ.

નારિતણા શૃંગારની, આભા તે કહું હાવ;
એહ તણા અનુભાવના, અંતર ભૂત ગણાવ. ૬૬૨
ચેષ્ટા ક્રમ વચનો થકી, વરણે કવિજન આન;
તે અનુભાવ સુહાવછે, વળી ભેદ પ્રિય માન. ૬૬૩
જે રતિ ભાવ પ્રકટ કરે, તે અનુભાવ વખાણુ;
પ્રકટ થવે અનુભાવથી, હાવ હોય સુપ્રમાણુ. ૬૬૪
એ અનુભાવ સુભાવ વિધિ, બિન્જે ભેદ ઉદ્યોત;
પણુ શોભાદિક હોય નહિં, એ શોભાદિક જ્યોત. ૬૬૫

### રસ પ્રબોધ ગ્રંથે શોભા અંગ.

દ્યુતિ લાવણ્ય સુરૂપ વળિ, સુંદરતા રમણીય;
કાન્તિ મધુર મૃદુતા સહિત, સકુમારતા ગણીય. ૬૬૬

### યથાદ્યૂતિ.

શરદ ચંદ્રની ઝળકસમ, દ્યુતિતન માંહિ લખાય;

### લાવણ્યતા.

મુક્તા પાણી સમગણો, લાવણ્યતા સુહાય. ૬૬૭

### રૂપ.

ભૂષણુ વણુ ભૂષિત સુતન, ગોરૂં રૂપ અનૂપ;

### સુંદરતા.

સુભગ અંગ ઘાટિલું શુચી, સુંદરતા રતિ રૂપ. ૬૬૮

### રમણીયતા.

દીઠી અણદીઠી ગણે, રમણ્ય અવની જોય;